# પ્રસ્તાવના

૧૯૨૮ મા મારે વિલાયત અભ્યાસ માટે જવાનુ થયુ ત્યા મને બધી વાતની સગવડ હતી, છતા પિતૃદેશનુ અને પ્રિયજનનુ સ્મરણ થયા જ કરતુ અને એવા સ્મરણથી જ્યારે ચિત્ત અસ્વસ્થ રહેવા લાગ્યુ ત્યારે મનોવિનોદાર્થે આ પુસ્તક લખવાનુ મને સૂઝ્યુ

પુસ્તક મૂળ તો મરાઠીમા જ લખ્યુ તે વખતે એ પુસ્તક કોઈક દિવસ પ્રસિધ્ધ થવાનુ છે એવા વિચાર કરતા એ લખવાની ક્રિયામાથી મનને મળતો આનદ જ મારે મન પ્રધાન હેતુ હોઈ પાઠ્યપુસ્તકની કૃત્રિમતામાથી એ બચવા પામ્યુ છે એવુ કેટલાક મિત્રોએ જણાવતા મને આનદ થયો સ્વાભાવિકતા બાળકને જેટલી રુચે છે તેટલો જ અણગમો તેમને કૃત્રિમ શિષ્ટાચાર માટે હોય છે તેવા શિષ્ટાચારમાથી આ પુસ્તક ઉગરી શક્યુ હોય તો જે સજોગોમા એ લખાયુ તેને એ આભારી છે મરાઠીમા એની બે આવૃત્તિઓ છ સાત વર્ષના ગાળામા થઈ છે, વિદ્યાર્થીઓ અને મોટેરાઓ પણ એને નવલકથાની જેમ રસથી વાચે છે એ બધુ જો આ પુસ્તકની લોકપ્રિયતાના પ્રમાણરૂપ હોય તો તે બધુ પણ એ જ સજોગોને આભારી છે

આ પુસ્તકનુ ગુજરાતીમા રૂપાતર થાય તો સારુ એવી સૂચના મારા કેટલાક મિત્રોએ મને અવારનવાર કરી હતી એવા મિત્રોમા કેટલાક સિધ્ધહસ્ત ગુજરાતી લેખકો પણ હતા પણ સ્વાભાવિક ઉર્મિથી એવુ કાર્ય હાથમા લેનાર બને ભાષાવિદ કોઈ વિદ્વાન મિત્ર ન મળે ત્યા સુધી મનમાથી પસાર થતી એ ક્ષણિક ઊર્મિ કરતા એ સૂચનાની મારી ઉપર કઈ વિશેષ અસર નહિ પડી અને એ સૂચના કોઈ દિવસ કાર્યમા પરિણમવાની છે એવો મનો વિચાર સરખો પણ ન આવતો

પણ એક સુદર અકસ્માત બન્યો ૧૯૩૬ મા અમદાવાદમા રિફ્રેશર કોર્સ યોજાયો હતો ત્યા મારા મિત્ર પ્રો રામચદ્ર આઠવલેનો ભેટો થયો તેમણે પ્રદર્શનમા આ પુસ્તકની મરાઠી પ્રત જોઈ સહજ કુતૂહલથી તે વાચવા તેમણે લીધી બે દિવસમા તો તે આખુ પુસ્તક

જોઈ ગયા અને તેમના સ્નેહભર્યા આતિથ્યની હું મઝા માણુતો હતો ત્યાં તે આતિથ્યની મધુરતાને મધુરતમ બનાવતી વાત તેમણે કહી. એ પુસ્તકનું ગુજરાતીમાં રૂપાન્તર કરવાનો તેમણે નિશ્ચય કરી નાખ્યો હતો. મારે તો એ નિર્ધારને વધાવી જ લેવાનો હતો ને? બન્ને ભાષામાં સારા જાણકાર, વિદ્વાન, અને વળી અંગત મિત્ર—આવો સુંદર સુયોગ આ પુસ્તકને માટે મને ફરીથી ક્યારે મળવાનો હતો?

એટલે આ ગુજરાતી રૂપાન્તર માટે જો કોઈને યશ ઘટે તો જે અકસ્માતે એ રૂપાન્તર આપ્યું તે અકસ્માતના જનક એ 'રીફ્રેશર કોર્સ'ને એ મળવો જોઇએ. ગુજરાતી ભાષા અને વાઙ્મય પ્રતિ મને માતૃભાષા જેવો જ નાનપણથી ભાવ અને આદર છે; પણ તેનો તજ્જ્ઞ હોવાનો દાવો તો હું ન જ કરી શકું. એટલે આ ભાષાન્તર સમ્બન્ધી પ્રમાણભૂત અભિપ્રાય આપવાની ધૃષ્ટતા હું નહિ કરું. છતાં મારા કેટલાક ગુજરાતી સાહિત્યિક મિત્રો જેમણે આ પુસ્તકની હસ્તપ્રત જોઇ છે તેમણે આ ભાષાંતર સરસ અને નિર્દોષ થયું છે એવી મને ખાત્રી આપી છે. પ્રો. આઠવલે બન્ને ભાષાના અભિજ્ઞ છે, અને તે બન્નેની વચ્ચેથી તે મેવા કરતા આવ્યા છે. ગુજરાતી અને મરાઠી અતિ નિકટની પ્રાન્તીય ભાષાઓ છે. બન્ને સગી બહેનો છે; અને બે બહેનો જ્યારે ભેગી મળે ત્યારે એકબીજાના વ્યક્તિત્વની તેમને ખબર પણ ન પડે તેમ અન્યોન્ય પર અસર થાય છે, તેવી જ રીતે નિકટના સંબંધવાળી ભાષાના વાઙ્મયના અન્યોન્યના રૂપાન્તરમાં એક-બીજાના વિશિષ્ટ શબ્દપ્રયોગો કે વાક્યરચનાના પ્રયોગો બીજીમાં ઉતરે એ સ્વાભાવિક છે. એટલું જ નહિ પણ ભાષાવિકાસ અને ભાષાસમૃદ્ધિની દૃષ્ટિએ ઇષ્ટ પણ છે. આ ભાષાન્તરમાં એવા પ્રયોગો છે, અને વાંચકને જ્યાં જ્યાં એ દેખાય ત્યાં તે ક્ષતિરૂપ કે આકસ્મિક ભૂલરૂપ નથી પણ તેની પાછળ આ જાગ્રત દૃષ્ટિ અને પ્રયોગ રહેલાં છે એમ તેઓ નોંધે એવી વિનતિ છે.

શરૂઆતમાં જ હું કહી ગયો છું તેમ આ કંઇ પાઠ્યપુસ્તક જ નથી. વેશાળ દુનિયાનું નવીન અનિયિ બાળક એ દુનિયાની કંઇક ઝાંખી કરી શકે,

પોતે કઇ દુનિયામાં રહે છે તેનું તેને ભાન થાય, અને પોતે જે દુનિયામાં આવ્યું છે તે દુનિયા અત્યારે છે તેવી કેમ બની, તેની દેખીતી અનેક ભિન્નતા શાને આભારી છે, તે ભિન્નતા પાછળ કઇ કઇ મહાન એકતાઓ રહેલી છે, તેનો તેને કંઇક ખ્યાલ આવે એવો આ પુસ્તકમાં નમ્ર પ્રયત્ન છે. પાઠ્ય-પુસ્તકનું શાસ્ત્રીય ખોખું આમાં નહિ હોય તેથી કોઈ એમ રખે માને કે એ પુસ્તકના વસ્તુગુંફન પાછળ કોઈ એક ચોક્કસ શાસ્ત્રીય દૃષ્ટિ નથી. પ્રકૃતિ અને માનવજીવનના ઘર્ષણની ઘટના, અને સંજોગો ઉપર આધિપત્ય મેળવવાની માણસની અમોઘ શક્તિ રસિક છતાં હકીકતને અણીશુધ્ધ રીતે વફાદાર રહી રજુ કરવાનો આમાં પ્રયત્ન છે. એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે તે તો એના વાંચનાર જ કહી શકે.

આ પુસ્તકનું આનું સરસ ભાષાન્તર કરી આપનાર મારા મિત્ર પ્રો. આઠવલેનો આભાર માન્યા વિના આ નિવેદન અધુરૂં જ લેખાશે; એ ઉપરાંત એકબીજા પણ વિશિષ્ટ આભારપ્રદર્શનની મારે નોંધ કરવાની રહે છે. આ પુસ્તકની મરાઠી પ્રત જેમણે જોઈ હશે તેમને આ ગુજરાતી રૂપાન્તરની એક વિશેષતા સહેજે દેખાઈ આવશે. મરાઠીમાં નથી તે અભ્યાસપૂર્ણ સ્વાધ્યાયો અને પ્રકરણોના પેટાવિભાગો આમાં દેખાશે. વિદ્યાર્થીની દૃષ્ટિએ આનું મૂલ્ય કેટલું બધુ છે તે સહુ કોઈ સહેજે જોઇ શકશે; પણ એ સ્વાધ્યાયો પુસ્તકના અભ્યાસ માટે ચોક્કસ શાસ્ત્રીય દૃષ્ટિ વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરે છે તે એ સ્વાધ્યાયો ઉપર સહેજ નજર ફેરવવાથી પણ જોઇ શકાશે. આ બધું વિલેપારલેની શ્રી ગોકળીબાઈ હાઇસ્કુલના ઉપાધ્યાય શ્રી કાન્તિલાલ કમોદીઆ, જેમણે આ પુસ્તકના આદિથી અન્ત સુધી છપામણી ઉપર બારીક દેખરેખ રાખી છે. તેમના અથાગ પરિશ્રમને આભારી છે તે માટે તેમનો હું અંતઃકરપૂર્વક આભાર માનું છું.

આશા રાખું છું કે આ પુસ્તક ગુજરાતની જ્ઞાન-પિપાસાને રૂચશે.

મુબઈ, ૨૦-૧૦-૩૭. વિઠ્ઠલરાવ ઘાટે

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની બીજી આવૃત્તી કાઢવાનો વખત આટલો વહેલો આવ્યો એ માટે સ્વાભાવિક રીતે મને આનંદ થાય છે. આ નવી આવૃત્તીમાં કયાંક કયાંક રહી ગયેલા દોષો સુધારી લીધા છે.

મુંબઈ, ૧-૫-૪૦.

વિઠ્ઠલરાવ ઘાટે.

# અનુક્રમણિકા



## ૧ : દેશ દેશના લોકો

બધાં જ માણસો સરખાં—તદ્દન સરખાં—હોત તો શું થાત? આપણાં બધાંનાં સરખાં નાક, સરખી આંખ, સરખો રંગ, સરખાં કપડાં, સરખી જ ખાવાની ચીજો, સરખી રમતો વગેરે બધું સરખું જ હોત તો આપણે એકબીજાથી કંટાળી ગયાં હોત નહિ? આપણે એકબીજાથી જુદાં છીએ તેથી જ આપણા મનમાં એકબીજાને વિશે જિજ્ઞાસા રહેલી છે. તેથી જ આપણે એકબીજાની ઓળખાણ કરવાની ઇચ્છા ધરાવીએ છીએ.

આપણે ગુજરાત વિશે જ વિચાર કરીએ તો પણ આપણે જોઈ શકીશું કે તેના જુદા જુદા ભાગમાં રહેનાર માણસો એકબીજાથી જુદાં પડી આવે છે. પંચમહાલના ભીલ, ખેડા જિલ્લાના ધારાળા અને પાટીદાર, અમદાવાદના ઠાકરડા અને જૈન, બ્રહ્મક્ષત્રિય આદિ, સુરતના દૂબળા, ઘાંચી, કાયસ્થ, નાગર, અનાવલા આદિ એકબીજાથી રહેણી-કરણીમાં, બોલીમાં, ખાનપાનમાં, અને કેટલેક અંશે શરીરના વર્ણ અને આકારમાં જુદાં તરી આવે છે.

તાડ જેવો ઊંચો, ગોરો, સફેદ, અંગીઠાર નાકનો, હુક્કો પીનાર, કેવળ ઘઉંની રોટલી ખાનાર, અને મરચાંને કોઇ દિવસ ન અડનાર એવો પંજાબી માણસ ઠીંગણો, કાળો, લાંબી ચોટલી રાખનાર, કેવળ ભાત અને ખૂબ મરચાં ખાનાર મદ્રાસી કરતા કેટલો બધો જુદો પડે છે? બંગાળનો બાબુ માથે કંઇજ પહેરતો નથી જ્યારે પૂનાનો પંત સાત વર્તુળાકાર પાઘડી પહેરે છે સિંધનો માણસ ઊંચી છાબડી જેવી ટોપી પહેરે છે, જ્યારે યુક્તપ્રાંતનો ભૈયો હથેળી જેવડી મલમલની ટોપી પહેરે છે આપણે ઘણાખરા ઘરબાર વસાવીને રહીએ છીએ જ્યારે પારધી લોકો હમેશા ભટકતા હોય છે આપણે શહેરમા રહીએ છીએ જ્યારે ભીલ ગોંડ વગેરે લોકો ભયાનક જંગલોમા અને ડુંગરોમા વસે છે

આપણે હિંદુસ્તાનમા રહેનાર લોકો જો એમના બધા જુદા જુદા પ્રકારના હોઇએ તો પૃથ્વી ઉપરના જુદા જુદા દેશમાં રહેનાર લોકો કેટલાયે જુદા જુદા પ્રકારના હશે? હિંદુસ્તાન કરતા પૃથ્વી કેટલાયે ગણી મોટી છે એટલે ધરતી પરના જુદા જુદા દેશમા રહેનાર લોકોની હકીકત બહુજ મનોરંજક હોય તેમા શી નવાઇ? આ પુસ્તકમા હુ તમને કેટલાક મુખ્ય લોકોની હકીકત કહેવા માગુ છુ તે લોકો એકબીજાથી જુદા શાથી છે અને કેવી રીતે છે તે હુ સાથેસાથે જણાવવા માગુ છુ બીજા દેશના લોકોના કપડાં ઘરો, રીતરિવાજ, ઉદ્યોગધંધા વગેરે આપણાથી જુદા હોય છે તેથી તે લોકો આપણને વિચિત્ર લાગે છે પણ તેથી કરીને આપણે તેમને હસી નહિ કાઢીએ આપણે પણ તેમનાથી જુદા છીએ, તેમને વિચિત્ર લાગીએ છીએ તેઓ આપણને હસી કાઢે તો તે આપણને ઠીક લાગે? નહિ જ તો

પરમેશ્વરે માણસને જે ઠેકાણે અને જે પરિસ્થિતિમા ઉત્પન્ન કર્યો છે તે ઠેકાણે અને તે પરિસ્થિતિને અનુકૂળ રીતે તેને રહેવુ પડે છે

તેમાં ખરાબ કશુંજ નથી અને હસવા જેવું પણ કશુંય નથી. ઊલટું વિકટ પરિસ્થિતિમાં રહેવાને ફરજ પડી હોવા છતાં કેટલાક લોકો ખંતથી, મહેનત અને ડહાપણથી આ ટકી રહે છે એટલું જ નહિ, પણ પરિસ્થિતિની સામે ટક્કર ઝીલીને પોતાની સ્થિતિ સુધારે છે તેથી આપણે તેમના વખાણ કરવા જોઇએ.

---

## ૨ : પૃથ્વીના ભાગો

પૃથ્વીના બધા જ ભાગો કંઇ સરખા નથી. કેટલેક ઠેકાણે સપાટ મેદાનો છે જ્યારે બીજે ઠેકાણે ઊંચા ડુંગરો છે; ક્યાંક ક્યાંક ઉજ્જડ રણો છે તો ક્યાંક ક્યાંક ગીચ વસતિના શહેરો છે; કેટલેક સ્થળે ભયંકર ટાઢ છે તો કેટલેક ઠેકાણે એટલી જ ભયંકર ઉષ્ણતા છે. કેટલેક સ્થળે વરસાદ બિલકુલ વરસતો નથી જ્યારે કેટલેક ઠેકાણે હંમેશ મુશળધાર વરસાદ વરસે છે.

નાના નાના ભેદો ધ્યાનમાં લેવાની આપણને જરૂર નથી પણ કેટલાંક મહત્ત્વનાં કારણોને લીધે પૃથ્વીના જે મુખ્ય વિભાગો પડે છે તેનો જ આપણે વિચાર કરીએ.

પૃથ્વીને પ્રકાશ અને ઉષ્ણતા સૂર્યની પાસેથી મળે છે પૃથ્વીને ઉષ્ણતા ન મળી હોત તો ઝાડો, જનાવરો, અને મનુષ્યો પૃથ્વી ઉપર જીવી શકત નહિ. આપણે ખરા બપોરે બાર વાગે ઊંચે જોઇએ તો સૂર્ય ઠેઠ આપણા માથા ઉપર આવેલો દેખાય છે. સવારે સૂર્ય પૂર્વમા ક્ષિતિજની પાસે ઊગતો દેખાય છે ત્યારે તેના કિરણો પૃથ્વી ઉપર ત્રાંસાં પડે છે તેથી તે વખતનો તડકો સૌમ્ય હોય છે. પણ ઊંચે જતાં જ્યારે તે બપોરે, આકાશના મધ્યમા, ઠેઠ માથા ઉપર આવે છે ત્યારે તેનાં કિરણો પૃથ્વી ઉપર સીધા અથવા કાટખૂણે પડે છે તેથી તે વખતનો તડકો કડક હોય છે.

ત્યાથી પશ્ચિમ તરફ જતા પશ્ચિમ ક્ષિતિજની નીચે સૂરજ આથમતો દેખાય છે પણ પૃથ્વીના બધા ભાગોમા સૂર્ય બપોરે-એવો ઠેક માથા ઉપર દેખાતો નથી કેટલાક ભાગોમા તે ક્ષિતિજ ઉપરથી બહુ ઉંચે આવતો નથી નીચેની આકૃતિ જુઓ આ આકૃતિમા ૦થી જે લીટી




પૃથ્વીના કટિબંધો

થીની વચ્ચોવચ્ચ ગઈ છે તે પૃથ્વીનો મધ્યભાગ કહેવાય એવી લીટી પૃથ્વીના મધ્યમાથી સાચેસાચ જાય છે એમ નથી આ લીટી તો કેવળ માપનિક છે આ માપ ની લીટીને વિષુવવૃત્ત કહે છે આ વિષુવવૃત્ત ઉપરના એટલે પૃથ્વીના મધ્યભાગમાના દેશોમા સૂર્યના કિરણો સીધા પડે છે તેથી ત્યા ઉષ્ણતા વધારે હોય છે વિષુવવૃત્તની ઉત્તરમા ૨૩½° ઉપરથી દોરેલી લીટી સુધીના અને દક્ષિણમા ૨૩½° ઉપરથી દોરેલી લીટી સુધીના પ્રદેશમા સૂર્યના કિરણો સીધા પડે છે તેથી આ ભાગને ઉષ્ણકટિબંધ કહે છે ઉષ્ણકટિબંધની ઉત્તરમા અને દક્ષિણમા જેમજેમ જઈએ તેમતેમ સૂર્યથી પડતી મળતી ઉષ્ણતા ઓછી થતી જાય છે કારણ કે આ પ્રદેશમા સૂર્યના કિરણો સીધા પડતા નથી ઉત્તરમા ૨૩½° થી ૬૬½° સુધી દોરેલી લીટી સુધીના પ્રદેશને ઉત્તર સમશીતોષ્ણ કટિબંધ (મધ્યમ કટિબંધ) અને દક્ષિણમાં ૨૩½° થી ૬૬½° સુધી દોરેલી લીટી સુધીના પ્રદેશને દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધ કહેવામા આવે છે આ કટિબંધને સમશીતોષ્ણ કહેવાનુ કારણ એ છે કે અહીંયા ટાઢ પણ સાધારણ અને ઉષ્ણતા

પણ સાધારણ હોય છે. ઉષ્ણતા સાધારણ હોવાનું કારણ આ પ્રદેશમા સૂર્યનાં કિરણો અહીંનાં સવારનાં સૂર્યના કિરણોની પેઠે ત્રાંસાં હોય છે. ઉત્તર સમશીતોષ્ણ કટિબંધ (મધ્યમ કટિબંધ)ની ઉત્તરમાં તેમ જ દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધ (મધ્યમ કટિબંધ)ની દક્ષિણમા આવેલા પ્રદેશમાં સૂર્યકિરણો બહુ જ ત્રાંસાં પડે છે, અને કેટલાય દિવસ સુધી તો ત્યાં કિરણો જ પડતાં નથી. તેથી આ બન્ને પ્રદેશો બહુ જ ઠંડીના તેમ જ અંધારાના હોય છે, તે ઉત્તર શીતકટિબંધ અને દક્ષિણ શીતકટિબંધ કહેવાય છે.

આ ઉપરથી આપણે સમજી ગયા કે જેમ જેમ આપણે વિષુવવૃત્તથી દક્ષિણ તરફ અથવા ઉત્તર તરફ દૂર જઈએ તેમ તેમ ઉષ્ણતાનું માપ ઓછું થતું જાય છે. ઉષ્ણતાના ઓછાવત્તા પ્રમાણ ઉપરથી સામાન્ય રીતે આપણે પૃથ્વીના ત્રણ વિભાગો પાડી શકીએ છીએ.

### (૧) બહુ ઉષ્ણ એવો ભાગ એટલે કે ઉષ્ણકટિબંધ

આ પૃથ્વીનો મધ્યભાગ કહેવાય છે. અહીંયા ખૂબ વરસાદ વરસે છે. અહીંયાં ભયંકર જંગલો હોય છે, અને તેમાં ક્રૂર જાનવરો અને સર્પ વગેરે પ્રાણીઓ વસે છે, આ ઉષ્ણપ્રદેશમા સુખશાન્તિમા માણસ રહે એ શક્ય નથી તેથી અહીંયા માણસોની વસતિ બહુ જ ઓછી છે.

### (૪) બહુ જ ઠંડીનો અને અંધારાનો ભાગ એટલે કે ઉત્તર તથા દક્ષિણ શીતકટિબંધ

આ ભાગમાં પ્રકાશ તથા ઉષ્ણતાના અભાવે આખો પ્રદેશ બરફવાળો હોય છે. એમા ઝાડો કે છોડો પણ વધી શકતા નથી. ખેતી કરવી અશક્ય છે. તેમ જ ભયંકર ટાઢને લીધે અહીંયા ઘણા માણસો રહેતાં નથી.

## (૩) સાધારણ ટાઢ તથા ઉષ્ણતાવાળો ભાગ એટલે કે ઉત્તર તથા દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધ

આ ભાગમા માણસને રહેવુ ગમે અથવા રહેવુ ફાવે અહીંની હવા ઉત્સાહ વધારે એવી હોવાથી અહીંયા ઉદ્યોગધંધા, ખેતી, વગેરે કામો સારી પેઠે કરી શકાય છે આ ભાગમા મનુષ્યની વસતિ સ્વાભાવિક રીતે જ વધારે હોય છે અને અહીંયાં રહેતા માણસો બીજા કટિબંધોમા રહેતા માણસો કરતા વધારે સુધરેલા હોય છે.

હવામાનનુ એક કારણ ઉપર આપ્યુ છે — "વિષુવવૃત્તથી અંતર" પણ આટલુ એકજ હવાફેરનું કારણ નથી, બીજુ પણ એક મહત્ત્વનુ કારણ છે અને તે તે પ્રદેશોની ઊંચાઈ જેમ જેમ પ્રદેશ ઊંચો તેમ તેમ ત્યા ટાઢ વધારે મેદાન કરતા ડુંગર ઉપર હવા વધારે ઠંડી હોય છે આબૂનો પર્વત પાલણપુરથી માત્ર થોડા જ ગાઉ ઉપર આવેલો છે, છતા આબુની હવા ઉનાળામા ઠંડી હોય છે જ્યારે થોડાક માઈલ ઉપર મેદાનમા આવેલા પાલણપુરમા તે વખતે ગરમી હોય છે આ કારણને લીધે એક જ કટિબંધમા નજીક નજીક આવેલા પ્રદેશોમાયે ઉષ્ણતા અને અજવાળાની બાબતમા ઘણો ફરક જણાય છે

ઉપર કહેલા જુદા જુદા પ્રદેશોમાં રહેનાર માણસો તે તે સ્થળની પરિસ્થિતિ મુજબ જુદા જુદા પ્રકારના બની જાય છે દેશ તેવો વેશ એવી એક કહેવત છે જેવો દેશ તેવો વેશ હોય છે એટલુ જ નહિ પણ ખાવાના પ્રકારો, ઘરબાર, ઉદ્યોગધંધા રીતભાત, વગેરે પણ દેશ પ્રમાણે જુદા જુદા હોય છે મનુષ્ય પોતાની આસપાસની પરિસ્થિતિનો ગુલામ હોય છે એમ કહીએ તો ચાલે તે ઘર કેવી રીતે બાંધે તે શુ ખાય, તે શુ પહેરે તે શો ઉદ્યોગધંધો કરે, તે કેવી રીતે રહે અને વર્તે આ બધુ તે જે દેશમા રહે છે તે ઉપરથી નક્કી થાય છે અને તેને એ બધુ મૂંગે મોઢે સ્વીકારવુ પડે છે

તો પણ મનુષ્યોમાં અને મૂગાં જાનવરોમાં ફેર છે. મનુષ્યને બુદ્ધિ છે, ઇચ્છાશક્તિ છે તથા મહત્ત્વાકાંક્ષા છે; પોતાની જીંદગી સુખમાં પસાર થાય એને માટે તે ફાંફાં મારે છે તેથી તે વિકટ પરિસ્થિતિ હોય તો પણ તેની સામે ટક્કર ઝીલીને તે પોતાનાં સુખ તથા સગવડો નિર્માણ કરે છે. પરિસ્થિતિ અને માણસ વચ્ચેની અથડામણ જોવી બહુ મનોરંજક હોય છે. એવી અથડામણો આ પુસ્તકમાં ઠેરઠેર દેખાશે. કેટલેક ઠેકાણે તો પોતાને પ્રતિકૂળ એવી પરિસ્થિતિ પોતાના અથાગ પ્રયત્નથી અને બુદ્ધિથી સાવ બદલી નાખી પોતાને મનગમતી એવી સગવડભરેલી પરિસ્થિતિ માણસે નિર્માણ કરી છે એમ આપણે જોઇશું.

હવે આપણે પૃથ્વીના જુદા જુદા ભાગોમાં રહેનાર લોકો કેવા જુદા જુદા પ્રકારના છે અને તે તેવા કેમ થયા છે તે જોઇશું.

---

**સ્વાધ્યાય**

૧. સૂર્યનાં કિરણો ત્રાંસાં હોય છે ત્યારે તડકો ઓછો લાગે છે અને કાટખૂણે હોય છે ત્યારે તડકો વધારે લાગે છે. પણ કિરણો સૂર્યમાંથી જ આવે છે એટલે એમની ગરમીમાં તો ફેરફાર ન હોવો જોઇએ છતાં આ પ્રમાણે તફાવત શા માટે જણાય છે એનાં કારણો તમે શોધી કાઢી શકશો? બને તો એ તફાવત દર્શાવનારી આકૃતિ દોરો.

૨. ઉત્તર ગુજરાતના લોકો હવાફેર માટે ઉનાળામાં ક્યે ક્યે ઠેકાણે જતા હશે? પર્વતો સિવાય પણ હવા ખાવાનાં બીજાં સ્થળો ક્યાં? અહીં હવા ઠંડી શા માટે હશે? ગુજરાતમાં આવેલાં આવાં સ્થળોની એક નાનકડી યાદી કરો.

૩ "મનુષ્ય પોતાની આસપાસની પરિસ્થિતિનો ગુલામ હોય છે" આ કથન ગુજરાતના ભીલ અને ચોધરા, મારવાડીઓ અને મરાઠાઓનાં જીવન અને રહેણીકરણીમાંથી દાખલા આપી સમજાવો.

૪. હિન્દના જુદા જુદા લોકોનાં ઉદાહરણો આપી કુદરતી સંજોગોની મનુષ્યના પહેરવેશ અને ખોરાક ઉપર શી અસર થાય છે તે બતાવો.

---

## ૩ : બરફના પ્રદેશમાંના એસ્કિમો લોકો

પહેલાં આપણે ઉત્તર તરફના શીતકટિબંધના પ્રદેશોની સફર કરીએ અને ત્યાં કેવા પ્રકારનાં લોકો રહે છે, તેમનાં ઘરો કેવા પ્રકારના હોય છે, તે શુ ખાય છે, તે કેવી જાતના વસ્ત્રો પહેરે છે, શા ઉદ્યોગધંધા કરે છે તે વિશેની માહિતી મેળવીએ.

છેક ઉત્તર તરફના આ પ્રદેશોમાં ભયંકર ટાઢ હોય છે. અહીંયાં સૂરજ કોઈ પણ વખતે આકાશની મધ્યમાં આવતો દેખાતો નથી. તેથી કરીને અહીંયાં રહેનાર લોકોને પૂરતુ અજવાળું કોઈ પણ વખતે મળતુ નથી. આ આખો પ્રદેશ બરફમય છે. શિયાળામા પાણી ઠરી જઈ ને પથ્થર જેવો કઠણ બરફ બને છે. આ ઠેકાણે ટાઢને લીધે ઝાડ ઊગતાં નથી. બહુબહુ તો કેટલેક ઠેકાણે એક બે હાથ ઊંચા છોડો ઊગે છે અને ઉનાળામાં થોડાંક ફૂલો અને ફળો દેખાય છે.

અહીંયાં રહેનાર લોકોને એસ્કિમો કહે છે, આ લોકો પીળાશવાળા રંગના, ઠીંગણા અને ચપટા નાકના હોય છે. તેઓ આ પ્રદેશમાં કેવી રીતે જિંદગી ગાળતા હશે વારુ? નથી ઝાડ, નથી પાંદડાં, નથી ખેતી, નથી ઘોડાઓ, નથી ઢોરઢાંખર! તો પછી આ લોકો અહીંયા જીવે છે શી રીતે? માણસોને ખાવા અન્ન અને પહેરવા વસ્ત્ર જોઈએ છે. અને એસ્કિમોના દેશમાં તો કડકડતી ટાઢ હોવાથી તેમને કેટલાં બધા ગરમ કપડાં જોઈએ? વારુ, અન્ન તથા વસ્ત્ર ક્યાંથી મળે? જમીનમાંથી ને? જમીનમાં અનાજ પાકે તો તેમાથી અન્ન મળે રૂનો પાક થતો હોય અથવા તો પોતાની પાસે ઘેટાંનું ટોળું

હોય તો જ સૂતરનાં કે ઊનનાં કપડાં મળી શકે. પણ આ બંને વાનાં એસ્કિમોના દેશમાં મળવાં અશક્ય છે. તો પછી તે શું કરતા હશે? માણસોને કોઇ પણ ચીજની જરૂર ભાસે અને તે ચીજ પાસે ન હોય તો પણ તે તે વિના અટકી બેસતો નથી તે વસ્તુને બદલે તે કોઈ પણ નવી વસ્તુનો ઉપયોગ કરે છે અને પોતાનું કામ નિભાવે છે.

જમીન, અન્ન અને વસ્ત્ર આપવા તૈયાર નથી તેથી કંઈ એસ્કિમો ભૂખ્યા રહીને અથવા કંઈ ટાઢથી ઠરી જઇને મરતા નથી. તે પોતાનું લક્ષ પોતાની પાસે આવેલા સમુદ્ર તરફ ફેરવે છે અને સમુદ્રમાંથી મળી આવતા પ્રાણીઓ વડે પોતાની બધી જરૂરિયાતોને પહોંચી વળે છે.

## એસ્કિમોનાં ઘર

પહેલાં તો આપણે એસ્કિમોનાં ઘરો જોઇએ. આપણાં ઘરો પથ્થરના, ઇંટોનાં, લાકડાના, અથવા કેવળ માટીનાં હોય છે. એસ્કિમોના ઘરો શાનાં હોતાં હશે? તે પથ્થર, ઇંટો વગેરે ક્યાંથી લાવે? તેના દેશમાં જ્યાં નજર નાખો ત્યાં બરફના ડુંગરો! આખી જમીન ઉપર બરફના થર પર થર છે, એટલે તે બરફના જ ઘર બનાવે છે. આપણે જેની રીતે લાકડાં કાપીને તેના મોભ તથા થાંભલાઓ તૈયાર કરીએ છીએ અથવા કરવતથી મોટા અને લાંબા પથ્થરો કાપીને તેના ઘરના કામમા આવે એવા ટુકડા તૈયાર કરીએ છીએ, તેવી રીતે બિચારો એસ્કિમો પથ્થર જેવા કઠણ થયેલા બરફના ટુકડા કરી તેને એકબીજા ઉપર ચણીને તેનું ઘર તૈયાર કરે છે. પહેલાં તો તે જમીન ખૂબ ઊંડી ખોદે છે અને પોતાના કુટુંબને રહેવા માટે સાધારણ રીતે પોતાના માથા સુધીનો ખાડો તૈયાર કરે છે. પછી તે ખાડા ઉપર બરફનાં ચોસલાં એક પર એક અર્ધગોળાકાર ચણીને તે ખાડો ઢાંકે એટલે થયું એસ્કિમોનું ઘર.

આ જુઓ એસ્કિમોનું ઘર વાટકી જમીન ઉપર ઊંધી નાખીએ તો તેનો જેવો આકાર દેખાય તેવો એસ્કિમોના ઘરનો આકાર હોય છે હવે આ ઘરમા પેસવાનું બારણું ? નીચે જુઓ એસ્કિમોના ચિત્રમા તે એક આડી સુરંગમાથી પેટે ચાલીને પોતાના ઘરમા જાય છે આ જ તેના ઘરનુ બારણુ આ અર્ધગોળાકાર બરફના ઓરડાના છાપરામા તે એક નાનકડુ બાકોરુ પાડે છે અને તેમાથી સુરંગ તૈયાર થાય છે આ સુરંગમા થઈને ગેસ બહાર આવે છે આ સુરંગમાથી નીચે માથુ નમાવીને ઘૂંટણ ઉપર ચાલીને જઈએ ત્યારે એસ્કિમોના ઘરમા પેસી શકાય



એસ્કિમોનું બરફનું ઘર તરાપો તથા ઠેલણગાડી

એસ્કિમોના ઘરમા ભીંતને અડીને ઓરડીની આસપાસ બરફનો એક પહોળો બાંકડો હોય છે આ બાંકડા ઉપર રાત્રે એસ્કિમો સૂઈ જાય છે આ દેશમા બળતણ ન હોવાથી ચૂલો અથવા સગડી સળગાવીને તેની આસપાસ બેસવાની સગવડ નથી એ કાર્ય એસ્કિમો પોતાના દીવાથી સારે છે આપણા કોડિયા જેવું તે એક કોડિયુ તૈયાર કરે છે ઉનાળામા ત્યા શેવાળ વધે છે તેની તે દીવેટ બનાવે છે સમુદ્રમા સીલ નામની માછલીઓ હોય છે તેમાથી તેલ મળીએ કે થયો

એસ્કિમોનો દીવો. આ દીવો આખી રાત ઝાંખો ઝાંખો બળે છે. તેનુ અજવાળું ભલે બહુ ન હોય તો પણ તેની ગરમી એટલી બધી સખત હોય છે કે એસ્કિમો સૂતી વખતે ઘણે ભાગે શરીર ઉપરના બધાં કપડાં કાઢીને જ સૂઈ જાય છે. કહો પછી તેને સગડીની જરૂર જ શી? એસ્કિમો આ દીવા ઉપર જ પોતાના ભીનાં કપડાં ચકવે છે. આખી રાત તે ઊંડા ખાડામાંની નાનકડી ઓરડીમાં દીવો સતત બળતો હોવાથી તેની મેસના થર ઉપર થર એસ્કિમોનાં શરીર ઉપર ચટે છે. તેથી તેનો અસલનો રંગ ચીની અથવા જાપાની માણસની પેઠે પીળાશવાળો હોવા છતા તે કાળાશ પડતા રંગનો દેખાય છે. વળી એસ્કિમો આખી જિંદગીમાં કોઈ દિવસ સ્નાન કરતો નથી. છોકરાને સાફ કરવાને માને ઇચ્છા થાય તો તે બિલાડીની માફક પોતાની ઝીભથી તેનું શરીર ચાટે એટલે થઈ રહ્યું. આ વાચીને તમે મો મરડશો અને એસ્કિમોની ઠેકડી કરશો. પણ હું તમને પૂછુ છું કે જો તમને તે દેશમા લઈ જઈને છોડી મૂકવામાં આવે તો તમે શુ કરશો? ચોક્કસ તમે કોઈ પણ વખત નહાવાના નથી. તમે શાથી નહાવાના હતા? પાણીથી ને? પણ તે ઠંડા પ્રદેશમાં વરસમા કેટલાયે મહિના સુધી પાણીનું નામ ન મળે. મહામહેનતે બરફ પીગળાવીએ તો પીવાને માટે પાણી મળે. તો પછી નહાવાની વાત તો આઘે જ રહી ને? વળી કડકડતી ઠંડીમા કપડા કાઢીને બરફના પાણીથી નહાવાની હિમત કોણ કરે?

એસ્કિમોના ઘરમા વાસણકૂસણ તો ક્યાયે ન મળે અનાજ જ ન હોય તો રસોઇ કયાથી કરે? સૂતરના કે ઊનના કપડા કે પથારી પણ ન મળે તેના બદલામા સીલ માછલી અને સમુદ્રમાના વાલરસ નામના એક પ્રાણીના ચામડાની પથારી અને ઓઢવાનુ એસ્કિમોના ઘરમા હોય છે. બેસવાને માટે શેતરંજી અથવા સાદડી પણ માછલીનાં ચામડાની જ.

એસ્કિમોનાં ઘરો બે જાતના હોય છે. ઉપર કહ્યા મુજબ બરફનું ઘર તો શિયાળાને માટે જ. ઉનાળામાં તે આ ઘરમાં રહેતો નથી કારણ કે આ દિવસોમા તડકાથી બરફ પીગળવા માંડે છે. એટલે બરફના ઘરમા રહેવુ કેમ પાલવે? ઉનાળામા એસ્કિમો તંબુમા રહે છે. આ તંબુ સીલ માછલીનાં ચામડાં એકબીજાની સાથે સાધીને તૈયાર કરે છે તંબુની વચ્ચે એક થાભલો હોય છે, તેને આધારે એ ચામડાં તંબુના આકારમા રહી શકે છે

## તેમનો ખોરાક

એસ્કિમો શું ખાતા હશે? આની સામાન્ય કલ્પના તમને આવી જ ગઇ હશે તે ખેતી કરતા નથી એટલે આપણી માફક તેમને ભાત, ઓસામણ, રોટલી, ભાખરી શાક વગેરે ચીજો ખાવા મળતી નથી તેમની પાસે ગાય, ભેંસ, અથવા બકરી હોતા નથી. તેથી તેમને દૂધ, માખણ, છાંશ, દહીં વગેરે પદાર્થો પણ મળતા નથી. તેમના દેશમા ફૂલઝાડો પણ નથી તો પછી તે કેરી, જામફળ, મોસંબી, અંજીર વગેરે ફળો ક્યાથી ખાઈ શકે? પાથરવાઓઢવા માટે વસ્તુઓ, ખાવાના પદાર્થની માફક તેઓ સમુદ્રમાથી જ મેળવે છે અને એટલા માટે જ તેઓ હમેશ સમુદ્રના કાંઠે વસે છે સમુદ્રથી તે દૂર રહેત તો ચોક્કસ તેઓ ભૂખે મરત ઉપર કહ્યા મુજબ ને તરફના સમુદ્રમાં સીલ નામની માછલી હોય છે. ને ઉપરાંત ત્યાં દેવમાછલી તેમ જ વાલરસ હોય છે. તેમનો શિકાર કરી એસ્કિમો તેમનુ કાચું માંસ ખાય છે. એસ્કિમો શબ્દનો પે ખરો અર્થ "કાચું માસ ખાનારો માણસ" થાય છે. કાચ્યા માસની સાથે તે દેવમાછલી તથા સીલ માછલીની ચરબી ખૂબ ખાય છે.

સમુદ્રમાંના પ્રાણીઓ પાસેથી ખોરાક, કપડાં, ઓઢવાનું, ઉનાળામાનું ઘર વગેરે મળતુ હોવાથી સમુદ્ર ઉપર શિકાર કરવાને માટે જવુ એસ્કિમો લોકો માટે આવશ્યક થઈ પડે છે. શિયાળામા સમુદ્રનું

પાણી ઠરી જઈ તેનો બરફ બને છે. આ બરફની હેઠળ સીલ માછલી સંતાઈ રહે છે તો પણ અવારનવાર તેમને બરફના થર ઉપર ખુલ્લી હવામાં શ્વાસ લેવાને માટે આવવું પડે છે. એસ્કિમો આ બરફના થર ઉપર બિલકુલ હિલચાલ કર્યા વગર કલાકના કલાક સુધી પડી રહે છે. સીલ માછલી ઉપર ડોકીયું કરે કે તરત જ તે પોતાનો અણીદાર ભાલો ભોંકીને તેનો ઠાર કરે છે, અને ઉપર ખેંચી લે છે.

### કયાક-હોડી

ઉનાળામાં બરફ પીગળીને સમુદ્ર ખુલ્લો થાય છે તે વખતે એસ્કિમો કયાક નામની ચામડાની હોડીમાં બેસીને સમુદ્રમાં માછલી પકડવા જાય છે. દસમા પાના પરના ચિત્રમાંની હોડી જુઓ.

આ હોડીઓ ભારે મઝાની હોય છે અને તે તૈયાર કરવામાં એસ્કિમોની હોશિયારી નજરે પડે છે. દેવમાછલીનું હાડકું લઈને તેને ચામડાંથી લપેટીને તેઓ હોડી તૈયાર કરે છે. આપણી હોડીની માફક આ હોડીઓ ઉપરની બાજુએ ખુલ્લી હોતી નથી. ઉપરની બાજુ પણ ચામડાંથી ઢંકાએલી હોય છે. ફક્ત એક માણસનું શરીર અંદર પેસી શકે એટલું જ બાકોરું હોડીમાં રાખેલું હોય છે. બાકી ઉપર નીચે બધે હોડી ચામડાંથી બંધ કરેલી હોય છે. તેથી તેમાં બેસતાં અને બેઠાં પછી પણ તે ચલાવતાં સમતોલપણું સાચવવું એ ઘણી કુશળતાનું કામ હોય છે. જરીક સહેજ ઝોક એક તરફ જાય તો હોડી ઊંધી વળી જાય! પણ એસ્કિમોને નાનપણથી જ આ હોડીઓ ચલાવવાની ટેવ હોય છે તેથી તે તેમાં સહેજે બેસે છે અને હલેસાં વતી ચલાવે છે.

### રેન્ડીઅર

એકસરખું કાચું માંસ ખાતાં એસ્કિમોને જો કંટાળો આવે તો તે કોઈક વખત તીરકામઠું લઈ શિકાર કરવા જાય છે. આ ઠંડા પ્રદેશમાં ઉનાળામાં ધોળાં રીંછો મળી આવે છે. અને કેટલાંક પક્ષીઓ પણ મળી આવે છે. રેન્ડીઅર નામનું એક જાતનું હરણ અહીંયાં મળી આવે છે.

પોતાનાં તીરકામઠાંથી એરિકમો હરણનો શિકાર કરે છે. રેન્ડીઅરનાં ટોળાં ને ટોળાં હોય છે. ઉનાળામાં તેઓ આ ટોળાંઓને ખાઇને ખતમ કરી નાખે છે. મારી નખેલાં જાનવરોનું ગરમ લોહી ને શેરડીના રસની માફક ઘટક ઘટક પીએ છે. એરિકમો પોતાનું તીરકામઠું સમુદ્રમાંથી વહી આવેલાં લાકડાંનું બનાવે છે અને તીરને હાડકાંની અણી લગાડે છે. એરિકમોનું નિશાન અચૂક હોય છે. નાનાં છોકરાંઓ પણ ઊડતાં પખીને પોતાના તીરથી અચૂક નીચે પાડે છે. શિયાળો શરૂ થવાની વખતે પખીઓ અને રીંછો આ પ્રદેશની દક્ષિણમા ઓછી ઠંડીના પ્રદેશમાં જાય છે. માત્ર રેન્ડીઅર અહીંયાં રહે છે અને પોતાની ખરીથી આછું બરફ ખોદીને અંદરની જમીનમાં ઊગેલાં ખડ ઉપર પોતાનો ગુજારો કરે છે.

એરિકમો જમીન ઉપરના બરફ ઉપરથી પ્રવાસ કરવાને માટે હાડકાંનું તથા વહી આવેલાં લાકડાંનું પૈડા વગરનું ગાડું તૈયાર કરે છે. આ ગાડાને ચામડાની વાધરીથી કૂતરાઓ જોડે છે. આગળ આપણે જોઈ ગયા કે એરિકમોની પાસે ઘોડા, ગાઈ વગેરે જાનવરો હોતાં નથી, પણ તેની પાસે કૂતરાઓ પુષ્કળ હોય છે. આ કૂતરાઓ ઘણા ઉગ્ર અને દેખાવમા વરૂ જેવા હોય છે પોતાના ધણીની માફક તેઓ પણ કાચું માંસ ખાઇને રહે છે. આ કૂતરા હાડકાંનું બનેલું ગાડું બરફ ઉપરથી ઘસડીને જોરથી ખેંચે છે. દસમા પાના પરનું ચિત્ર જુઓ.

### કપડાં

એરિકમો સીલ માછલીનાં ચામડાંનાં કપડાં પહેરે છે. શિયાળામા તે બે કપડા પહેરે છે. બૈરાઓ અને પુરુષોનો પોષાક એક સરખો જ હોય છે. બન્નેના કોટની પાછળ ઝૂલ હોય છે. બૈરાઓના કોટની ઝૂલ બહુ મોટી હોય છે બૈરાઓ ચાલતી વખતે પોતાની પીઠ ઉપર આ ઝૂલની ગરમ કોથળીમા પોતાના છોકરાને મૂકે છે. જ્યારે એરિકમો બે કોટ પહેરે છે ત્યારે અંદરના કોટની વાળની

બાજુ અંદર આવે છે અને બહારના કોટની વાળની બાજુ બહાર આવે છે. તેથી આઘેથી જોનારને આ લોકો વાળવાળા જાનવરો જેવા લાગે છે. કોટની માફક એકેક પગમાં પણ તે બબ્બે જોડા પહેરે છે. તેમની વાળવાળી બાજુ કોટની માફક જ અંદર અને બહાર હોય છે હાથમાં વાળવાળા ચામડાના મોજાં તેઓ પહેરે છે. આ ચામડું ઘણે ભાગે કૂતરાનું હોય છે.


એસ્કિમો માતા અને પુત્ર

કપડાં તૈયાર કરવાનું કામ બૈરાઓનું હોય છે જાનવરોનું ચામડું તેઓ પોતાના દાંતથી ચાવી ચાવીને સુંવાળું કરે છે અને પછી તેના કપડાં બનાવે છે. અણીદાર હાડકું એ તેમની સોય અને પ્રાણીઓનાં આંતરડા એ તેમનો દોરો. શાર્ક નામની માછલીના જડબામાંના હાડકાંનો તેઓ ચપ્પુની તરીકે ઉપયોગ કરે છે.

## હથિયારો

એસ્કિમોના તીરકામઠાની માહિતી ઉપર આપેલી છે. આ સિવાય તેઓ શિકાર માટે ભાલાનો ઉપયોગ કરે છે ભાલા જેવું જ બીજું એક હથિયાર તેમની પાસે હોય છે. લાકડાની લાંબી સોટી લઈને તેને એક છેડે તેઓ અણીદાર પથ્થર અને હાડકું બાંધે છે અને બીજા છેડાએ નાની સરખી દોરડી બાંધે છે. સમુદ્રમાં માછલીનો શિકાર કરતી વખતે એસ્કિમો આ નાનો ભાલો માછલીના પેટમાં ભોંકે છે ત્યારે પેલો અણીદાર હાડકાંનો છેડો માછલીના પેટમાં ઘૂસે છે અને લાકડી

# ૪ : ગરમીના અને મુશળધાર વરસાદના દેશમાંના ઠીંગણા લોકો

હવે આપણે બીજા દેશના લોકોની પાસે જઈશુ આ પ્રદેશ વિષુવવૃત્ત ઉપરનો એક ભાગ છે આના સજોગો એરિકમોના દેશો કરતા તદ્દન વિરૂદ્ધ છે એરિકમોના દેશમા ભારે ઠડી હોય છે, જ્યારે આ વિષુવવૃત્ત ઉપરના પ્રદેશમા સખત ગરમી હોય છે આ પ્રદેશમા હમેશ મુશળધાર વરસાદ વરસે છે ભારે વરસા૰ અને સખત ગરમી જે પ્રદેશમા હોય છે તે પ્રદેશ જગલ માટે સારો હોય છે આ પ્રદેશમા ઊચાં અને ગીચ ઊગેલા ઝાડના મોટા જગલો હોય છે એમાના કેટલાક ઝાડ બસો ફૂટ જેટલાં ઊચા છે આ ઝાડોને ફરતી સાપના ગુચળા જેવી વેલ હોય છે આ વેલ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ચઢીને મજબૂત અને પ્રચડ જાળ પાથરે છે બપોરે બાર વાગે પણ આ જગલમા અધારુ હોય છે ઝાડની ડાળી અને સુકાએલા પાદડાથી જમીન ઢકાએલી હોય છે જો કે વરસાદ વરસે છે તો પણ જગલમા ઠડી લાગતી નથી નીચે જમીનમાથી ગરમ વરાળ ઉપર જાય છે જગલમા પવન આવવા માટે રસ્તો હોતો નથી તેથી ગરમીને લીધે શરીરમાથી પરસેવો ઝરે છે

આ જગલમા જોરથી ડખનારી જુદી જુદી પ્રકારની માખીઓ મચ્છરો અને બીજા કેટલાક જીવડા હોય છે કીડીઓ તો એટલી હોય છે કે આપણે જમીન ઉપર જરા પણ પગ મૂકીએ કે તરત જ તે પગ ઉપર એકદમ ચઢી જાય છે આ સિવાય તે ઠેકાણે વાદરા અને ખિસકોલીઓ હોય છે જગલી ડુક્કર જગલી ભેસો જગલી હાથીઓ, જગલી બિલાડીઓ અને મોટા મોટા જગલી ઊદરો—આવી જાતના જુદા જુદા જગલી જાનવરો જગલમાં ફરતા હોય છે રાત્રે ચામા ચિડિયાઓના ટોળા ઊડતાં હોય છે

બટુક માણસો



આવા જંગલમાં કેવી જાતના લોકો રહેતા હશે? તમને લાગશે કે આ જંગલમાં માણસો તો શેના રહે? એ તો જંગલી જાનવરોનું જ ઘર. પણ એવું નથી. ત્યાં રહેનારા માણસો ઘણા વિચિત્ર હોય છે. આ જુઓ એમનું ચિત્ર. એમાં આપણા દેશનો સાડાપાંચ છ ફૂટ ઊંચો માણસ ઊભો છે અને એની પાસે એની છાતી સુધી પહોંચે એવો એક ઉઘાડો ઠીંગણો માણસ ઊભો છે. આ જાતના ઠીંગણા માણસો આ જંગલમાં રહે છે.

આ જાતના બટુક માણસો ઘણું કરીને આપણી બાજુના ચૌદ વરસના છોકરા જેટલા ઊંચા હોય છે. છતાં પણ તેઓ સારા બાંધાના હોય છે. આ ઠીંગણા માણસોની પણ ઘણી જાતો છે. એમાંની એક જાતનો રંગ પીળો હોય છે અને તેમના વાળ લાલ રંગના હોય છે. કેટલાકના વાળ કાળા પણ હોય છે.

એસ્કિમો લોકોના દેશમાં સખત ઠંડી હોવાથી તેઓ મોટા જાડાં જાડાં કપડાં પહેરે છે. પણ આ ઠીંગણા લોકોના જંગલમાં શરીરમાંથી પરસેવો વહે એટલી ગરમી હોવાથી તેઓ ભાગ્યે જ કંઈ પણ કપડાં પહેરે છે. એક હાથ કાપડનો કકડો મળે તો ઠીક, નહિ તો આ ઠીંગણા લોકો ઝાડના પાંદડાંનો લંગોટી તરીકે ઉપયોગ કરે છે. પણ

ઉપર તરી આવે છે આ ભાગની લાકડીઓને તે લોકો બહુ સંભાળથી રાખે છે કારણ કે તેમના દેશમાં ઝાડ હોતા નથી એટલે પછી લાકડી ક્યાંથી મળે? જ્યારે દરિયામાં કોઈ દિવસ લાકડું તણાઈ આવે ત્યારે જ તેમને તે મળી શકે કેટલાક એસ્કિમો તો કિનારાના જે ભાગમાં લાકડાં તણાઈ આવે છે તે ભાગમાં ઘર બાંધીને રહે છે

આ લોકો માછલી પકડવા માટે હાડકાના વાંકા કાંટા બનાવે છે એવું કહેવાય છે કે આ કાંટા આપણા દેશમાં બનેલા લોખંડના કાંટા કરતાં પણ વધારે સારા હોય છે

માણસ પરિસ્થિતિનો ગુલામ છે તે જ્યાં રહે છે તે ઠેકાણે તેને જે મળે તેના ઉપર તેને પોતાનું ગુજરાન ચલાવવું પડે છે આનો આબેહૂબ દાખલો એટલે આ એસ્કિમો લોકો આ વાત સમજવા સુધી તમે જે વાંચ્યું તે ઉપરથી જણાશે છતાં પણ એસ્કિમો લોકો તેવી પરિસ્થિતિમાં પોતાની હોશિયારી બતાવે છે તે સુંદર હથિયાર બનાવે છે, હોડીઓ પણ સારી રીતે બનાવે છે અને હલેસાં મારીને આવી હોડીઓ ચલાવવામાં તે લોકો બહુ કુશળ હોય છે આપણે જેમ ઘોડાગાડી હોવાનું અભિમાન ધરાવીએ છીએ તેમ એસ્કિમો લોકો પોતાની પૈડાં વગરની ગાડીનું અભિમાન ધરાવે છે તમે જેટલા સ્વાદથી શેરડીનો રસ પીઓ છો તેટલા જ સ્વાદથી તેઓ તાજું લોહી પીએ છે તમે જો તેમને એમ કહેશો કે માછલીઓની ચરબી ખાવાની તજી દઈને ભાત, ભાખરી વગેરે ખાઓ તો તેઓ તે માનશે નહિ તમે જો એમને અમદાવાદ કે મુંબઈમાં આવીને રહેવાનું કહેશો તો તેઓ લેશમાત્ર પણ કબૂલ થશે નહિ કારણ કે ગમે તેવી હોય તો પણ તે તેમની જન્મભૂમિ છે અને તે તેમને ગમે જ

---

## સ્વાધ્યાય

૧. એસ્કિમોનું જીવન કયા બે પ્રાણીઓ પર અવલંબે છે? એમના વિના એસ્કિમો લોકોની શી સ્થિતિ થાય તેની કલ્પના કરતું એક વર્ણન લખો.

૨. તમે કોઈક એસ્કિમોના ઘરમા ગયા હો એમ ધારી ત્યાં જે કાંઈ જુઓ એનુ વર્ણન કરો.

૩. એસ્કિમોના બરફના ઘરમાં દાખલ થવા માટે બારણુ સુરંગ જેવુ અને નીચું શા માટે હશે? એ ઘરની ટોચ પર ધુમાડો જવા માટે એક બાકું હોય છે તે ન હોય તો શુ થાય? બરફના ચોસલાના બનાવેલા ઘરમા રહેતા એમને વધારે ઠંડી નહિ લાગતી હોય?

૪. એસ્કિમોને ઉપયોગી એવી બધી વસ્તુઓની નીચેના મથાળાં નીચે યાદી તૈયાર કરો: (૧) ખોરાક, (૨) પોશાક, (૩) પ્રાણીઓ, (૪) ધંધાઓ.

૫. એકાદ એસ્કિમો કુટુંબ હિંદુસ્થાન આવ્યુ હોય તો એમને પોતાના ખોરાક, પહેરવેશ વગેરેમા કેવા કેવા ફેરફાર કરવા પડે?

૬. એસ્કિમો લોકો ક્યા પ્રદેશમા રહે છે? એમના દેશનુ નામ શુ? તેઓ દેખાવમા બીજી કઈ પ્રજાને મળતા આવે છે?

૭ એસ્કિમોના પ્રદેશની આબોહવા વિશે ટૂંક નોંધ લખો એમની ઋતુઓ આપણા દેશની ઋતુઓ સાથે સરખાવો.

૮. ઉત્તરના ઠંડા પ્રદેશમાં સૂર્ય કદી પણ આકાશમા મધ્યમા દેખાતો નથી તેનું શુ કારણ? ત્યાં કેટલીક વાર તો દિવસોના દિવસ રાત્રિ જ હોય છે એમ શાથી થતુ હશે?

એકલાં આવાં કપડાંથી તેમને સંતોષ વળતો નથી. ઘરેણાં તો જોઈએ જ એટલે તે લોકો પોતાના નીચેના હોઠમાં બે મોટા કાણા પાડે છે અને તેમાં જંગલી જાનવરનાં હાડકાં મોટા રૂઆબથી પહેરે છે.

## એમના ઝૂંપડાઓ

આ લોકોનાં ઘર કેવાં હશે? એસ્કિમો લોકો બરફ અને ચામડાના ઘર બનાવે છે. આ ઠીંગણા લોકો જંગલમાં ઝાડ બાળીને ખુલ્લી જગ્યા બનાવે છે અને તે જગ્યા ઉપર ઝાડની ડાળીઓ અને પાંદડાઓનુ ઘર બનાવે છે. પહેલા નાની ડાળી જમીનમા દાટે છે અને વેલ તેમજ કેળ અને બીજાં ઝાડના પાદડાનું ઉપરનું છાપરું બનાવે છે. આ ઝૂંપડીને બે બારણાં હોય છે અને તે બહુજ નીચા હોય છે અલબત્ત એસ્કિમો લોકો પ્રમાણે જ આ લોકોને પણ પેટે ચાલીને ઝૂંપડીની અંદર પેસવુ પડે છે. બે બારણાં રાખવાનું કારણ એ છે કે જો કોઈ દુસ્મન એક બારણાંથી અંદર આવે તો બીજે બારણે થઇને નાસી જવાય. એક ઝૂંપડીમા લગભગ આઠનવ માણસો રહે છે અને પોતાના આગેવાનની આજ્ઞા પાળે છે. આ આગેવાન તે લોકોની તકરાર પતાવે છે અને એક જગ્યાથી બીજી જગ્યાએ ઝૂપડી કયારે લઇ જવી તે કહે છે. કારણ કે એસ્કિમો પ્રમાણે આ લોકો એક જ જગ્યા પર ઘર બાધીને રહેતા નથી જ્યા ખાવાનું મળે ત્યા તેઓ જાય છે.

તો પણ આ ઠીંગણા લોકોની કેટલીક જાત એક જગાએજ ઝૂપડી બાધીને રહે છે આવા ગામડાની રચના વર્તુળાકાર હોય છે અને એની વચ્ચોવચ બે ટોળીના આગેવાનનું ઘર હોય છે. ગામની આસપાસ ઠેકાણે ઠેકાણે ઊડા ખાડા ખોદેલા હોય છે અને આસપાસ ઝેરમા બોળેલા લાકડાના કકડા નાખેલા હોય છે. આ ખબરદારી જો દુસ્મનોનો હુમલો આવે તો પોતાનો બચાવ થાય એ હેતુથી લેવાયેલી હોય છે એ દેખીતુજ છે.

## જંગલમાં ખેતી

ઘાડા જંગલમાં ખેતી કરવી એ બહુજ મહેનતનું કામ છે. મોટાં મોટાં ઝાડ વેલા વગેરે કાપીએ ત્યારે ખુલ્લી જગ્યા મળે અને પછી જ તેમાં અનાજ વાવી શકાય. પણ રોજ વરસાદ આવવાથી પાક થવો મુશ્કેલ. જંગલમાં જોઈએ તેટલાં જાનવરો હોય છે. તેમનો શિકાર કરવો અને તેમનું માંસ ખાવું એ સિવાય આ લોકોને બીજો કોઈ રસ્તો નથી. આ કારણથી આ લોક શિકાર કરવામાં બહુજ હોશિયાર હોય છે. નાનપણથી છોકરાઓને તીરકામઠાં આપીને નિશાનબાજી શીખવવામાં આવે છે. આ લોકો એટલી ત્વરાથી એક પછી એક બાણ છોડે છે કે પહેલું બાણ જઈને પહોંચે તે પહેલાં તે એક પછી એક એમ ત્રણ બાણ મારે છે. જો નિશાન ચૂકી જાય તો ગુસ્સાથી તેઓ તીરકામઠાંના કકડે કકડા કરી નાખે છે.

## ઠીંગણાઓ શું ખાય છે?

આ ઠીંગણા લોકો માણસ ઉપરાંત બીજાં ગમે તે પ્રાણીઓનું પણ માંસ ખાય છે. ખાસ કરીને તેઓને વાંદરા, ઊંદર, સાપ અને પંખીઓનું માસ બહુ ભાવે છે. ગોકળગાયો, સફેદ કીડીઓ અને બીજાં નાનાં નાનાં જીવડાઓને ચટણીની માફક ખાઈ જાય છે. એસ્કિમોની માફક તેઓ કાચું માંસ ખાતા નથી. તેમની સ્ત્રીઓ શિકાર કરીને લાવેલા માંસને અંગારા ઉપર શેકે છે. માંસ ઉપરાત આ ઠીંગણા લોકોનો ખોરાક મુખ્યત્વે કરીને કેળાંજ છે. એકી સાથે તેઓ સાઠ કેળાંનો ભુક્કો કરી નાખે છે. એમ કહેવાય છે કે તેઓ કેળના ઝાડ ઉપર મારી નાખેલા જાનવરના માંસનો ટૂકડો મૂકે છે. અને તે ટુકડાને કેળાંની કિંમત ધારીને પછી કેળાં તોડે છે. કોઈક વખતે પાકેલાં કેળાંની લુમ સહેલાઈથી ઓળખાય એટલા માટે, કેળાં કાચાં હોય તે વખતથી જ નિશાની તરીકે તેના ઉપર તીર રોપે

છે. રેપેલું બાણ જોઇએ એટલે તે લુમખું હીંગણાઓનું જ છે એમ કહેવાય છે. એટલે પછી તેને બીજું કોઈ અડતું નથી.

હીંગણા લોકો જળ નાખીને માછલીઓ પકડે છે. તેઓ જંગલમાં ખાડાઓ ખોદીને તેને પાંદડાંથી ઢાંકી રાખે છે અને જાનવરો ફસાઇને આ ખાડામાં પડે એટલે તેઓ તેને પકડે છે. જંગલી હાથીઓને તો તેઓ બહુ જ કુશળતાથી પકડે છે. દૂરથી આંખ ઉપર બાણ મારીને તેઓ હાથીને પહેલાં આંધળો બનાવે છે અને પછી તેને બાણ મારી મારીને તેને ઠાર કરે છે. હીંગણા લોકો ગાઢ જંગલમાં નાના નાના પગરસ્તાઓના ભોમિયા હોય છે. આપણને જ્યાં ઘીચ ઝાડી વગર કશું દેખાય નહિ ત્યાં આ હીંગણાઓ અમુક વાટ કાઢીને જતું હોય તે ઠેકાણે આપણને લઈ જાય. એસ્કિમોને જેવી રીતે સમુદ્ર તેવી રીતે હીંગણાઓને જંગલ. આ જંગલ એટલે હીંગણાઓ માટે હથેળીમાંની ચીજ.

આ હીંગણા લોકો સાવ અરસિક તો નથી જ. તે નાચવાના ઘણા શોખીન હોય છે. રાતોની રાતો તેઓ નાચવામાં ગાળે. ઘણા ભેગા થઇને તેઓ ગોળ ગોળ નાચે છે. કેટલાક જણ તીરકામઠાં વતી તેઓનો સાથ કરે છે.

આ લોકો બહુ બીકણ હોય છે. તેમને પારકા લોકો ગમતા નથી. કોઇ પારકો માણસ તેમના જંગલમાં પેસે તો તેઓ ઝાડની ઓથે લપાઇને તેને બાણ મારીને ઠાર કરે છે.

એકંદરે તેમની સ્થિતિ સંતોષકારક નથી. વરસમાં આઠ મહિના ત્યાં મુશળધાર વરસાદ વરસે છે, તેથી ભક્ષ શોધવો તેમને માટે મુશ્કેલ થઈ પડે છે. ઊંદર, દેડકા, છોવડાં, વગેરે જે મળે તે તેમને ખાવું પડે છે. સતત વરસાદ વરસતો હોવાથી તેઓને હંમેશ શરદી ને ખાંસી થાય છે. જંગલમાં રહેવું આરોગ્યની દૃષ્ટિથી એટલું ખરાબ છે કે

બિચારા ઠીંગણા લોકો ચાળીસ વરસ કરતાં વધારે વરસ ઘણેભાગે જીવી શકતા નથી.

### સ્વાધ્યાય

૧. ઉત્તર ધ્રુવ અને વિષુવવૃત્ત ઉપર રહેનાર લોકોનાં જીવનની તુલના કરો.

૨. વિષુવવૃત્તના પ્રદેશના લોકોના ઘરની બાંધણી વર્ણવો, એને મળતાં ઘરો આપણા દેશમાં કોઈ જગ્યાએ હશે ખરાં? હોય તો તેનું વર્ણન કરો.

૩. વિષુવવૃત્તના પ્રદેશની ખેતીનુ અને ત્યાંના લોકોના આહારનું વર્ણન કરો.

## ૫ : સહરાના રણમાંના બદાઉન લોકો

હવે આપણે ઠીંગણા લોકોની ઉત્તરમાં આવેલા સહરા નામના વિસ્તીર્ણ પ્રદેશની સફર કરીએ. સહરા શબ્દનો અર્થ માણસોની વસતિ ન હોય તેવો ભયાનક પ્રદેશ. અને સાચે જ સહરા એ ભયાનક પ્રદેશ છે. આપણો હિંદુસ્તાન દેશ આપણને કેટલો બધો મોટો લાગે છે! પણ સહરા પ્રદેશ હિંદુસ્તાન કરતા આશરે અઢી ગણો મોટો છે. હિંદુસ્તાનમાં આપણે જ્યાં જઇએ ત્યા મોટા મોટાં ગામો, શહેરો, ખેતરો, નદીઓ, પર્વતો વગેરે માલુમ પડે છે, જ્યાં જઇએ ત્યા માણસો હોય છે પણ સહરામાં એવુ કશુ નથી. તે એક બહુ મોટું રણ છે. તેમાં નથી નદીઓ કે નથી પર્વતો આખો મુલક રેતાળ છે. જ્યાં જાઓ ત્યા રેતી જ રેતી. પણ આ રેતી એક જ રંગની નથી હોતી. તે ભૂરા, પીળા, સફેદ, અથવા બીજા કોઈ રંગની હોય છે. કેટલેક ઠેકાણે પવનથી રેતી ઉડીને ભેગી થાય છે અને તેની ટેકરીઓ બને છે, જ્યારે કેટલેક સ્થળે સેંકડો માઇલ સુધી સપાટ રેતીનુ કેવળ મેદાન હોય છે. ત્યાં નથી હોતા ઝાડ કે નથી હોતા છોડ, નથી પંખીઓ કે બીજું કંઈ પણ. આપણે આમદાવાદથી નીકળીને ઠેઠ મદ્રાસ સુધી ચાલતાં જઇએ અને કલ્પના કરો કે વચ્ચે નથી માણસો કે નથી

ખેતરો, નથી ઘાટ કે ડુંગર નથી નદી કે ખીણો, નથી પશુઓ કે પંખીઓ, નથી કૂવાઓ કે તળાવો, નથી નદીઓ કે નથી નાળા ઠેઠ મદ્રાસ સુધી માત્ર રેતાળ, નિર્જળ અને ઉજ્જડ સપાટ મેદાન છે, એવી કલ્પના કરો એટલે તમને સહરાના કોઈ પણ મેદાનનો ખ્યાલ આવશે

આ પ્રદેશમા વરસાદ લગભગ સુદન પડતો નથી એમ કહીએ તો ચાલે ઘણા લોકોના જગતથી અહીંની પરિસ્થિતી સાવ ઊલટી છે વરસાદ નહિ, ખેતી નહિ, લીલોછમ ચારો નહિ, ઢોરો નહિ કશુય નહિ વરસાદ ન હોવાથી બપોરે રેતાળ જમીનમાની રેતી ભયંકર તપે છે અને માણસના પ્રાણને હેરાન કરે છે માણસ ગુગળાઈ જાય એટલો તાપ હોય છે રાત્રે રેતી એકદમ ઠંડી થઈને કડકડતી ટાઢ વાય છે એવુ આ પ્રદેશનુ વિચિત્ર હવામાન છે

### સહારાના રણદ્વીપો

પરંતુ આખુ સહરા કંઈ એવુ પાણી વગરનુ અને નિર્જન નથી સહરામા પણ કેટલેક ઠેકાણે પાણીના ઝરણા અને કૂવાઓ છે આ ઝરણાઓની અને કૂવાઓની પાસે લોકો ઘર બાંધીને રહે છે અને વાડી અને ખેતી કરે છે આ રણમાં આવા ઝરણાઓ પાસે જે ફળદ્રુપ સ્થળો હોય છે તેને (Oasis) રણદ્વીપ કહે છે.



રણદ્વીપ

આલો હવે આપણે આ રણમાંના એક રણદ્વીપમાં જઈશું. જુઓ પેલા રણમાં એક જ ઠેકાણે ઊંચાં ઊંચાં ઝાડો ઊગેલાં દેખાય છે. જુઓ પેલાં ખજૂરીનાં ઝાડ. આ ઝાડ દૂરથી જોઈએ કે રણદ્વીપ પાસે આવ્યો એમ સમજીએ છીએ. કારણકે બીજે ઠેકાણે વરસાદ વરસતો નથી અને કૂવા પણ હોતા નથી. તો તે ઠેકાણે ઝાડ તો ક્યાંથી જ હોઈ શકે?

કેટલાક રણદ્વીપ નાના હોય છે જ્યારે કેટલાક મોટા હોય છે. જ્યાં પાણી બહુ હોય છે ત્યાં ઘણા માણસોની વસતિ હોય છે અને ત્યાં ખજૂરીનાં ઝાડ પણ વધારે હોય છે. જે ઠેકાણે નાનું ઝરણું વહે છે તે ઠેકાણે બહુ જ થોડાં માણસો રહે છે. વધારે માણસો જો આ ઠેકાણે રહે તો તેમને પાણીની તંગી પડે. મોટા રણદ્વીપમાં ખજૂરીનાં ઝાડ ઘણાં હોય છે. બિસ્કા રણદ્વીપ એક શહેર છે. ત્યાં લગભગ બે લાખ ખજૂરીનાં ઝડ છે.

બોલતાં બોલતાં આપણે રણદ્વીપ નજીક આવી પહોંચ્યા. પેલાં ઘરો જુઓ. પેલાં જે માટીના દેખાય છે તે માલદાર લોકોનાં છે અને એની પડોશમાં ખજૂરીનાં ડાળાની જે ઝૂંપડી દેખાય છે તે ગરીબ લોકની છે. જુઓ તે ઝૂંપડીને બારીઓ નથી અને અંદર કેટલું બધું અંધારૂં છે!

## રખડતા બદાઉનો

આવા રણદ્વીપમાં રહેનારા લોકો બદાઉન કહેવાય છે. એ ઇસ્લામ ધર્મના છે. આપણ તરફ મુંબઈમા આરબ જાતના જે થોડાક લોકો દેખાય છે તેમાંના જ આ બદાઉન લોકો છે. તેઓ રણદ્વીપમાં ખેતી કરે છે. ખરૂં જોતા સહરાના રણની જમીન સારી છે. ત્યાં જો વરસાદ વરસત, અગર નહેર અથવા બીજા કોઈ પણ ઉપાયથી પાણી લઈ જઈ શકાત તો સહરા એ પૃથ્વી ઉપરનું નંદનવન બનત. બદાઉન લોક અભિમાનથી કહે છે કે અમારી રેતીમા જો એક સાદી, લીલી,

તરતની કાપેલી ઝાડની ડાળી રોપો અને તેને પાણી પાઓ તો તેનુ ઝાડ થાય પણ વરસાદ ન હોવાથી જમીન ઉત્તમ હોવા છતા પણ નિરૂપ યોગી છે આ તો પરમેશ્વરનો કોપ બીજુ શુ કહીએ ? રણદ્વીપમા પાણીની સગવડ હોવાથી બદાઉન લોક નારંગી લીંબુ એપ્રીકૉ, ઓલીવ વગેરે ઝાડોના બાગ બનાવે છે અને ઘઉ અને ડાંગરનો પાક પકવે છે ખજૂરીના ઝાડ તો દરેક જણ વાવે છે અહીંયાની જમીન તો એટલી બધી ફળદ્રુપ છે કે એકી વખતે બે ત્રણ જાતના પાક લઈ શકાય છે ખજૂરીનાં ઊંચા ઝાડો વાવીને તેમની નીચે ફળના ઝાડો રોપે છે અને ફળના ઝાડોની નીચે શાકભાજી વાવે છે આ સિવાય રણદ્વીપમા સુદર ફળના ઝાડો પણ ઊગે છે જુઓ, શો ચમત્કાર છે! આસપાસ સેકડો માઇલ રેતીનુ મેદાન અને વચમાજ એક નાની સરખી જગામા ફળફૂલ અને જુદા જુદા પ્રકારના અનાજના છોડ ગીચોગીચ આવેલા હોય છે એક તો રણદ્વીપજ નાના તો પછી તેમાના ખેતરો કેવડા હશે ? દરેક બદાઉનનુ નાનુ ખેતર હોય છે અને એની આસપાસ તે માટીની દીવાલની વાડ બાંધે છે જુદે જુદે ઠેકાણે કૂવા હોય છે તેમાનુ પાણી ઊંટોની મદદથી રેંટ ચલાવીને ખેતરોને પૂરૂ પાડવામા આવે છે પાણીની તંગી હોવાથી દરેક ખેડૂતને કામ પૂરતું જ પાણી મળે છે

## બદાઉનોનુ ખાણુ–ખજૂર

બદાઉન લોક બકરા અને ઘેટા પાળે છે અને તેના ઊનમાથી તેઓ કામળા અને શેતરજીઓ વણે છે તેઓ માટીના વાસણ પણ બનાવે છે બદાઉન લોકોનો મુખ્ય વેપાર ખજૂરનો બધા રણદ્વીપોમા મોટા પ્રમાણમા ખજૂરની લેવડદેવડ થાય છે અને પરદેશમા જથ્થાબધ ખજૂર મોકલવામા આવે છે

બદાઉન લોકોનુ મુખ્ય ખાણુ પણ ખજૂર જ ખજૂરની ઓછામા

ઓછી સો જુદી જુદી જાત છે. કેટલીક જાતની ખજૂર નરમ હોય છે, અને કેટલીક જાતની કઠણ હોય છે. કેટલીક જાતનું તો વળી એટલું ચીકણું હોય છે કે દાંતથી પણ ચાવી ન શકાય. કેટલીક જાત ગળી હોય છે અને કેટલીક ફિક્કી હોય છે. કેટલીક જાતમાં એટલો રસ હોય છે કે બદાઉન લોકો તે રસને સંઘરી રાખે છે. એ રસને ખજુરીનું મધ કહે છે. આ લોકો ખજૂર સૂકવીને, બાફીને, અથવા એની જુદી જુદી વાનીઓ બનાવીને ખાય છે. ખજૂર એ રણનો રોટલો કહેવાય છે. મનુષ્ય પ્રમાણે ત્યાંના જાનવરોનું ખાણું પણ ખજૂર જ.

## રણનું વહાણ

રણદ્વીપમાં રહેનારા બદાઉનને આપણે જોયા. બધા જ બદાઉન ઘરબાર કરીને રહેતા નથી. આ જુદા જુદા રણદ્વીપમાં પરસ્પર સંબંધ રાખવાને માટે અને તેમને જોઈએ તે વસ્તુ આપવાને માટે તથા તેમના ખજૂર અને બીજા પદાર્થો વેચવાને માટે માણસો જોઈએ જ. એ આપલેનું કામ કેટલાક રખડતા બદાઉનો કરે છે. તેઓ હમેશ સહરાના રેતાળ પ્રદેશમાં એક રણદ્વીપથી બીજા રણદ્વીપ સુધી રખડતા હોય છે. તેઓ રણદ્વીપમાં ઘરો અથવા ખેતીવાડી કરતા નથી. આખા સહરામાં તેઓ ભટકે છે. રેતાળ પ્રદેશમા પગે ચાલવુ અશક્ય, અને બે રણદ્વીપ વચ્ચે અંતર તો ઘણુ હોય. આવા વખતે પગે શી રીતે ચાલી શકાય? તેથી ઈશ્વરે આ રખડતા બદાઉનોની સગવડ ખાતર જ જાણે કે ઊંટ નામનું પ્રાણી ઉત્પન્ન કર્યું છે. આ ઊંટો જો ન હોત તો આ બદાઉન લોકો કેવી રીતે જીવ્યા હોત? રેતીમાં મુસાફરી કરવાને માટે યોગ્ય એવો જ ઊંટનો દેહ ઈશ્વરે પેદા કર્યો છે. તે પોતાના કોઠામાં ખૂબ પાણી અને મદારમાં ચરબી સંઘરી રાખે છે. તેથી રેતીમાં ઘણા દિવસ સુધી તેને પાણી તથા ખોરાક ન મળે

તો યે નમે છે તેના મોઢાની ચામડી ખૂબ કઠણ હોય છે તેથી તે રેતીમાં ઊગતા કાંટાવાળા છોડ સહેલાઈથી ખાય છે જરૂર પડતાં ઊંટનું માંસ પણ બદાઉનોના કામમાં આવે છે આ લોકો ઊંટના વાળમાંથી દોરડાં, કપડાં, તેમ જ ઓઢણ તૈયાર કરે છે

## પીઠ પરનું ઘર!

એ થઈ વાહનોની ગોઠવણ, પણ હવે તેમને ઘરો તો જોઈએ ને? પણ વીંછીની માફક પોતાનું ઘર પોતાની પીઠ ઉપર લઈને ચાલનાર આ બદાઉનોને માટે પથ્થર અને માટીના ઘરો



બદાઉનનો તંબુ

શા કામના? તેમને તો હળવો તંબુ જોઈએ આ લોકો બકરીના અને ઊંટના વાળ વણીને તૈયાર કરેલા કપડાંના તંબુઓ બનાવે છે તંબુને માટે આશરે આઠથી દસ થાંભલા હોય છે તંબુના દોરડા પણ ઊંટના વાળના હોય છે વચ્ચે પડદો નાખી એક જ તંબુમાં પુરુષ અને સ્ત્રીઓ માટે અલગ વિભાગો પાડે છે આ લોકોનું દિવસનું બિછાનું સુંવાળી રેતી પરંતુ રાત્રે રેતી બહુ ઠંડી થાય છે તેથી તેઓ તેના ઉપર જાજમ કે શેતરંજી પાથરે છે, અને તે પણ જાનવરના ઊનની જ! તંબુમાં પાણીથી અને ખજૂરથી ભરેલી ઊંટના ચામડાની થેલીઓ તેમ જ દૂધથી ભરેલી બકરીના ચામડાની નાની નાની થેલીઓ ટીંગાડેલી હોય છે આ સિવાય ગાલીચા જાજમ ઓશીકાં ગરમ ઓઢણ ઊન વગેરે સામાન તંબુમાં હોય છે

તંબુની પાસે ઊંટ ઘોડાઓ બકરીઓ અને ઘેટાં હોય છે મુકામ ઉપાડવાનો વખત આવે કે તેઓ તરત જ તંબુ ઉપાડીને એક ઊંટ

ઉપર લાદે છે બીજા ઊટ ઉપર કપડા અને ઓઢણુ મૂકે છે અને ત્રીજા ઉપર વળી પાણી, દૂધ અને ખજૂરની થેલીઓ લાદે છે બૈરા અને છોકરાઓ ઊટ ઉપર બેસે છે પુરુષો ઘોડા ઉપર બેસે છે

બદાઉનોને પોતાના ઘોડા ઉપર છોકરાની માફક પ્રેમ હોય છે. બપોરે સખત તડકો પડે ત્યારે તે પોતાના ઘોડાઓને પોતાના તબુમા લાવીને પાસે બાધી રાખે છે મુકામમા આવી પહોચ્યા પછી તેઓ ઘોડાની ખરીને તેલ ચોળે છે આ ઘોડાઓ રૂપાળા, શૂરા, પણ ગરીબ સ્વભાવના હોય છે.

આ રખડતા બદાઉન લોકોનો ખોરાક મુખ્યત્વે કરીને ખજૂર અને બકરીનું દૂધ તથા અડચણની વખતે ઊટની માદાનુ દૂધ હોય છે બીજો ખોરાક ન મળે તો આ લોકોને ઊટનુ માસ પણ ખાવુ પડે છે. આ ઉપરાત રણદ્વીપમાના બદાઉન ખેડૂતોની પાસેથી જો ઘઉં મળે તો તે તેના રોટલા કરીને ખાય છે

## બદાઉનોનું જીવન

આ લોકોનો આખો જન્મ રખડવામા જાય છે છોકરાંઓ, બૈરા, નોકરચાકરો–આ બધાની સાથે એ લોકો ઊંટ, બકરી અને ઘોડાઓ લઇને ભટકે છે રણદ્વીપમાના લોકોને ઘોડાઓ અને ખજૂર વગેરે તેના બદલામાં આ લોકો પોતાને માટે ઘઉં, કોફી, કાપડ તેમજ ઘોડાને માટે જવ લે છે સહરાની રેતીમા અનાજ જો કે પાકતુ નથી તો પણ ત્યા મીઠાની ખાણો છે આ ખાણોમાથી મીઠુ કાઢીને તે રણદ્વીપમાના માણસોને પૂરુ પાડવાનુ અને તેના બદલામા પોતાને જોઇતી વસ્તુ તેમથી પાસેથી મેળવવાનો પણ બદાઉન લોકોનો એક ઉદ્યોગ હોય છે તેમજ બીજા વટેમાર્ગુઓને રસ્તો બતાવવો અને મુકામે પહોચાડવાનો પણ તેમનો એક મુખ્ય ધધો છે

રેતીમા લૂંટારાઓ ઘણા હોય છે મુસાફરોને રોકીને તે તેમની ચીજો લૂંટી લે છે. તેથી બદાઉન લોકોને પોતાનુ સરક્ષણ કરવાના

પ્રસંગો હમેશ આવે છે ચોરો અચાનક છાપા મારતા હોવાથી બદાઉન લોકો લડાઇને માટે હમેશા તૈયાર હોય છે છોકરાને તેઓ નાનપણથી જ દુશ્મનો ઉપર અચૂક ભાલો શી રીતે ભોકવો તેનુ શિક્ષણ આપે છે તેમ જ તેઓને ઘોડા ઉપર બેસવામા પણ તે પારંગત બનાવે છે આ છોકરાઓના શિક્ષણનો બીજો વિષય તે આકાશમાના તારાઓની માહિતી સહરાની રેતીમા રસ્તા વગેરે કાંઈ ન મળે આપણે રસ્તામા કઈ દિશાથી ચાલ્યા જઇએ છીએ તે જાણવાનુ ત્યા એક જ સાધન હોય છે, અને તે માથા ઉપરના તારા તારાની માહિતી ન હોય તો માણસો આ રેતીમા ભૂલા પડી ખોરાક અને પાણી સિવાય ચોક્કસ મરી જાય

લૂંટારાઓની બીકથી બદાઉન લોકો ટોળા બાંધીને ફરે છે એક ટોળી એટલે એક ફરતુ ગામ જ કહી શકાય તેમા ઢોરો, ઘોડાઓ, ઊંટો, છોકરાંછૈયા, નોકરચાકરો અને ખૂબ રાચરચીલુ હોય છે આ ટોળી (Caravan) ‘કારવાન’ અથવા વણજાર કહેવાય છે

ચાલો હવે આપણે એવા કારવાનની સાથે રેતીમા પ્રવાસ કરીએ એટલે પછી આપણને આ પ્રદેશનો સારો ખ્યાલ આવી જાય અને રસ્તો ભૂલી જવાની પણ બીક રહે નહિ

## રણમાં એક પ્રવાસ

પ્રવાસની તૈયારી કરવાની એટલે પ્રથમ આપણી પાસે ચપળ ચુનંદા ઊંટો જોઇએ કહેવાય છે કે સારા ઉમદા ઊંટ દિવસમા લગભગ સો માઇલની મજલ કાપે છે પછી વિશ્વાસુ અને હોશિયાર એવા રખડતા બદાઉન ભોમિયાની ગોઠવણ કરી તેની મજૂરી ઠરાવવી જોઇએ ત્યાર પછી પ્રવાસમા પૂર પડે એટલુ પાણી ચામડાની થેલીમાં ભરી લેવુ જોઇએ. તેમ જ ખજૂરની બે ચાર થેલીઓ પણ જોઇએ જ નહિ તો કદાચ ભૂખે મરાય આ ઉપરાન્ત રેતીની મુસાફરીને માટે યોગ્ય એવા કપડા તૈયાર કરવાં જોઇએ ધોતિયુ, કોટ અથવા ટોપી

રેતીમાં કામની નથી. ત્યાં પવનથી ગરમ રેતી ઉડે છે તે કદાચ કાનમાં પેસી જાય. જુઓ પેલા બદાઉન લોકો. તેઓએ પોતાનું આખું શરીર કપડાથી ઢાંકી રાખ્યું છે. આપણે ત્યાં પણ ઉત્તર હિંદુસ્તાનના માણસો બપોરે કાને કપડું વીંટાળીને ઘર બહાર



સહરાના બદાઉનોની વણજાર

નીકળે છે. ઠીક હવે તડકાથી આંખને ત્રાસ ન થાય એટલા માટે ચશ્મા પણ આપણે સાથે લેવાં જોઇએ.

ચાલો થઈ તૈયારી. જુઓ પેલું કારવાન નીકળ્યું. સૌની આગળ પેલા ભોમિયા અને કારવાનના મુખીઓ ચપળ ઊંટ ઉપર બેસીને ચાલે છે. તેમના હાથમાં ભરેલી બંદૂકો છે અને તેઓ આમતેમ જોતાં સાવચેતીથી ચાલે છે. તેમની પાછળ તેમનાં બૈરાંછોકરાંઓ ઊંટ ઉપર બેસીને આવે છે. અને તેમની પાછળ પેલા ચાળીસપચાસ સરસામાનથી લાદેલાં ઊંટો આવે છે. જુઓ કેટલાકની પીઠ ઉપર ખજૂર, ગીહું, ઊન, વગેરે માલ વેચવાને માટે લાદેલો છે અને કેટલાંકની પીઠ ઉપર તંબુઓ, ડેરાઓ, જાજમો, શેતરંજીઓ તેમ જ પાણીના તથા બીજા ખાણાના પદાર્થોની ચામડાની થેલીઓ છે. આ થેલીના પાણીમાં ચામડાની ગંધ મારે છે પણ આપણે એ જ પાણી પીવું પડશે. મહાવરો થતાં આગળ ખરાબ નહિ લાગે. પેલા જુઓ કારવાનની સાથે

કૂતરા, ઘોડા, અને બકરીઓ ચાલે છે. આપણે રેતાળ મુલકમાં થઇને જવાનું છે. અહીંયાં રસ્તાઓ નથી. બપોરે ટેકરીઓ, ખડક વગેરે ઓળખાણની નિશાની ઉપરથી અને રાત્રે તારાઓની મદદથી ભોમિયાઓ રસ્તો શોધે છે. આપણે તેમની પાછળ છાનામાના ગયે જ છુટકો. આપણા બધાના પ્રાણ તેમના જ હાથમા છે. જો તે રસ્તો ચૂકે તો પાણી વગર આપણા પ્રાણ જતા રહ્યા જ સમજો.

આપણે પરોઢીએ અથવા સૂરજ આથમ્યા પછી જ પ્રવાસ કરવો છે અને બપોરે મુકામ કરવો પડે કારણ કે બપોરે રેતીમાં ભયંકર ગરમી હોય છે અને પગ હેઠળની રેતી અંગારાની માફક તપેલી હોય છે. ઊંટના પગલાથી આ રેતી આપણા શરીર ઉપર ઊડવાની બીક રહે છે ? તો ચાલો આપણું શરીર કપડાંથી ઢાંકી લઇએ. આ જુઓ આપણા ઉતારાની જગ્યા આવી ગઇ. જુઓ પેલા નોકર લોકો કેવી ઉતાવળથી તંબુઓ અને ડેરાઓ જમીન ઉપર તાણવા લાગ્યા છે ? પેલા કેટલાક જુઓ ઊંટના પગ કાળજીથી તપાસે છે. બીજા કેટલાક નોકરો ઘોડાના પગની ખરીને તેલ ચોળવા મંડ્યા છે. આ જાનવરોના ઉપર તો આખા પ્રવાસનો આધાર તેથી તેમની કાળજી તો રાખવી જ જોઇએ. ચાલો હવે તંબુમાં. જુઓ કેવી સુંદર જાજમો પાથરી છે ! તેના ઉપર બેસી કોથળીમાંનું પાણી પી લ્યો એટલામા કોફી તૈયાર થશે. પેલી તરફ પડદાની પાછળ ઘંટીનો ઘરઘર આવાજ શરૂ થયો. આપણી સાથે આવેલાં બૈરાંઓ અને છોકરીઓ કામ કરવા મંડી પડ્યાં છે. આપણા સારા નશીબથી આપણને ઘઉંના રોટલા ખાવા મળશે. નહિ તો ખજૂર ખાઇને અને બકરીનું દૂધ પીને આપણે અગિયારસ કરવી પડત પેલા છોકરાઓ જુઓ માંકડાની પેઠે ખજૂરના ઊંચા અને સીધા ઝાડ ઉપર સરસર ચઢી જઇને ખજૂર ખાવા લાગ્યા છે. જુઓ પેલા છોકરા ભાલાથી નિશાન તાકતાં શીખે છે.

હમણા જ પગમાના જોડા કાઢી નાખતા નહિ નહિ તો ગરમ રેતીથી

પગ દાઝી જઈને ફોલ્લા ઊઠશે પણ જુઓ, પેલા બદાઉન લોકો પૂર્વ તરફ મોઢુ કરી, જમીન ઉપર ઢીંચણ મૂકી શુ કરે છે? તેઓ મુસલમાન ધર્મના છે મક્કાની દિશા તરફ મોઢુ ફેરવીને તેઓ દરરોજ નિયમિત નમાઝ પઢે છે કેટલાક મોટા રણદ્વીપમા આપણને એમની મસ્જિદો મળી આવશે

ચાલો, રસોઈ થઈ ગઈ. બેસો જાજમ ઉપર અહીયા પાટલા વગેરે કાઇ ન મળે બાફેલી ખજૂર, રોટલા, માસ અને કોઈ પણ જાતની દાળનુ ઓસામણ જ ખાવા મળશે મિજબાનીની વખતે બદાઉન લોકો આખુ ઘેટુ અંગાર ઉપર શેકે છે ભાલાના એક સળિયાને ઘેટાના પેટમા આરપાર ઘોચી ઘેટાને દેવતા ઉપર મૂકીને તેને બધી બાજુથી શેકે છે પછી એ સળિયા સાથે જ શેકેલુ ઘેટુ વહેચે છે પછી બદાઉનો હાથમા છરી લઈ, એક એક ટુકડો કાપી મોમા નાખે છે આ તેમની મિજબાનીનો ઠાઠ હમેશ ખજૂરથી અગીઆરશ કર્યા પછી અવારનવાર આવુ પારણુ તો કરવુ જ પડે

ઠીક, હવે જમણ થઈ ગયુ હવે સગડીની આસપાસ બેસી આપણે બદાઉન લોકોની વાતો સાભળીશુ શી ભયંકર ટાઢ વાય છે? એ જ ઠેકાણે બપોરે કેટલી ગરમી હતી? બદાઉનોની વાતો સાભળવી ન હોય તો ચાલો, સૂઈ જઇએ ચાર પાચ ઓઢણ લપેટી લ્યો સવાર થઇ ચાલી, હવે ગરમાગરમ કોફી પી બે ચાર ખજૂરની પેશીઓ મોમા નાખી જવાની તૈયારી કરીએ જુઓ, પેલા નોકર લોકોએ તબુની ગડી વાળી ઊંટ ઉપર બધો સામાન લાદ્યો છે હવે બદાઉન લોકો ઘોડા ઉપર સવાર થઈ ગયા ચાલો આપણી સ્વારી પણ ઉપાડીએ અરે! પણ થોભો! પેલી તરફ શુ દેખાય છે? આઘે પૂર્વ તરફ કાળુ મેશ વાદળુ શાનુ દેખાય છે? વાહ! જોતજોતામા તે કેટલુ મોટુ થયુ? અને પાસે આવવા માડયુ આ બધા બદાઉન લોકો

ઘોડા ઉપરથી અને ઊંટ ઉપરથી ઝડપથી કેમ ઊતરી પડ્યા ! શું કરો છો ! રેતીનો વંટોળિયો આવ્યો ? આવે જ ભયંકર પવનથી રેતી ઊંચે ઊડે છે અને પવનની સાથે ચકરચકર ફરી વેગથી આગળ જવા માંડી છે ? ઓ બાપ રે ! આ શું થયું ? ભર બપોરે અંધારું થયું છે. આખા આકાશમાં રેતી ને રેતી જ. પેલાં ઊંટો જુઓ. જમીનમાં મોં સંતાડીને પડ્યાં છે. અને પેલા બદાઉન લોકો શું કરે છે ? ઊંટોની આડે જમીન ઉપર તે સાવ ઊંધા સૂઈ ગયા છે. ચાલો આપણે પણ એમ જ સૂઈ જઈએ, નહિ તો આ રેતીના વંટોળિયામાં સપડાઈને ક્યાંક ઊડી જઈશું. માથું છેક જમીનમાં સંતાડીને સૂઈ જાઓ, કાન બંધ કરો, ઉપર જોતા નહિ. થોભો, ગયો પેલો વંટોળિયો. ધીમે ધીમે સૂરજ દેખાવા માંડ્યો છે. આપણા હિંદુસ્તાનમાં રજપૂતાના અને માળવાના રેતાળ પ્રદેશોમાં આવા પ્રકારના રેતીના વંટોળિયા થાય છે તેને ત્યાંના લોકો આંધી કહે છે. આ જુઓ, આપણે મુકામે આવી પહોંચ્યા. ભોમિયા આપણને સાચવીને સહીસલામત અહીંયાં લઈ આવ્યા છે. તેમને હવે સારી બક્ષીસ આપવી જોઈએ.

---

## સ્વાધ્યાય

૧ રણના હવામાનનું વર્ણન કરો

૨. કોઈ એક રણમાં તમે જાતે મુસાફરી કરી આવ્યા છો એવું કલ્પી તમારા અનુભવનો નિબંધ અથવા પત્રના રૂપમાં સવિસ્તર વર્ણન કરો

૩. રણદ્વીપ એટલે શું ? દ્વીપ શબ્દ સામાન્ય રીતે કયા અર્થમાં વપરાય છે ? રણ અને સમુદ્રની તુલના કરો.

૪ સહરાના રણના કોઈ એક રણદ્વીપ ઉપરના લોકોના જીવનનો નિત્યક્રમ વર્ણવો

૫ સહરાના રણને ધરતી પરનું નન્દનવન બનાવવું હોય તો શું કરવું જોઈએ ? રણદ્વીપ ઉપરની ખેતીનું વર્ણન કરો

૬. બજારમાં ઊંચામાં ઊંચી જાતનું જે મક્કાની ખજૂર વેચાય છે તેની આત્મકથા લખો.
૭. બદાઉન લોકોનો ટૂંકો પરિચય કરાવો.
૮. રણને જો સમુદ્ર જોડે સરખાવીએ તો રણના વહાણ તરીકે કોની ગણના કરી શકે? એવા રણના વહાણનું વર્ણન કરો.
૯. બદાઉન લોકોના બાળકોના શિક્ષણનું વર્ણન કરો.
૧૦ આંધી એટલે શું? તેમાંથી બચવા માટે શું કરવું જોઈએ.

---

## ૬ : નાઈલ નદીનાં સંતાનો

ધીખતી રેતી અને ધૂળનો હવે તમને કંટાળો આવી ગયો હશે. નથી નાહવાને માટે નદીઓ કે નથી પીવાને માટે પુરતુ પાણી; લીલાછમ ઝાડો કે ખેતરો નહિ. એવો મુલક ક્યારે છોડી દઈએ એવું તમને થતું હશે, નહિ? ચાલો ત્યારે હું તમને આ ભયંકર રેતાળ પ્રદેશમાંથી પૃથ્વીના અત્યંત ફળદ્રુપ પ્રદેશમાં લઈ જાઉં. આંખો મીંચો. આ જુઓ, આપણે આવ્યા ઈજીપ્ત દેશમાં. ઈજીપ્ત દેશ એ દુનિયાની એક મોટી અજબ ચીજ છે. તમને કદાચ સાચું ન લાગે કારણ કે હવે તમે ફળદ્રુપ અને માણસોની ગીચ વસતીવાળા પ્રદેશમાં આવી ગયા છો છતાંય હજુ તમે સહરાના રણમાં જ છો. ઈજીપ્ત દેશ સહરાના રણનો જ એક ભાગ છે ખરું જોતાં તો અહીંયા એક રેતીનું સપાટ મેદાન હોવું જોઈએ પણ અહીંયા જોવા જઈએ તો બધું ઊલટું જ છે

### નાઈલનું જાદુ

પણ આ થયું શી રીતે? આ જાદુ કોણે કર્યો? નાઈલ નદીએ. નાઈલ નામની એક મોટી નદી સહરાના એક ખૂણામાંથી વહેતી વહેતી સમુદ્રને મળે છે એ નદીએ આ રેતાળ પ્રદેશને બગીચો

બનાવી દીધો છે. આ નદી એક સરોવરમાંથી નીકળી સેંકડો માઈલ સુધી ખડકવાળા પ્રદેશમાંથી નીચે કૂદતી કૂદતી સહરાના સપાટ મેદાન ઉપર આવે છે. અહીં આવ્યાથી તેનો પટ વિસ્તૃત થાય છે. સમુદ્રથી સોદોઢસો માઈલ આવે તે નદીના ઘણા ફાટા પડીને તેનો પંખાની માફક આકાર થાય છે. આ જુદા જુદા ભાગો આખરે સમુદ્રમાં જાય છે. સહરા સુધી આવતા પહેલા નાઈલમા નીલ નાઈલ અને કાળી નાઈલ આ બે નદીઓ આવીને ભળે છે. આ બે નદીઓ પર્વતના ઊંચા શિખર ઉપરથી વહેતી આવે છે પર્વતના માથા ઉપરનો આ પ્રદેશ ખડકવાળો નથી તેની જમીન બહુ જ પોચી છે. પર્વતની ટોચ ઉપર ખૂબ વરસાદ વરસે છે. વરસાદનુ બધુ પાણી આ બે નદીઓમાં આવે છે અને તેથી તેમા રેલ આવે છે. વરસાદના પાણીની સાથે પુષ્કળ કાંપ આ બે નદીઓમા આવે છે તેથી નાઈલ નદીમા ભરતી વખતે આ બે નદીઓ પોતાની રેલના પાણીની સાથે નાઈલને પુષ્કળ કાંપ જાણે અર્પણ કરે છે.

સપાટ રેતાળ પ્રદેશ ઉપર નાઈલમા પૂર આવે તો તેનુ પાણી તેના બે કાંઠા ઉપર ચઢીને કેટલાયે માઈલો સુધી પ્રસરે છે પૂર ઓછુ થયા પછી પાણી ઓસરે છે. પણ બંને તીર ઉપર વહી આવેલો પોચો કાંપ એમ ને એમ રહે છે. દર વરસે કાળી અને નીલ નદીઓને લઈને નાઈલમા રેલ આવે, રેલનું પાણી આસપાસ પ્રસરે, અને પાણી ઓસરી ગયા પછી સાથેનો કાંપ ત્યા ને ત્યા રહી જાય આવો પ્રકાર હજારો વર્ષથી ઈજીપ્તમા ચાલ્યા કરે છે. દર વરસે પોચા કાંપના થર ઉપર થર ચઢી, નાઈલને, બન્ને કાંઠે સહરાના રેતીના ભાગનુ લુખ્ખું સ્વરૂપ જતું રહી તે પ્રદેશ અત્યંત ફળદ્રુપ થયો છે સાધારણ રીતે થર ઉપર થર ભેગા થઈ નાઈલની કાંઠાની જમીન વીસથી ચાળીસ ફૂટ ઊંચી થઈ છે. દર સો વરસે આ જમીનની સપાટીની ઊંચાઈ ૭ ઈંચ વધે છે એમ કહેવાય છે.

રેલનુ પાણી નાઇલની બંને બાજુએ જેટલે દૂર સુધી જાય તેટલા ભાગ ઉપર કાપ ભેગો થવાથી જમીન ફળદ્રુપ થાય છે. આ ફળદ્રુપ પ્રદેશ પછીની બને બાજુઓ ખૂબ રેતાળ છે. નાઇલ નદીની આ ફળદ્રુપ ખીણ માત્ર નવ દસ માઇલ પહોળી છે, પણ લંબાઇમા આશરે હજાર માઇલ છે.

## ઇજીપ્તનો ફેલ્લા

હવે આપણે ઇજીપ્તના ખેડૂતોને મળીએ અને તે પોતાની ફળદ્રુપ જમીનનો ઉપયોગ શી રીતે કરે છે તે જોઇ લઇએ. ઇજીપ્તના ખેડૂતોને ફેલ્લા કહે છે. આ નીચેનુ તેમનુ ચિત્ર જુઓ.



ફેલ્લા—ઈજીપ્તના ખેડૂતો

તેઓએ ટૂંકી ચડ્ડી પહેરી છે, અને પગ સુધીનો આસમાની રંગનો સૂતરનો ઝભ્ભો પહેર્યો છે. તેમના માથા ઉપર આપણા પુરભૈયાની ટોપી જેવી એક નાનકડી ટોપી છે. કેટલાક આ ટોપી ઉપર રંગબેરંગી હાથરૂમાલ વીંટાળે છે. ફેલ્લાના બૈરાઓ પણ પુરુષોની માફક ચડ્ડી પહેરે છે. સિવાય તેઓ અંગ ઉપર ઓઢણુ અને માથા ઉપર એક લાંબો કાળા કપડાનો બુરખો પહેરે છે આ ખેડૂતોના છોકરાઓ ઘણે ભાગે નાગા જ ફરે છે. સહરાનુ ગણુ ખરૂ તો રેતી ન હોય તો યે હવા તો ગરમ જ રહે કપડાની ત્યા શી જરૂર? વળી જરૂર હોય તોયે એ ગરીબ બિચારા

ફેલ્લાઓ બચ્ચાંને માટે કપડાં સારૂ પૈસા ક્યાંથી લાવે? જમીન ફળદ્રુપ હો કે ખારોપાટ હો તો પણ ખેડને તેમાં મહેનત કરવી જ જોઇએ અને અર્ધું પેટ ભરીને રહેવું જ જોઇએ એવો જગતનો નિયમ છે. આ નિયમને ફેલ્લાઓ અપવાદ નથી. ઘણા ફેલ્લાઓ શ્રીમંત જમીનદારોની જમીનમાં નોકર તરીકે કામ કરે છે. તેમને મહેનતાણું બહુ જ ઓછું મળે છે. કેટલાક જણને થોડીઘણી પોતાની જમીન છે અથવા મળે છે.

## ફેલ્લનાં ઘર

ચાલો, આપણે ફેલ્લાનાં ઘર કેવાં છે તે જોઇ લઇએ. પેલું જુઓ એક ગામડું. આ ગામમાં કેટલાં બધાં ખજૂરનાં ઝાડો છે! ફેલ્લાઓ નાઇલ નદીમાંથી વહી આવેલી માટીની ઇંટો બનાવી, તેને તડકામાં બરોબર સૂકવી, તેનાં ઘરો બાંધે છે. ઘરનું છાપરું ઘાસનું અથવા ખજૂરના ઝાડના પાંદડાંનું હોય છે અને તે બહુ જ નીચું હોય છે. આ બધાં ઘરે એક મજલાવાળાં જ હોય છે. તેમાં બારીઓ હોતી નથી. તેઓ કોઈ બંધ કરેલી પેટી જેવા દેખાય છે. બિચારા ફેલ્લાના ઘરોમાં બે ચાર ચટાઈ અને માટીના થોડા ઘડા, થોડા ટોચકાઓ—એટલો જ સર સામાન હોય છે. રસોઇને માટે આપણી માફક જ ત્યાં માટીના ચૂલા હોય છે. પણ તે ચૂલા ઘરની બહાર હોય છે. ઘરમાંથી ધુમાડો બહાર જવાને માટે બારીઓ હોતી નથી તેથી રસોઈ બહાર જ કરે છે વળી ઇજીપ્ત દેશ ફળદ્રુપ છે તો યે આખરે તે સહરાનું રણ જ ને. તેમાં વરસાદ કોઈ પણ વખતે પડે નહિ તો પછી બહાર રસોઈ કરવાનો શો વાંધો? ફેલ્લાઓની સુવાની સગવડ જોઈ કે? તે કેવી છે! તેઓએ ઓરડીની ભીંતોને અડીને જ સુવા જેટલો ઓટલો બાંધેલો છે. આ ઓટલા ઉપર ચટાઈ પાથરીને તેઓ સુઈ જાય છે.

ફેલ્લાઓનો ખોરાક એટલે મકાઈ, ઘઉં અથવા દાળની ઘણી મોટી અને જાડીપાતળી ભાખરી. અને તેની સાથે શાક, ઇંડાં કે ખજૂર. આ

લોકો ઘણે ભાગે માંસ ખાતા નથી. અને ખાય તો ઘણે ભાગે ભેંસનું જ માંસ ખાય છે. દૂધ પણ ભેંસનું જ લે છે. ભેંસો ફેલ્લાઓના બહુ કામમાં આવે છે. આપણી તરફ જેમ બળદો તેમ ઇજીપ્તમાં પાડાઓનો ખેતીના કામમાં ઉપયોગ થાય છે. ઊંટો અને ગધેડાઓને પણ ખેતીના કામમાં લગાડે છે. પેલા જુઓ ખેડૂતો. એક ઊંટ અને એક ગધેડું હળે જોડીને જમીન ખેડે છે. આ ખેતરો કેટલાં નાનાં નાનાં છે? દરેક ખેતરની આસપાસ માટીની ભીંતની વાડ કરી છે. આ ખેતરોમાં તમને કૂવાઓ નહિ મળે. ચોમેર પાણીની નાની નાની નહેરો ખેતરોમાંથી કાઢેલી હોય છે. ચારે તરફ નાઇલ નદીના પાણીની નહેરોની જાણે જાળ જ પાથરી ન હોય?

## વરસાદ વિનાની ફળદ્રૂપતા!

બધાં ખેતરોને માટે નહેરનું પાણી જોઇતું નથી. વરસાદ ત્યાં હોતો જ નથી; તો પછી ખેતીને માટે પાણી ક્યાંથી લાવતા હશે? કહો વારુ! જુન મહિનાની પહેલી તારીખથી નાઇલ નદીનું પાણી ચડવા માંડે છે તે ઓક્ટોબર મહિના સુધી સતત ચડતું જાય છે. નદીના બંને કાંઠે આવેલાં પાંચ ૭ માઇલનાં ખેતરો ઉપર પૂરનું પ્રસરેલું પાણી ચાર પાંચ મહિના સુધી ઓસરતું નથી. પછી નવેમ્બરની પહેલીથી તે પાણી ઓસરવા માંડે છે અને ખેતરો ખુલ્લાં થાય છે. આ ખેતરો ઉપર આપોઆપ જે કાંપ ભેગો થાય છે તે ખાતરને માટે બહુ કામમાં આવે છે. પાણી ઓસરી ગયા પછી ખેડૂત પેલી સુંવાળી અને ભીનાશવાળી જમીનમાં સોનાના મૂલનો પાક લણે છે.

નદીથી દૂર આવેલા ખેતરોમાં તો નહેરનું પાણી જ જોઇએ. આ પાણી જુદી જુદી રીતે ખેતરોમાં લઈ જવામાં આવે છે, જેમાંની જૂની રીત આ પ્રમાણે છે. ખેડૂત નદીમાં અથવા નદીમાંથી કાઢેલી નહેરમાં ઊભો રહી ટોપલી જેવા ડોલથી પાણી ઉલેચી કાંઠે

છે. અને તે નદીથી અથવા નહેરથી ઊચાણ ઉપર આવેના પોતાના ખેતર તરફ જનારા નીકમા રેડે છે એમ કરવાથી તે પાણી ખેતરોને મળે છે કેટલી બધી આ તકલીફ! ઇજીપ્તમા હજારો ફેલાઓ અને તેમના છોકરાઓ આ પ્રમાણે પાણી ઉલેચી કાઢીને પોતપોતાની નીકમા રેડતા નજરે પડશે

બીજી રીત એ છે કે નદીમા અથવા નદીની પાસેની નહેરમા, આપણા વાડીવાળા ગામોમા હોય છે તેમ, ઘટમાળનો રેટ મૂકે છે ઘટમાળના લોટાઓ ભરાઇને ઉપર આવે એટલે તે નીકમા ઠાલવે છે ઘાણીની બળદની માફક રેટ જોડેલા ગધેડા આ રેટો ચલાવે છે

ઇજીપ્તમા એવા આશરે પચાસ હજાર રેટ નાઇલ નદીનુ પાણી ઉલેચી કાઢે છે આ રેટ ચલાવવાને માટે એક લાખ પાડા કે ગધેડાઓ જોડાય છે અને ખેડૂતોના પચાસ હજાર છોકરાઓ તેમને હાંકે છે પહેલા નાઇલના પૂરનુ ઘણુ પાણી અને તેની સાથેનો કાંપ સમુદ્રમા ઘસડાઈ જતો તેથી ખેતીમા તેનો કશો ઉપયોગ થતો ન હતો પણ હાલ ઇજીપ્ત દેશ અગ્રેજસરકારની દેખરેખ નીચે આવી ગયો છે એટલે અગ્રેજોએ નાઇલ નદીમા ઠેર ઠેર બધ બાધીને પાણી અટકાવ્યુ છે આસ્વાનનો બધ સૌથી મોટો છે તે સાત મજલા જેવડી ઇમારત જેટલો ઊચો છે અને તેની દીવાલ ઉપરથી એકી સાથે ત્રણ ગાડા જાય તેટલો તે પહોળો છે આ બધો રેલનુ પાણી અને કાંપ અટકાવે છે રેલ ઓસરી ગયા પછી બધની દીવાલોની તળેટીમા મૂકેલા બારણાઓ ખોલે છે પછી ત્યાથી પાણી અને કાંપ બહાર પડતા તે નહેરોમાથી ખેતરોમા લઈ જવામા આવે છે આપણા મુબઈ ઇલાકામા ભડારદરાનો વિલ્સનબધ, ભાટઘરનો લૉઈડબધ અને સિંધ પ્રાંતમા સિંધુ નદી પર આવેલો સક્કરનો બંધ છે આ ત્રણ બધો આસ્વાન જેટલા બલ્કે તેનાથી પણ વધારે પ્રચડ છે ભાટઘરનો બધ તો દુનિયામા સૌથી મોટો છે

નાઇલ નદીના પાણી ઉપર ફેલ્લાઓ વરસમાં ત્રણ પાક લણે છે. ઉનાળાનો પાક કપાસ, શેરડી, ડાંગર હોય છે. જુલાઇથી ઓકટોબર સુધીમાં મકાઈ, ડાંગર, અને જુદાં જુદાં શાક તૈયાર થાય છે. નવેમ્બરથી મે સુધીમાં બધી જાતનાં અનાજ પાકે છે. ઇજીપ્તમાં સૌથી વધારે મહત્ત્વનો પાક કપાસનો છે. ત્યાં લાખો રૂપિયાની કિંમતનો કપાસ પેદા થાય છે. ઇજીપ્તનું રૂ બહુ જ મુલાયમ હોય છે, તેના વગર ઝીણું અને સુંવાળું કપડું તૈયાર થતું નથી

## કેરોની મુલાકાતે

નાઇલને કાંઠે રહેતા ફેલ્લાઓની આપણે ઓળખાણ કરી લીધી. હવે ઇજીપ્તની રાજધાની કેરોમાં જઇ ત્યાંના શહેરીઓની રહેણીકરણી કેવી છે તે જોઇ લઇએ.

કેરો આપણે આગગાડીમાં જઇએ. એ ગાડી નાઇલની પાસે થઇને જાય છે. ગાડીની બંને બાજુએ ભરચક પાક દેખાય છે. વચ્ચે ખેતરોમાં ઊંટ, ગધેડાં અને ભેંસો ચરતાં માલૂમ પડે છે. દર સ્ટેશને આસમાની રંગના લાંબા ઝભ્ભા પહેરેલા છોકરાઓ અને છોકરીઓ સંતરાં, શેરડી અને ઇંડાં વેચતાં દેખાય છે. કેટલીક સ્ત્રીઓ માથે પાણીના ચંબુ લઇ પ્લૅટફોર્મ ઉપર આંટા મારે છે.

પેલા જુઓ, આઘેથી મસ્જિદના ઊંચા મિનારાઓ દેખાય છે. આ જ કેરો શહેર. પેલા ઊંચી ઇમારત જેવા દેખાય છે તે કેરોના પ્રસિદ્ધ મિનારા-(પિરામિડ). આ આવ્યુ સ્ટેશન. આ ગધેડાવાળા છોકરાઓની કેટલી ભીડ! આ ગધેડાઓ શા માટે હશે, ભલા? ઇજીપ્તમાં ગધેડાઓને બહુ માન મળે છે. શ્રીમંત લોકો ઘોડાઓની માફક ગધેડાઓ ઉપર બેસે છે. ચાલો, આપણે પણ બેસવાને માટે ગધેડાઓ ઠરાવીએ. શો ઉપાય? જે દેશમા જઇએ તે દેશના રિવાજ મુજબ વર્તવુ જોઇએ. પેલા પોરીયા જુઓ કેવુ ભાગ્યુતૂટ્યુ અંગ્રેજી બોલે છે તે! Mp

donkey, good donkey. ઠીક ઠીક. બેસીએ આ ઘોડા ઉપર. પેલો પોરીયો પાછળથી ગધેડાને પોતાના દંડાથી દોડાવશે.

શહેરમા યુરોપિયન લોકો રહે છે તે ભાગમાના રસ્તા કેટલા મોટા અને સ્વચ્છ છે તે જુઓ. અહીંયાં બાગબગીચાઓ પણ પુષ્કળ છે, અને બેન્ડ પણ મીઠું વાગે છે. પણ શહેરનો બીજો ભાગ એટલો સારો નથી. રસ્તા છેક સાંકડા અને ગંદા છે અને તેમા પુષ્કળ ગીરદી છે. કેટલાક લોકો ગધેડા ઉપર તો કેટલાક ઊંટ ઉપર બેસીને જાય છે. છોકરીઓ માથે ઊંચાં માટલામા પાણી લઇને જાય છે. આંધળાઓ ભીખ માગે છે. મદારીઓ ખેલ કરે છે. ભીસ્તીઓ ચામડાના પખાલ-માથી લોકોને પાણી પાય છે. રસ્તામા ભારે ઠઠ જામી છે.

## આઝાર વિદ્યાપીઠ

ઘરો પણ કેવા બંધ પેટીની માફક અને આપણી તરફના અગાશીવાળા ઘરોની માફક સપાટ છે ! બારીઓ જાળીવાળી છે અને બારણાં ઉપર નકશીનું સુંદર કોતરકામ કરેલું છે. ઘણા ખરા ઘરો ધોળેલાં છે. કેરોમા કેટલી બધી મસ્જિદો છે ! ઘણી જ ઊંચી અને વિશાળ એવી ઇમારત તમે જુઓ તો માની જ લો કે આ મસ્જિદ છે. દરેક મસ્જિદની આગળ એક મોટુ ચોગાન હોય છે અને ત્યા પાણીનો એક હોજ હોય છે નિમાજ પઢવાને માટે અંદર જતા પહેલા અહીંયાં લોકો હાથપગને ધોઈ સ્વચ્છ કરે છે. પ્રાર્થના ઉપરાંત શિક્ષણમા પણ આ મસ્જિદોનો ઉપયોગ થાય છે. મુસલમાનોની નિશાળો મસ્જિદમાજ હોય છે. ચાલો, આપણે આઝાર નામનુ પ્રસિધ્ધ વિશ્વવિદ્યાલય જોઇએ. અહીંયા વિદ્યાર્થીઓને ફી નથી તેમ જ શિક્ષકોને પગાર નથી. શિક્ષકો 'ટ્યૂશન્સ' કરી અથવા ગ્રંથની હસ્તલિખિત પ્રતો તૈયાર કરી ગુજરાન ચલાવે છે. ચારપાંચ વરસના છોકરાથી માંડીને સીત્તેર વરસના ડોસા સુધી અહીંયા વિદ્યાર્થીઓ હોય છે. શિક્ષણના મુખ્ય વિષયો—અરબી ભાષામા લખેલુ મુસલમાનોનુ ધર્મપુસ્તક કુરાન, બીજગણિત, વ્યાકરણ કાવ્ય અને અલંકાર હોય છે. વિદ્યાર્થીઓ વિભાગ પાડીને જમીનઉપર

બેઠા છે અને બધા આગળપાછળ ઝોલાં ખાઈને કુરાન મોઢે કરે છે. કોઈ અરબી ભાષાના મૂળાક્ષરો શીખે છે. ઇજિપ્તમાં મસ્જિદોમાં બેસતી દસ હજાર નિશાળો છે. આ જુની પધ્ધતિની શાળાઓ ઉપરાંત પ્રાથમિક માધ્યમિક, ધંધાઓ, અધ્યાપન, ખેતી, કાયદા, વૈદક વગેરેની શિક્ષણ-સંસ્થાઓ પણ ઇજિપ્તની સરકારે સ્થાપી છે. પ્રાથમિક શિક્ષણ અરબી ભાષા દ્વારા અપાય છે.

## કેરોનાં બજારમાં

હવે આપણે બજાર જોઈએ. રસ્તા ઉપર કિનારવાળા મુસલમાન ઝભ્ભાઓ પહેરી લોકો ચાલે છે. બુરખાવાળી અને સુંદર પોષાકવાળી સ્ત્રીઓ ગધેડા ઉપર બેઠી છે. કેટલીક સ્ત્રીઓ પગે ચાલીને જાય છે. તેમની આગળ તેમના કાળા બીદી નોકરો ચાલે છે.

અહીંયાં દરેક પ્રકારની ચીજોને માટે અલગ અલગ બજાર છે. સુંદર ગલીચાઓ વેચાય છે તે તુર્કી બજાર, ઘડિયાળો અને ઝવેરાતનું બજાર, અત્તરોનુ બજાર, પુસ્તકોનુ બજાર, કોતરકામ કરેલી ચીજોનું બજાર, વાસણોનું બજાર, મીઠાઈનુ બજાર—એવાં અહીંયાં ઘણાં બજારો છે. અહીંના દુકાનદારો બહુ સભ્ય હોય છે. તમે માલની તપાસ કરવા જાઓ એટલે પહેલાં દુકાનદાર તમને ઓટલા ઉપર બેસાડે, તમારા હાથમાં ગરમાગરમ કોફીનો પ્યાલો આપે અને પછી બીજી વાત

કેરોમાં તમને બીજી એક વાત નજરે પડશે, ને એ કે અહીંના લોકો છે મુસલમાન, પણ દેખાય છે છેક યુરોપિયન જેવા. તેમના જ જેટલા ગોરા અને કપડા પણ યુરોપિયન પધ્ધતિના જ. ફક્ત તેઓ માથે લાલ ફેઝ ટોપી પહેરે છે એટલુ જ ઇજિપ્શિયન સ્ત્રીઓ તુમાન, અંગરખુ અને જાકીટ પહેરે છે, અને બહાર જતી વખતે શરીર ઉપર ઝભ્ભો પહેરે છે. તેઓ હમેશ પગમાં સપાટ પહેરે છે.

ઇજિપ્ત દેશ યુરોપની છેક નજીકમા આવેલો છે. અહીંયાં શિયા-ળામાં હવા ખાવાને માટે અને પ્રસિધ્ધ સ્થળો જોવાને માટે દર વરસે

હજારો યુરોપિયન લોકો આવે છે. આ ઉપરાંત ફ્રેન્ચ, ઇટાલિયન, ગ્રીક, વગેરે લગભગ દોઢ લાખ યુરોપિયનો અહીંયાં કાયમ વસે છે. ઈજીપ્તના ઘણા લોકો યુરોપિયન સ્ત્રીઓ સાથે પરણે છે. ઇજીપ્તના ઘણા જુવાનો ફ્રાન્સમાં ભણી આવે છે. કૈરોના લોકો ફ્રેન્ચ ભાષા સારી પેઠે જાણે છે.

## મોજીલા ઇજિપ્શ્યનો

કૈરોની ખરી મઝા દિવસે તમારા જોવામાં આવે નહિ, તેને માટે તમારે રાત્રે ઉજાગરો કરવો જોઇશે. અહીંના લોકો બહુ જ મોજીલા અને રંગીલા છે. રાત્રે બાર કે બે વાગ્યા સુધી હોટેલમાં અથવા ખુલ્લામાં 'કેફી' નામના હોટેલો છે ત્યાં બેસી કૌફીનો એક એક ઘૂંટડા ધીમે ધીમે લઇ ગાયન સાંભળતા અથવા નાચ જોતાં બેસવું આ એ લોકોનો રોજનો કાર્યક્રમ. બધી હોટેલોમાં ગાયન, નાચ અને બગીચામાં બેન્ડનું સુંદર વાદન ચાલતુ જ હોય.

આ રંગીલા લોકોનું બીજું પ્રિય ઠેકાણુ તે હમામખાનુ. હમામખાનું એટલે સાર્વજનિક સ્નાનગૃહ. કૈરોમાં પુરુષો અને સ્ત્રીઓને માટે ઘણાં હમામખાનાં છે. અહીંયાં પ્રથમ શરીરની ચંપી કરીને પછી નવરાવવામાં આવે છે. બૈરાંઓનું બપોરનું કામ એટલે પાડોશણને ત્યાં બેસવા જવું અથવા હમામખાનામા નહાવા જવું.

આ લોકો સવારે નાસ્તો, બપોરે જમણ, અને રાત્રે મુખ્ય ભોજન કરે છે. તેઓ મીઠાઇ અને ફળો ખૂબ ખાય છે. કોફી તો પાણીની માફક તેઓ પીએ છે. તેમનું બીજું વ્યસન તે તમાકુ. બધા દરજ્જાના લોકો ખૂબ તમાકુ પીએ છે. શ્રીમંત સ્ત્રીઓને પણ આ ટેવ હોય છે.

હવે આપણે કૈરો નજીક આવેલાં જૂનાં કાળનાં સ્મારકો જોવા જઇએ. નાઇલ નદીના ઉપકારથી ઇજિપ્ત દેશ બહુ ફળદ્રુપ અને ધનસંપન્ન થયોં છે. ખાણીપીણું મળવાની અછત ન હોય તો માણસ લલિતકળાનો વિકાસ કરે છે અને સાહિત્ય નિર્માણ કરે છે.

## પિરામિડો

આ નિયમ પ્રમાણે ઇજીપ્ત દેશ ત્યાંના પ્રાચીન લોકોના અદ્ભુત અને ભવ્ય મિનારાની બાબતમાં પ્રસિદ્ધ છે. કેરોથી આઠ માઈલ ઉપર આવેલા ત્રણ મિનારા જે 'પિરામીડ' તરીકે આપણે પહેલાં ઓળખ્યા છે તે જોઇએ. આ મિનારાઓ એટલે ઇજીપ્તના પ્રાચીન રાજાઓની કબરો ઉપર ચણેલું પથ્થરનું કામ. આ મિનારા ૫૦૦૦ વર્ષો પહેલા બંધાયા છે. સૌથી મોટો મિનારો ૪૮૨ ફૂટ ઊંચો છે. તેની તળેટીએ આશરે તેર એકર જમીન રોકી છે.



પિરામિડ ઉપર ચઢવાની રીત

એક ઉપર એક મોટા પથ્થરો પગથીઆ જેવા રચીને આ મિનારાઓ બનાવાયા છે. નીચે પાયો બહુ જ પહોળો અને ઉપરનો ભાગ સાંકડો થતો જાય એવી એમની રચના છે. મિનારાના શિખર ઉપર ચઢવા માટે ત્રણ માણસોની જરૂર પડે છે. બે જણ ઉપર રહી મુસાફરને ઉપર ખેંચે છે અને એક નીચેથી તેને ઉપર હડસેલે છે

ઇજીપ્ત એ સુંવાળા કાંપથી બનેલો દેશ. ત્યાં મિનારાઓને માટે પથ્થરો ક્યાંથી લાવ્યા હશે? એમ કહેવાય છે કે અરબસ્તાનમાંના પર્વતોમાંથી સેંકડો માઇલ ઉપરથી આ પથ્થરો આણ્યા છે. પથ્થર લાવવાને માટે ફક્ત રસ્તો તૈયાર કરવામાં દસ વરસ લાગ્યાં. મોટો મિનારો બાંધવાને માટે એક લાખ ગુલામોએ વીસ વરસ સુધી કામ કર્યું. શી આ રાજાલોકોની હોંશ અને મહત્ત્વાકાંક્ષા?

## સ્ફિંક્સ

હવે આપણે સ્ફિંક્સ નામનો પથ્થરનો પ્રચંડ સ્ત્રીમુખી સિંહ જોવા



સ્ફિંક્સ અથવા સ્ત્રીમુખી સિંહ

જઈએ. આ સિંહ બેઠેલો છે. એનો નીચેનો થોડો ભાગ રેતીમાં દટાઈ ગયો છે. એ આકૃતિ ખડક કોતરીને બનાવેલી છે. એ સિંહ પાંચ મજલી ઇમારત જેટલો ઊંચો છે. એની લંબાઈ ૧૪૦ ફુટ છે. તેના આગળના પગની લંબાઈ ૫૦ ફુટ છે. તેની ડોક એટલી મોટી છે કે તેમાં એક મોટી ઓરડી સહેજે માય. તેના કાન ઉપર માણસ ઊભો રહે તો યે તે માથા સુધી પહોંચી શકે નહિ. કાન ચાર ફુટ છે અને નાક સાડાપાંચ ફુટ લાંબુ છે. જડબું એટલું મોટું છે કે તે ખોલાય તો તેમાંથી એક બળદ સહેજે અંદર જઈ શકે. આ રાક્ષસી પથ્થરોનું બાવલું કોણે તૈયાર કર્યું ? ક્યારે તૈયાર કર્યું ? આ વિષે કંઈપણ માહિતી નથી. તો પણ તે પાંચ છ હજાર વર્ષ પહેલાંનું છે એ નક્કી. મિનારા અથવા પથ્થરના સિંહ જેવાં પ્રચંડ સ્મારકો પાછળ મુકી

જનાર પ્રાચીન કાળના રાજા લોકોનાં મૂડદાં હજી પણ આપણને કેરોના પદાર્થસંગ્રહાલયમાં જોવા મળે. પાંચ છ હજાર વરસ સુધી મૂડદાં જેવાં ને તેવાં જ રહે એ ઘણી અદ્દભુત વાત છે. તે વખતના લોકો એક પ્રકારનો મસાલો મૂડદાંને લગાડી પેટીમાં બંધ કરી રાખતા. હમણાં ચેલી પેટીઓ ખોલીને લોકોએ જોયું તો જાણે કાલે જ મૃત્યુ થયું હોય એવાં તે મૂડદાઓ દેખાયા. જૂના જમાનાના લોકોની આ હોશિયારી શી રીતે વર્ણવીએ?

---

## સ્વાધ્યાય

૧. નાઇલ નદીએ સહરાના રણમાં કહેવાય છે કે જાદુ કર્યું છે. કઈ રીતે?
૨. ઇજીપ્તની લોકમાતા નાઇલની જીવનકથા વર્ણવો.
૩. ફેલ્લાની રહેણીકરણી અને આચારવિચાર વિશે ટૂંકમાં લખો.
૪. ઇજીપ્તમાં વરસાદ જો હોતો જ નથી તો પછી ખેતરોને માટે ત્યાંના લોકો પાણી ક્યાંથી લાવતા હશે?
૫. આપણા ગુજરાતમાં ખેતરોને પાણી પૂરું પાડવાની જે જુદી જુદી યુક્તિઓ વપરાય છે તેનો પરિચય આપો.
૬. આસ્વાનના બંધ ઉપર ટૂંક નોંધ લખો. હિન્દમાં એવા બંધો કયા કયા છે? તે બંધોનો પરિચય કરવો. ગુજરાતમાં એવા બંધ નથી તેનું કારણ શું હશે?
૭. ઇજીપ્તના રૂ વિશે જે જાણતા હો તે લખો. આપણે ત્યાં ઉત્તમ રૂ કયાં પેદા થાય છે તે જણાઓ
૮. તમે કેરોની મુલાકાતે ગયા છો એમ કલ્પી કેરોથી તમારા એક મિત્રને લાંબો પત્ર લખો તે પત્રમાં કેરોના લોકોના પહેરવેશ, રીતરિવાજ, ઘર, બજાર, રસ્તાઓ, એક સ્થળેથી બીજે સ્થળે જવાનાં વાહનો, ભાષા, શાળા પાઠશાળાઓ, ધર્મ વગેરેનો ઉલ્લેખ કરવાનું ચૂકશો નહિ.
૯ પિરામિડ અને સ્ફિંક્સનું વર્ણન કરો.

૧૦ જાણો કે તમે પિરામિડ અને સ્ફિંક્સ જોવા ગયા છો એમ કલ્પી તેને જોતા તમારા મનમા કેવા વિચારો આવે તે ટૂંકમા લખો.
૧૧ વિષુવવૃત્તના પ્રદેશથી કેરો સુધીના પ્રદેશનુ જાણે તમે વિમાનમા બેસી અવલોકન કરતા હો, અને વિમાનમા તમારી સાથે તમારો બીજો એક મિત્ર બેઠો છે તેને જુદા જુદા પ્રદેશો બતાવી તેનુ વર્ણન કરતા હો એવો એક સુંદર લેખ તમારી કુનેહે તેના કદની પર્વા કર્યા વિના લખજો એ આખો લેખ પૂરો કરવા માટે ઉતાવળ કરશો નહિ ત્રણ ચાર મહિના લાગે તો ભલે, એને અંગે બીજા પુસ્તકો પણ બને તો વાચજો તમારૂ વર્ણન રસિક બનવુ જોઇએ તેની ખાસ કાળજી રાખશો તો બસ
૧૨ ઇજીપ્તને ઘણીખરી રીતે મળતો આવે એવો આપણા દેશમા કોઈ પ્રાન્ત છે? કયો? બન્ને વચ્ચે સામ્યના જે મુદ્દાઓ હોય તે ચર્ચો.

---

## ૭: મધ્ય આફ્રિકામાના નિગ્રો (સીદી) લોકો

સહરા રણની દક્ષિણમા બદાઉન આરબોની હદ પૂરી થાય છે અને નિગ્રો નામના લોકોની હદની શરૂઆત થાય છે રણની દક્ષિણમાં આવેલા સુદાન નામના વિસ્તિર્ણ પ્રદેશમા અને તેની દક્ષિણમા તેના જેટલી જ વિસ્તીર્ણ એવી કાગો નદીની ખીણમા આ નિગ્રો લોકો રહે છે તેમની હજારો જુદી જુદી જાતો છે આ બધાના રીતરિવાજો ભાષા વગેરે એકબીજાથી જુદા છે

નિગ્રો લોકો શાહી જેવા કાળા રંગના હોય છે તેમના હોઠ બહુ જાડા, વાળ વાંકડીઆ અને જાડા ઊન જેવા હોય છે, તથા નાક ચપટા હોય છે ઉત્તર આફ્રિકાર્માના ઊજળા રંગના લોકોની સાથે લગ્નવ્યવહાર થઇને જે નિગ્રોની મિશ્ર જાત પેદા થઈ છે તેને બાટુ કહે છે બાટુ લોકો નિગ્રો જેટલા કાળા હોતા નથી, તેમ એમના હોઠ પણ જાડા હોતા નથી નિગ્રોની જાતિઓ એટલી બધી છે અને તે

જાતિનાં રૂપ, રંગ, રીતભાત પહેરવેશ વગેરે એટલી બધી જુદી જાતનાં છે કે એ બધાની માહિતી આ પુસ્તકમાં આપવી અશક્ય છે. ઉત્તર તરફના બદાઉન અરબોના સહવાસથી ત્યાંના નિગ્રો મુસલમાન થયા છે અને ખાણું-પીણું, ઉદ્યોગધંધા, વગેરે બાબતમાં સુધરેલા છે. તેમજ સમુદ્રકિનારાની નજીકના ભાગમાંના નિગ્રો લોકો પણ વ્યાપારને માટે ત્યાં આવી રહેલા યુરોપિયન લોકોના સહવાસથી ઘણા સુધરી ગયા છે. આ બે ભાગ છોડી દઈને વિશાળ એવા મધ્ય અફ્રિકા તરફ નજર નાખીએ તો જંગલી સ્થિતિની જુદી જુદી જાતની અવસ્થામાં આવેલી અસંખ્ય નિગ્રો જાતિ આપણી નજરે પડે છે.


કોંગો પ્રદેશનો નિગ્રો

## ગાઢા જંગલોનું પિયર

મધ્ય આફ્રિકા એ પ્રદેશ વિષુવવૃત્ત ઉપર આવેલો હોવાથી ત્યાં ભયંકર ઉષ્ણતા છે. આ પ્રદેશમાં પુષ્કળ વરસાદ વરસે છે. મોટી મોટી નદીઓ સરોવરો અને ગાઢ જંગલોનું એ જૂનું સ્થાન છે. ઘણાં લોકો આજ પ્રદેશમાં જંગલમાં રહે છે. અહીંયાં જમીન સપાટ ન હોવાથી આ પ્રદેશની નદીઓમાં ઘણા ધોધ હોય છે અને તેથી નદીઓ મારફતે સામાન લઈ જવાને અડચણ આવે છે. સિંહ, હિપોપોટમસ, હાથીઓ, ગેંડાઓ, વગેરે પ્રાણીઓ આ ભાગમાં સ્વૈરવિહાર કરે છે. નદી પાસેની જમીન ફળદ્રુપ હોવાથી અહીંયા ખેતી સારી પેઠે થઈ શકે છે.

ઉત્તર તરફના અરબ અથવા તો સમુદ્રકિનારા ઉપરના યુરો-પિયનોનો સહવાસ હોવાથી નિગ્રો થોડાઘણા કપડા પહેરે છે પણ મધ્ય આફ્રિકાના નિગ્રો લગભગ નાગા જ રહે છે નિગ્રોની એવી ઊંચી જાતો છે કે તેઓ શરીર ઉપર બિલકુલ કપડાં પહેરતા નથી ગરમી ભયંકર હોવાથી નિગ્રોને કપડા પહેરવા ગમતા નથી એમાં તેમનો કંઈ પણ વાંક નથી આપણે ભર ઉનાળામાં બપોરે છૂટથી શરીર પરનું ખમીસ કાઢીને અને પંખા નાખીને હાશ કરીને નથી બેસતા? મધ્ય આફ્રિકામાં આપણા અહીંના કરતા વધારે પ્રમાણમાં ગરમી હોય છે નિગ્રો લોકોને આપણે મધ્ય આફ્રિકામાંથી ઉચકીને ઉત્તર ધ્રુવ પાસે એસ્કિમોની પાસે લઈ જઈ મૂકીએ તો તે કદીએ નાગા ફરે જ નહિ ઝટ દઈને ચામડાના એક બે કોટ તો જરૂર પહેરશે એનાથી ઊલટું એસ્કિમોને મધ્ય આફ્રિકાની હવામાં મૂકીએ તો તેઓ તરત જ પોતાના ખરબચડા કોટ ફેંકી દઈને છૂટથી નાગા ફરશે જેવો દેશ તેવો વેશ જે નિગ્રો નાગા નથી રહેતા તેઓ કેડે ચામડાનો અથવા ઝાડની છાલનો એક કટકો વીંટાળે છે પણ સમુદ્ર પાસેના નિગ્રો યુરોપિયન લોકોએ વિલાયતમાંથી આણેલા ભપકાદાર રંગના કપડા પહેરે છે તેમને રંગબેરંગી કપડું બહુ ગમે છે તેમના બૈરાંઓ રંગબેરંગી હાથરૂમાલ માથાની આસપાસ વીંટાળે છે

## વસ્ત્રો રક્ષણ માટે કે સુન્દરતા માટે?

કપડા બહુ ન જોઈતા હોય તો પણ નિગ્રો લોકોને ઘરેણાંનો ભારે શોખ હોય છે તેઓ વખતે નાગા રહે પણ ઘરેણાં વગર તેમને ચાલવાનું જ નહિ એમ કહેવાય છે કે કોઈ પણ પ્રકારનું વસ્ત્ર શરીર ઉપર પહેરવાની પ્રથમ કલ્પના દુનિયામાં સૂઝવાની બાબતમાં, ટાઢ, પવનથી શરીરનો બચાવ અથવા લજ્જારક્ષણ—આ હેતુ કારણરૂપ થયો નથી પણ શરીર સુંદર દેખાય એ જ તેનું કારણ હોવું જોઈએ

આફ્રિકામાના ઘરેણાં પહેરી નાગા કરનાર નિગ્રો તરફ જોઈએ તો ઉપરના મતનું સાચાપણું આપણને તરત જ માલૂમ પડે છે.

આ ઘરેણાં તેઓ સોનાચાંદીનાં પહેરે છે એમ નહિ, તે ગમે તે વસ્તુનાં અને ગમે તે પ્રકારનાં હોઈ શકે છે. જો નિગ્રોને સોનું મળે તે સોનાની કડી, તોડા અને વાળીઓ પહેરે છે. જ્યાં સોનું ન મળે ત્યાં હાથીદાંતનાં કડાથી તેમને નિભાવવું પડે છે. બૈરાંઓ નાનપણથી જ મોટા જાડા જાડા હાથીદાંતનાં તોડા પગમાં પહેરે છે. તે એટલા બધા ભારે હોય છે કે તે ઊંચકવાનું બૈરાંઓને બહુ કઠણ પડે છે. નાનપણમાં પહેરેલા આ તોડા મરતા સુધી પગમા હોય જ. કેટલીક જાતોમાં લોખંડની માળા ગળામાં તેમ જ પગમાં પહેરવાનો રિવાજ છે. કેટલાક નિગ્રોના બૈરાં પીતળનાં તોડાની હાર ટીચણથી પાની સુધી પહેરે છે. કેટલાંક બૈરા કાચના અને મણકાના હાર ગળામાં લટકાવે છે. કોડીની વાત તો કંઈ પૂછવી જ નહિ. આપણા અહીંનાં બૈરાંઓ જેવી રીતે પોલકા ઉપર લેસ મૂકે છે તેવી રીતે ત્યાની નિગ્રો બહેનો પોતાનાં તમામ કપડાં ઉપર કોડીની લેસ મૂકે છે. આ ઉપરાંત ગળામાં કોડીના હાર, વાળમા કોડીના ઘરેણાં, કોડીના બાજુબંધ વિગેરે જ્યાં જુઓ ત્યાં કોડીની રેલમછેલ ! કેટલાંક બૈરાંઓ કાનની બુટ્ટી વીંધીને તેમાં લાકડાનો મોટો કટકો ભોસે છે, જ્યારે કેટલાંક બૈરાંઓ હાથપગમાં તારની જાળી પહેરે છે.

## કેશરચનામાં કલાવૈવિધ્ય

નિગ્રો સ્ત્રીપુરુષોની કેશરચનાની રીતિ વિચિત્ર અને ભાતભાતની હોય છે. કેટલાક જણ વાળને તેલ અને માટી ચોપડી તેના જુદા જુદા આકારો બનાવે છે. કેટલીક સ્ત્રીઓ વાળ માથાની આસપાસ વીંટાળીને તેનાં બે શીંગડાં ઊભા કરે છે. કેટલીક સ્ત્રીઓ વાળની નાની નાની લટો નીચે લટકતી મૂકે છે. કેટલાક નિગ્રો વાળની ખોલેલા પંખા

લોટની ખીર બહુ ભાવે છે. આ લોકા ખીરનું વાસણ વચ્ચે લઇને બેસે છે અને એક જણ ચમચાથી ખીરનો સબડકો મારી ચમચો પાડોશીને આપે છે, અને પછી તેઓ વારાફરતી સબડકા મારીને ખીર ખતમ કરે છે ને પછી તાજું દૂધ પીએ છે. કેટલીક વખતે આ લોકા બકરીનુ અને ગાયનુ માસ પણ ખાય છે.

### ઉદ્યમી સ્ત્રીઓ

વીણો જ્યારે ટીચણ સુધી આવે ત્યારે બૈરાં અને છોકરાંઓ તેમાથી કપાસ વીણે છે. અને બૈરાઓ તેમાથી પંચિયા જેવું કપડું વણે છે. નિગ્રોના બૈરાઓ હમેશાં ગુલામની માફક સતત મહેનત કરે છે. શ્રમના બધાં કામો તેમનેજ કરવા પડે છે. તે ખેતી કરે છે અને નદીઓમાં હોડીઓ પણ તેજ ચલાવે છે. માથા ઉપર ભાર લઈ દૂરના બજારના ગામમાં જવુ, અને ત્યાં તે બોજો વેચી આવવો તે કામ પણ બૈરાંઓનેજ કરવાનુ. નિગ્રો લોકા એક કરતાં વધારે બૈરાઓની સાથે પરણે છે. જેટલાં વધારે બૈરાં તેટલો તે માણસ વધારે શ્રીમંત એવી માન્યતા છે. વળી જેટલાં વધારે બૈરાં તેટલા મજૂરો વધારે મળે.

ખેતી ઉપરાંત બીજા ઉદ્યોગો પણ આ લોકા કરે છે. તેઓ લોખંડ શુદ્ધ કરે છે અને તેમાંથી તરવાર, કાતર, ભાલા, ખંજર, ચપ્પુ, પેટીઓ, હાર, કડાં વગેરે વસ્તુઓ તૈયાર કરે છે. તેઓ પાળેલાં જાનવરોનાં ચામડાનુ જીન, લગામ, અને થેલીઓ તૈયાર કરે છે. તેમ જ માટીનાં સુઘડ માટલા બનાવે છે. ભાતભાતની ટોપલીઓ બનાવવામાં પણ આ લોકા કુશળ હોય છે. હાથીદાંત ઉપર કોતરકામ પણ તેઓ સારી રીતે કરે છે.

કાંગો, નાઈજર વગેરે નદીઓને કાંઠે રહેનાર નિગ્રો હોડી તૈયાર કરવામા બહુજ કુશળ હોય છે કેટલાક નિગ્રો તો હમેશ હોડીમાંજ ઘર કરીને રહે છે. નદીઓ ઓળંગવાને માટે આ લોકા વાસના તેમજ ઘેટીના પુલો બહુજ કુશળતાથી તૈયાર કરે છે. નદીકાંઠાના નિગ્રો

ખાસ કરીને માછલીથી પોતાનો ગુજારો ચલાવે છે અને થોડીઘણી ખેતી પણ કરે છે.

## મનુષ્યભક્ષી ફુ

જંગલની આસપાસ આવેલા નિગ્રો લોકો જંગલી હાથીનો શિકાર કરે છે અને હાથી દાંત લઈને ગોરા વેપારીઓને વેચે છે. ફુ નામના નિગ્રો આપણી તરફના ઘાટી લોકોની માફક મજબૂત અને તગડા હોય છે. આ લોકો આગબોટમાં ખલાસીઓનું અને ધક્કા ઉપર હમાલનું કામ કરે છે. આ ફુ લોકો રંગે કાળા હોવા છતાં આંખે, કાને, બીજા નિગ્રો કરતાં ઘણાં સારા દેખાય છે અને ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી પણ બોલે છે. નદીઓની સરહદારીથી આવે આવેલી નિગ્રોની કેટલીક જાતિઓ સાવ રાની છે. આ નિગ્રો માણસોને મારી નાખી તેનું માંસ ખાય છે. શત્રુઓનું માંસ ખાવામાં તેઓ મગરૂબી માને છે. લડનાર શત્રુઓને તેઓ બહુ મિજાજથી કહે છે: "થોભ બચ્ચાજી, તું આવતી કાલે મારા પેટમાં જવાનો છું." આ લોકોના બજારોમાં માણસોનું માંસ વેચાતું મળે છે. માણસનું માંસ ખાવા મળે એટલા સારૂ આ લોકો ખાસ બીજી જમાતના લોકો ઉપર હુમલો કરી તેમને કેદ કરે છે. ગુલામોને તે સારી પેઠે ખવરાવીને પોષે છે અને તેમનું માંસ ખાય છે.

## ગુલામીની પ્રથા

અહીંયાં ગુલામીની પ્રથા પરાપૂર્વથી ચાલતી આવેલી છે. પરજાતિના માણસોને પકડીને તેને પોતાનો ગુલામ બનાવવો અને અને તેની પાસેથી કામ લેવું એ નિગ્રોની જ પ્રથા છે. ઘણાં વર્ષો પહેલાં ઉત્તર આફ્રિકાના અરબ વેપારીઓ નિગ્રોને જબરજસ્તીથી પકડીને અથવા વેચાતા લઈને, તેમને ગુલામ કરીને, કેરો, બગદાદ, દમાસ્કસ, બસરા વગેરે શહેરોમાં વેચી નાખતા. દરેક તુર્ક અથવા આરબના ઘરમાં પોતપોતાની સ્થિતિ પ્રમાણે નિગ્રો સ્ત્રીપુરુષો ગુલામ તરીકે રખાતા. રાજરજવાડાના રણવાસ ઉપર આ જ લોકોને નોકર રખાતાં.

યુરોપિયન લોકોએ જ્યારે અમેરિકા ખડ શોધી કાઢ્યો ત્યારે તેમને ત્યા ખેતરો ઉપર દેખરેખ રાખવા અને તેમા કામ કરવાને સારૂ મજૂરો જોઈતા હતા તેથી તેમણે આરબ વેપારીઓનુ અનુકરણ કર્યુ અને તેઓ લાખો નિગ્રોને પકડીને અને ગુલામ બનાવીને અમેરિકામા લઈ ગયા અને તેમની પાસે પોતાની કપાસની ખેતી ખીલવવા માડી આજ અમેરિકામા નિગ્રોગુલામોના લાખો વશજો રહે છે. તેમા બુકર ટી વોશિંગ્ટન એ આગેવાનનુ નામ પ્રસિદ્ધ છે

તો પણ જગલી નિગ્રો હવે સુધરવા મડ્યા છે ઘણા નિગ્રોએ નરમાસ ખાવાનુ છોડી દીધુ છે અને ગુલામીની પ્રથા પણ બધ પડતી જાય છે.

## તેમનાં ગામ ઘરબાર

નિગ્રોના ઘરો માટીના અને તેમના છાપરા ઘાસના હોય છે છાપરાનો ભાગ બારણાની આગળ લાવીને બહાર ઓસરી બનાવે છે આ ખુલી જગ્યામા નિગ્રો લોકો બપોરે ઉંઘે છે અથવા વાતો કરતા બેસે છે. ઘણેભાગે તેમના ગામોની આસપાસ માટીનો કોટ હોય છે કેટલીક વખતે પાસના સગાવહાલાઓ ભેગા થઈ એકબીજાની પાસપાસે ઘરો બાંધે છે અને તે બધાની આસપાસ એક મોટો માટીનો કોટ ચણે છે એક ગામમા એવી અનેક પોળો હોય છે. આ લોકો અનાજની થેલીઓને ઊંચે લટકાવે છે કારણ કે અહીંયા ઉધઈનો ત્રાસ ભારે છે તેમના ઘરમા અર્ધચદ્રના આકારનો એક લાકડાનો કટકો હોય છે આ તેમનુ ઓશીકુ આ ઓશીકા ઉપર ગરદન મૂકી ડોક લટકતી રાખી તેઓ સૂઈ જાય છે તેલ અને માટી ચોપડીને મનોહર રીતે બાંધેલા વાળ અસ્તવ્યસ્ત ન થાય એટલા માટે આ ઉપાય કરવો પડે છે એવા જ પ્રકારનુ મજાનુ ઓશીકુ આપણને જાપાની લોકોમા જોવા મળશે નિગ્રોની જમાતો હમેશ એકબીજાની નાંખ

માનમારી કરની અથવા લકડી હોય જ તેમના ગામની આસપાસ ફીગણ લોકોના ગામોની જેમ ખાઈ ખોદેલી છે અને વિષથી ચોપડેલી લાકડીઓ પણ તૈનાર હોય જ ગામનો કોટ પણ મજબૂત હોય છે દરેક જમાતની ફોજ હમેશા તૈયાર રહે છે આ પ્રજાના રાજાની પાસે તો સ્ત્રીઓની પણ પલટણ પહેલા હતી નાનપણથી જ બૈરાઓને હથિયાર વાપરતા શીખવાડતા તેમને પરણવાની છૂટ ન હતી તેમનો આખો જન્મ લડવામા જ જતો.

## ભૂત અને ભુવા

નિગ્રો લોકને જાદુ, મતરજતર, અને ભૂતપ્રેત ઉપર ઘણો વિશ્વાસ હોય છે ઝાડો, ગુફાઓ વગેરે ઠેકાણે ભૂતો હોય છે એવી તેમની માન્યતા હોય છે તેમનામા ભુવાઓનુ માહાત્મ્ય બહુ મોટુ છે ભુવાઓ જે કહે તે કામ આ લોકો આખ મીંચીને કરે છે દરેક નિગ્રોની પાસે જાતજાતનો મતરેલો દાત કે પખીનું પીંછુ, નખ, અથવા એવી કઇક વસ્તુ હોય જ આ મંતરલી વસ્તુ પાસ હોય તો આપણે માંદા પડવાના નથી અથવા લડાઈમા આપણો પરાજય થવાનો નથી એમ તેઓ માને છે માંદા પડે અથવા કઇક બૂરૂ થાય તો શત્રુની પાસેની મતરેલી વસ્તુ વધારે પ્રભાવશાળી હોવી જોઈએ એમ તેઓ ધારે છે તે પથ્થરની ખાસચટી અને ભયપ્રદ મૂર્તિઓની પૂજા કરે છે આ દેવોને વિષે તેમનો પ્રેમ હોતો નથી પણ ડર હોય છે તે મૂર્તિઓ આપણુ બૂરૂ ન કરે અને શત્રુઓનુ બૂરૂ કરે એટલા માટે જ તેઓ તેમની પૂજા કરે છે દેવો એટલે માણસનુ બૂરૂ કરવા સમર્થ એવી શક્તિ એવી તેમની માન્યતા હોય છે

માણસ મરી ગયા પછી પણ કોઈપણ જગ્યામા જીવતો રહે છે અને ત્યા તેને આ લોકની બધી વસ્તુઓની જરૂર હોય છે, એવી નિગ્રોની માન્યતા છે તેથી તે પ્રેતની સાથે ખાવાપીવાની અને મૃતને

મનગમતી ચીજો દાટી મૂકે છે. પહેલાં તો કોઈપણ માણસ મરી જાય કે તેના મૃતદેહની સાથે તેની સ્ત્રીને અને ગુલામને પણ જીવતા દાટી દેતા હતા.

હવે આ કલ્પના અને રિવાજો જતા રહ્યા છે. ક્રિશ્ચિયન મિશનરીઓએ બહુ જ હિંમતથી મધ્ય આફ્રિકાના આ દેશમાં પ્રવેશ કરીને ઠેર ઠેર નિશાળો ખોલી છે અને તેથી જંગલી નિગ્રોની રહેણી-કરણીમાં અને આચારવિચારમાં ઘણો ફરક થતો જાય છે.

## નાણાંને ઠેકાણે હાથરૂમાલ

નિગ્રો લોકોને તાંબાનાં અને ચાંદીના નાણાંની માહિતી નથી. તેઓ લેવડદેવડને માટે નાણાં તરીકે ઘણી વસ્તુનો ઉપયોગ કરે છે. કોડી અને છીપો એ ચાલુ નાણું છે. આ ઉપરાંત મીઠું, ટાંકણી, તારના ટુકડા, રંગબેરંગી કાપડ વગેરે ચીજો કેટલેક ઠેકાણે નાણાં તરીકે વપરાય છે. કેટલેક ઠેકાણે હાથરૂમાલનું મહત્ત્વ બહુ છે. એક હાથરૂમાલ આપીને અનેક વસ્તુઓ વેચાતી લઈ શકાય છે. ક્યાંક કાચના મણિની તો ક્યાંક લાલ મણિની કિંમત વધારે હોય છે. ઘણે ઠેકાણે પીતળના ટુકડાઓ અથવા મીઠાના કાંકરાનો નાણાં તરીકે ઉપયોગ થાય છે. થોડા મીઠાના કાંકરા આપી એક ગુલામ ખરીદી શકાય છે. તમે કોઈ નિગ્રો દુકાનદારને બકરીની કિંમત કેટલી એમ પૂછો તો તમને જવાબ મળશે કે આટલા મીઠાના કાંકરા અથવા કાચના આટલા મણિઓ, અથવા પાંચ છ હાથ લાંબું કપડું.

---

### સ્વાધ્યાય

૧. નિગ્રો લોકોના રૂપ રંગનું વર્ણન કરો. 'માટુ' એટલે શું ?

૨. નિગ્રો લોકોના મુલકના પ્રાણીઓનો પરિચય આપો.

૩. નિગ્રોના પહેરવેશનું વર્ણન કરો. મનુષ્ય વસ્ત્રો સુન્દરતા માટે પહેરે છે કે સંરક્ષણ માટે ? જો સંરક્ષણ માટે હોય તો દ્રષ્ટાન્ત

જેવા દેશમાં યુરોપિયન ઢબનાં કોટપાટલુન અને નેકટાઈથી આપણને કેવા પ્રકારનું સંરક્ષણ મળે છે?

૪. હિન્દના સ્ત્રીપુરુષો માટે આદર્શ પહેરવેશની સૂચના તમારે કરવાની હોય તો તમે શું સૂચવશો?

૫. નિગ્રોનાં ઘરેણાં અને કેશરચનાનું વર્ણન કરો.

૬. નિગ્રો લોકોનાં છુંદણાં શરીરને સુન્દરતા આપવા ઉપરાંત બીજી કઈ વિશેષ ગરજ સારે છે?

૭. નિગ્રો લોકોના ઉદ્યોગધંધા અને ચલણી નાણાંનો પરિચય આપતી એક ટૂંકી નોંધ લખો.

૮. મનુષ્યભક્ષી ફૂનું એક ટૂંકું રેખાચિત્ર દોરો.

૯. નિગ્રોની ગ્રામ અને ગૃહરચના અને આપણી ગ્રામ અને ગૃહરચનાની તુલના કરો.

૧૦. નિગ્રોનું મારું વતન તો આફ્રિકા છતાં અમેરિકાના રાજકારણમાં નિગ્રોનો પ્રશ્ન ખૂબ અગત્યનો મનાયો હતો તેનું કારણ શું?

૧૧. બુકર ટી. વોશીંગ્ટન વિશે જે જાણતાં હો તે લખો.

૧૨. 'અંકલ ટોમ્સ કેબિન' નામની એક નવલકથા તમે વાંચી છે? તમને સમજણ પડે એવી તેની આવૃત્તિ મેળવી તમે જરૂર તે વાંચજો. ગુલામી પ્રથા એટલે શું તેનો તમને હૃદયભેદક પરિચય તેમાં થશે

૧૩. નિગ્રોના વહેમો અને જંતરમંતર ઉપર ટૂંકમાં લખો.

---

## ૮ : ભીડમાંના કિરગિઝ લોકો

અત્યાર સુધી આપણે બ્રાઉન, ઇજિપ્શિયન, નિગ્રો અને ઠીંગણા એટલા આફ્રિકામાના લોકોની માહિતી મેળવી. હવે આ પ્રકરણમાં મધ્ય એશિયાના કિરગિઝ નામના લોકોની આપણે મુલાકાત લઈએ.

કિરગિઝ લોકોનો દેશ એક ઘણું જ મોટું સપાટ મેદાન છે. આ મેદાનમાં ઝાડો તો નથી જ પણ સહેજ ઊંચા જેવા છોડ પણ નથી–

જ્યાં જોઇએ ત્યાં ઢીંચણ સુધી ઊંચું ઘાસ ઊગેલું હોય છે. એવા પ્રદેશમાં રહેનાર લોકો શું કરતા હશે વારુ? મેદાનમાં જાનવરો નથી તેથી શિકાર પણ ન થઈ શકે. વરસાદ પૂરતો ન હોવાથી ખેતી પણ ન કરી શકાય. તો પછી ઘાસ પુષ્કળ હોવાથી ઢોરો પાળીને તે પોતાનો ગુજારો ચલાવતા હશે નહિ? હા એ જ સાચું છે.

કિરગિઝ લોકો કાળા પણ નથી અને ગોરા પણ નથી. તેમનો રંગ તાંબાના રંગ જેવો છે. તેમની આંખ ઝીણી અને ત્રાંસી હોય છે. અને ગાલનાં હાડકાં ઊપર ઉપસી આવેલા હોય છે. આ લોકોની સંખ્યા આશરે ત્રીસ લાખની છે.

## તંબુમાં રહેનારા કિરગિઝ

તેમની પાસે બકરા, ઘેટા, ઊંટ, ગધેડાં, અને ઘોડાનાં મોટાં મોટાં ટોળાં હોય છે. આટલા જાનવરોની સાથે જો તે એક જ ઠેકાણે ઘર કરીને રહે તો ત્યાંનું ઘાસ તરત જ ખતમ થાય અને પછી ઢોરને અને તેમને ભૂખે મરવાનો વખત આવે. એટલા માટે કિરગિઝ લોકો બદાઉનોની પેઠે હંમેશ ભટકતા રહે છે અને તેમની માફક તંબુમા જ રહે છે. હવે આ લોકો તંબુ શેના કરતા હશે? એસ્કિમો લોકો પાસના સમુદ્રમાંની સીલ માછલીના ચામડાના તંબુ બનાવે છે. બદાઉનો પોતાની પાસેના ઊંટના ચામડાના તંબુ તૈયાર કરે છે. એ જ પ્રમાણે કિરગિઝો પણ પોતે પાળેલાં જાનવરોનાં ચામડાના તંબુ બનાવે છે.

કિરગિઝોના તંબુઓ ખૂબ પહોળા હોય છે. પહેલા કનાત લગાડી પછી તેઓ છત લગાડે છે. લાકડાની નાની થાંભલીઓનો તેઓ છતને ટેકો આપે છે. કનાતો આગળપાછળ ખેંચી શકાય એવી હોય છે તેથી તંબુ જોઇએ તેટલો નાનોમોટો કરી શકાય છે.

તંબુમાં ઊનના સુંદર ગાલીચા, તેમ જ જાજમો પાથરેલી હોય છે. નીચેના ઘરમાં આટલા હોય છે. પણ તે અહીંયા ન મળે એ દેખાતી

વાન છે કિરગિઝોના વાસણકુસણ લાકડાના અથવા ચામડાના હોય છે, તેથી તે ભાગવાતૂટવાનો ભય હોતો નથી વળી આ વાસણો તૈયાર કરવાને માટે પાસેના જાનવરના ટોળામાં સાધન હમેશ તૈયાર જ હોય

એક બીડમાંથી બીજા બીડમાં જતાં સૌથી પહેલાં તેઓ ઘેટાંને લઈ જાય છે કુમળું અને ઊગતું ઘાસ ખાવાનું પહેલું માન ઘેટાંઓને. ત્યાર પછી ગાયોને લઈ જાય છે ગાયો અને ઘેટાંઓને ન ગમે તેવું બાકી રહેલું ઝીણું ઘાસ બકરાં અને ઘોડાઓને મળે છે ઘેટાંઓને આટલું બધું માન આપવાનું કારણ એ છે કે તે કિરગિઝોના બહુ કામમાં આવે છે તેમની સાથે જ કિરગિઝો સેંકડો ઢોરોનું રક્ષણ કરી શકે છે

કિરગિઝ લોકો ટોળાં ભેગાં કરે છે તે ઘાસના બીડો પોતપોતાનામાં વહેંચી લે છે એક ટોળાના બીડમાં બીજું ટોળું જાય નહિ એવો નિયમ હોય છે જો જાય તો કજિયો અને મારામારી શરૂ થાય આ બીડના દેશમાં પાણીની બહુ અછત હોય છે પાણીનાં ઝરણાં જ્યાં હોય ત્યાં જ કિરગિઝો મુકામ કરે છે તેમની ચાલવાની ગતિ બહુ જ ધીમી હોય છે એનું કારણ એ છે કે તેમની સાથે બકરાં ઘેટાં પણ હોય છે તે ધીમે ધીમે ચરતાં ચરતાં ચાલે છે ઉનાળામાં જ્યારે મેદાન બહુ તપે છે અને પાણી મળતું નથી ત્યારે કિરગિઝ લોકો પોતાના દેશની પાસે આવેલા ડુંગરો ઉપર મુકામ કરે છે અને વરસાદ શરૂ થાય એટલે પાછા મેદાનમાં આવે છે

## નીતિમાન ચોર

કોઈક કોઈક વખતે ટોળામાં ઘણાં જાનવરો ભેગાં થાય છે એમ થાય ત્યારે કિરગિઝના ભાગમાં આવેલાં બીડ તેમને માટે પૂરતાં પડતાં નથી કારણ કે તેમાંનું ઘાસ વહેલું પૂરું થઈ જાય છે એવા વખતે તે બીજા ટોળાના બીડમાં જબરદસ્તીથી ઘૂસે છે બીજા ટોળાના

બીડમાંના ઘાસની અને પાણીની ચોરી કરવામાં તેમને કંઈ વાંધો લાગતો નથી. ઊલટું તેઓ તેને માટે મગરૂર હોય છે. કિરગિઝ શબ્દનો અર્થ મૂળમાં ચોર એવો થાય છે. બીજાં ટોળાંની ચોરી કરવામાં કિરગિઝો ભલે મગરૂર થતા હોય પણ તે પોતાના ટોળાના માણસોની ચોરી કોઈ દિવસ પણ કરે નહિ. પોતાના ભાઈબંધોની ચોરી કરે તો કિરગિઝોને તરત જ મોતની સજા થાય છે.

કિરગિઝો ઘોડાઓનો વ્યાપાર પણ કરે છે. દર વર્ષે તે પોતાની નજીકના દેશમાં જાય છે અને ત્યાંના વેપારીઓને ત્યાં પોતાના ઘોડા અને ઢોરો વેચી નાખી તેના બદલામાં ધાન્ય, કપડાં વગેરે લઈ આવે છે.

## ચોસલાની ચહા !

કિરગિઝોનો મુખ્ય ખોરાક તેમણે પાળેલાં જાનવરોનું માંસ હોય છે. તેમને બકરાંનું માંસ બહુ ભાવે છે. તહેવારને દિવસે તેઓ ઘોડાનું માંસ ખાય છે. આખા દિવસમાં તેમને પાણી પીવા ન મળે તો ચાલે. તેમ જ અન્ન વગર પણ તે કેટલાક દિવસ રહી શકે છે. એવા ઉપવાસ પછી ફક્ત જો માંસ નજરે પડે તો તે એટલા ધરાઈને ખાય છે કે ત્યાર પછી તેઓ ચાલીએ શકતા નથી. તે ભાખરી ખાતા નથી. ખાટી દાળ કરીને તે પીએ છે. ચહા પીવાનો તેમને ભારે શોખ હોય છે. પરદેશી વેપારીઓની પાસેથી તેઓ ઢોરોના બદલામાં ચહાના ચોસલાંઓ લે છે. ચીન, તાર્તરી વગેરે દેશોમાં ઈંટના આકારનાં મોટા ચોસલાઓ કરીને તે વેચે છે, જેને ચોસલાની ચહા કહેવાય છે. કિરગિઝોનું પીણું દૂધ હોય છે. દૂધમાંથી તે માખણ અને કૂમીસ નામનું એક પીણું તૈયાર કરે છે. ચામડાંની કોથળીમાં દસપંદર દિવસ દૂધ મૂકી તે કોથળીઓ તેઓ અવારનવાર હલાવે છે. થોડા વખત પછી દૂધ ફાટી જાય છે અને તેનો છાશ જેવો સ્વાદ આવે છે. આ કિરગિઝોનું કૂમીસ થોડું વધારે લેવાય તો માણસને નિશો ચઢે છે

કિરગિઝ લોકો કફતાન નામનો પહોળો ઝભ્ભો પહેરે છે આ ઝભ્ભા જાનવરોના વાળનો અથવા કપડાનો કરેલો હોય છે ઝભ્ભાની નીચે પીળા અથવા લાલ રંગના ચામડાનું પાટલૂન પહેરે છે તેઓ ઘૂંટણ સુધી ઊંચા બૂટ પહેરે છે અને પાટલૂનમાના છેડા બૂટને બાંધી દે છે ઝભ્ભાની અંદર ચામડાના જ ખમીસો હોય છે માથા ઉપર ઘેટાના ચામડાની ટોપી પહેરે છે બહુ મોટા ટોળાંનો માલિક પોતાની શ્રીમંતાઈને છાજે એવા મખમલના ઝભ્ભા પહેરે છે કમરપટ્ટા ઘોડાનું જીન અને લગામમાં તેઓ ચાંદી અને સોનું વાપરે છે અને તેના ઉપર હીરા જડાવે છે બૈરાંઓ પુરુષની પેઠે જ પોશાક પહેરે છે—માત્ર ઘેટાના વાળની ટોપીને બદલે તે માથે ધોળું કપડું વીંટાળે છે


કફતાન અને ચામડાની ટોપી પહેરતો કિરગિઝ

## કિરગિઝ સ્ત્રીઓ

પુરુષો ઘોડા ઉપર બેસી પોતાના ટોળાનું રક્ષણ કરવાનું હોય છે, અથવા મારામારી કરી ચોરી કરવાની હોય છે, તેથી બીજા કામ કરવાને માટે તેમને ફુરસદ હોતી નથી ઘરના બધા કામ બૈરાંઓ જ કરે છે. મુકામ ઉપાડતી વખતે તંબુ અને તેમાંનો સરસામાન બૈરાંઓ જ બાંધીને ઊંટ ઉપર લાદે છે નવીન ઠેકાણે તંબુ ઠોકીને સામાન તેઓ જ ગોઠવે છે દોહવાનું કામ પણ તેઓ જ કરે છે આ કામ ભારે મહેનતનું છે, કારણ કે ગાયો, બકરીઓ, ઘેટાઓ, અને ઘોડીઓ આ બધાને એમણે દોહવાના હોય છે ઘોડીઓને દિવસમાં ત્રણ ત્રણ વખત દોહવી પડે છે

કિરગિઝ બૈરાંઓને પોતાની જાતને શણગારવાનો ભારે શોખ હોય છે તે પોતાના ચહેરા રંગાવે છે અને પાઉડર પણ લગાવે છે

ાડાના વાળ પોતાના વાળમાં ગૂંથે છે. તેઓ ઘરેણાં પણ ઘણાં પહેરે ે. કિરગિજ છોકરીઓનું લગ્ન પંદર વરસની ઉંમર પહેલાં જ થાય છે. રરાજાને વહુના બાપને પૈસા આપવા પડે છે. ઘેટાં, ઊંટ વગેરે જાનવરો ણુ જ હોય. રૂપાળી છોકરીને સહેજમાં પચાસ ઊંટ અથવા સો બકરીઓ જેટલું ધન મળે છે. કદરૂપી છોકરીનો સોદો એક બે ઊંટથી જ થઈ શકે છે.

કિરગિઝોના કુટુંબમાં ઘણાં માણસો હોય છે. છોકરા, છોકરીઓ, વહુઓ, નોકરચાકરો વગેરેથી તેમનુ ઘર ભરેલુ જ હોય છે. ઘરમાં જેટલાં માણસો વધારે તેટલાં ઢોર રાખવામાં અને દોહવામાં વધારે મદદ થાય. જે કારણને લઈને નિગ્રો ઘણાં બૈરાં કરે છે, તે જ કારણને લઈને કિરગિઝ, ઘણાં માણસો મળી એકઠાં રહેવાની એટલે કે સંયુક્ત કુટુંબપદ્ધતિ પસંદ કરે છે.

તમને લાગતું હશે કે ગરીબ બાપડો કિરગિઝ આખો જન્મ રખડ્યા કરે છે તેથી તેને એમ રખડવાનો કંટાળો આવતો હશે નહિ? ના. બિલકુલ નહિ. ઊલટું ઘોડા ઉપર બેસીને ખુલ્લી હવામાં ફરવામાં કિરગિઝને ઘણી મજા પડે છે. ખુલ્લામાં આકાશના તારાઓ જોતાં સૂઈ જવું તેમને ગમે છે. એક જ ઠેકાણે ઘર કરીને રહેનાર આપણાં જેવા માણસોને તેમની દયા આવે છે. આપણને એક જ ઠેકાણે રહેવાનો કંટાળો કેમ આવતો નથી એની જ કિરગિઝને નવાઈ લાગે છે. તેને પોતાના ઘોડા, બકરીઓ, ઊંટો અને ગાયોના ટોળાનુ પુષ્કળ અભિમાન હોય છે. એવાં ટોળાં કમનસીબે જેના ભાગમાં આવ્યાં નથી એવા તમારા જેવા માણસોની ગરીબાઈને માટે તેને દુખ થાય છે. તો હવે કહો, ઠેકઠેકાણે રખડતા કિરગિઝોને માટે તમને દયા આવે છે?

---

કલા મેળવી શકે છે એવા કેટલાક સુધરેલા લોકો તરફ હવે આપણે જઈએ.

## આપણો પુરાણો પડોશી

શરૂઆતમા ઉત્તર તરફનો આપણો પાડોશી અને જૂની સંસ્કૃતિવાળા ચીન દેશ તરફ નજર નાખીએ. ચીનનો અને આપણો ઘણો જૂનો ઋણાનુબંધ છે. ત્યા જે બૌદ્ધધર્મ હાલ પ્રચલિત છે તે આપણે ચીનને આપ્યો છે. પ્રાચીન કાળથી વિદ્વાન ચીની પ્રવાસીઓ સ્વધર્મની જન્મભૂમિના પવિત્ર સ્થળોના દર્શન કરવા અને પોતાના ધર્મગ્રંથોનો અભ્યાસ કરવા હિંદુસ્તાનમાં આવ્યા કરે છે. અહીંની વિદ્યાપીઠોમાં તે વખતે દસ દસ હજાર વિદ્યાર્થીઓ હતા. આ ઉપરાંત હિંદુસ્તાનના વિદ્વાન પંડિતોને ચીનના દરબારમાં ઘણુ માન મળતુ.

આપણા જેવોજ ચીનનો ભૂતકાળ પણ ઘણો ઉજ્જવળ હતો. ચીને છાપવાની કલાની શોધ કરી યુરોપના લોકો ઝાડની છાલો પહેરી જે વખતે જંગલમાં ભટકતા હતા તે વખતે ચીની લોકોએ કીમતી પુસ્તકો લખ્યાં અને છાપ્યા કાગળ કેવી રીતે તૈયાર કરવા તે ચીનેજ પ્રથમ દુનિયાને શીખવાડ્યું. હોકાયંત્રની શોધ ચીનમાંજ થઈ. રેશમનાં વસ્ત્રો પ્રથમ ચીનેજ વણ્યાં અને એકલાએ ઘણા સૈકા સુધી જગતને પૂરાં પાડ્યાં. આવો વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ દેશ આપણે હવે જોવાના છીએ. ઉત્તરમા હિમાલયનો દુર્ભેદ્ય કોટ અને બીજી બાજુએ સમુદ્રનો ઘેરાઓ—એવી ભૌગોલિક પરિસ્થિતિને લઈને હિંદુસ્તાન નિરાંતે પોતાની સંસ્કૃતિનુ સંવર્ધન અને વિકાસ કરી શક્યુ. ચીનની ચતુ:સીમાઓ પણ એવીજ રીતે તેને અનુકૂળ થઈ દક્ષિણમા પ્રચંડ હિમાલય જેવો ગઢ, પૂર્વમા ત્રણ સાડાત્રણ હજાર માઈલ સુધી પેસિફિક મહાસાગરનો ખાડો પહેરો, ઉત્તરમા પણ તેજ ઠંડા અને વેરાન એવા સૈબિરીઆની વાડ અને પશ્ચિમમા ઊંચા ઊંચા ડુંગરોની

અને પાણી વિનાના રણો અને એ રીતે વિસ્તીર્ણ હોવા છતા ચીન દેશ હમણા હમણા સુધી પેટી જેવો બિલકુલ બધ હતો અને તેથી જ તે પોતાની સસ્કૃતિ નિર્મળ રાખી શક્યો આ સુરક્ષિત સ્થિતિનુ બીજુ પરિણામ એ આવ્યુ કે પોતાની સસ્કૃતિ જ શ્રેષ્ઠ અને પારકાની સસ્કૃતિઓ વિચારો તીન ગોરી ચીનની બુદ્ધિ ઘમડાળી થઈ અને તેથી જ આજકાલના તરુણ પશ્ચિમ રાષ્ટ્રો ચપટી લગાવીને ન જગાડે ત્યાસુધી પુરાણુ ચીન અફીણના નિશામા ભૂતકાળના સ્વપ્નો સરવામા મશગૂલ થયુ હતુ ચીનમા પિતૃપૂજાની વેવળી હોવાથી ભવિષ્યકાળ તરફ ન જોતા ભૂતકાળ ઉપર ચીનની દૃષ્ટિ ચોટી હશે એ પણ બનવા જોગ છે

ચીન દેશ સામાન્ય રીતે એક મોટુ મેદાન છે વચ્ચે વચ્ચે ડુગરોની હારો પ્રસરી છે અને તેમાથી મોટી મોટી નદીઓ નીકળે છે અને તેમાથી ઠેર ઠેર નહેરો કાઢેલી છે યુનોહો (મોટી નહેર) નામની એક નહેર બારમો માઈલ લાબી છે તે ઈજીપ્સનના પાયમા સૈકામા બધાઈ હશે યાગત્સેક્યાગ એ ચીનની મુખ્ય નદી આ નદી ચીનના મેદાન ઉપર ત્રણ હજાર માઈલ સુધી વહીને સમુદ્રમા મળે છે એના તેમ જ બીજી મોટી નદીના ઘણા ફાટા છે અને તેમા બીજી ઘણી નદીઓ આવીને મળે છે ચીન નદીઓનો અને નહેરોનો દેશ છે એમ કહીએ તો ચાલે ચીનમા પ્રસિધ્ધ શહેરો નદીને કાઠે વસ્યા છે નદીઓ એ જ ચીનમા પહેલેથી સ્વારીનો રાજમાર્ગ છે

## પીળો દેશ

ચીનના પશ્ચિમમા આવેલા ડુગરો ઉપર એક જાતની પીળાશવાળી માટીના થર ઉપર થર ભેગા થયા છે ડુગરોમાથી વહેતી નદીઓ આ પીળી માટીને પોતાના વહેણ સાથે જ મેદાનમા લઈ આવે છે અને તે નદીઓ અને તેના ઘણા ફાટાઓને લીધે આ પીળાશવાળો કાપ ચીનના મેદાનમા પ્રસરે છે આ કાપથી ત્યાની જમીન બહુ જ ફળદ્રુપ થઈ ગઈ છે કારણ કે આ કાપમા ચૂનાની ખડી અને સડેલા પાદડાનુ સારામા

સારું ખાનર રહેલું હોય છે. યાંગસેકયાંગ અને હોઆંગહો એ બે નદીઓમાં એટલો બધો કાંપ હોય છે કે તેમનું પાણી રાબડી જેવું ઘટ હોય છે. હોઆંગહોનો અર્થ જ 'પીળી નદી.' આ નામ પાડવાનું કારણ તેનો પીળો કાંપ. પેસિફિક મહાસાગરમા ભળતી વખતે આ નદીઓમાં એટલો બધો કાંપ ભેગો થયેલો હોય છે કે મહાસાગરનું સુંદર ભૂરા રંગનું પાણી ત્રીસ ચાળીસ માઇલ સુધી પીળું થઈ જાય છે. દેશને સમૃધ્ધિ આપનાર આ કાંપથી જ ચીનમાં પીળા રંગને મહત્ત્વ મળ્યું છે. ચીનના એક બાદશાહનો ઇલ્કાબ હોઆંગટી એટલે કે પીળા કાંપનો સ્વામી એવો હતો. ચીનના ઝંડાનો રંગ પણ પીળો જ છે. ચીની લોકો સુંદર વસ્તુને પ્રેમથી પીળા રંગનો ઓપ આપે છે. નદીઓના પ્રવાહની સાથે મહાસાગર તરફ ઘસડાઈ જતો કાંપ ચીની ખેડૂતો ઘણા ઉપાયોથી રોકીને પોતાની ખેતીના કામમાં લે છે. ઇજિપ્તના ફેલાઓની પેઠે તે બારીક ગૂંથેલા ટોપલામા નદીમાંના કાંપનું પાણી ભરી લઈને પોતાની નાની નાની નીકોમા હલવે છે. ત્યાંથી તે ખેતરમાં જાય છે. તે ઝરણામાંનો કાંપ ખોદીને ખેતરમાં લઈ જાય છે. ઇજિપ્તની જેમ ચીનના ખેડૂતો પણ નદીઓમા અને



ચીની રેંટ

નહેરોમા જુદી જુદી જાતના રેંટો મૂકી કાંપનુ પાણી ઉલેચે છે. આ રેંટો ચલાવવાનાં કામમા હજારો ખેડૂતો અને તેમના પાડાઓ પરોવાઈ ગયા હોય છે. એક રેંટ એવો મઝાનો હોય છે કે તેમાં એક ઉપર એક પૈડાં હોય છે. ખેડૂત એક પૈડા ઉપર ઊભો રહે કે તે નીચે

જાય જ અને બીજું ઉપર આવે પછી બીજા ઉપર પગ મૂકે કે તે નીચે જાય અને ત્રીજું ઉપર આવે એમ તે એકસરખો રેંટ પોતાના પગથી ચલાવે છે ચીની ખેડૂત કેવો મહેનતુ અને ચતુર હોય છે તે તમે આ ઉપરથી સમજી શકશો ખાતરનો ઉપયોગ કરવામાં ચીની ખેડૂતની તોલે કોઇ પણ ઊભો રહે તેમ નથી ખાતરના કામમાં આવે એવી કોઈ પણ વસ્તુ તે ફોકટ જવા દેતો નથી બટાટાની છાલ તે સાચવી રાખે માથાના કાપી નાખેલા વાળ પણ તે ફેંકી દેતો નથી એટલું તો શું પણ ઉકરડો ફેંદીને પણ તેમાંથી જે જે મળે તેનો તે ખાતરના કામમાં ઉપયોગ કરે છે

## ચીનની ખેતી

ચીનમાં ઢોરો બહુ જ ઓછાં છે ગાયો અને બળદો લગભગ નથી જ એમ કહીએ તો ચાલે એનું કારણ એ છે કે ત્યાં ઢોરોને ચરવાને સારૂં ભોંય જ નથી જે કાંઈ હોય તો તે ભેંસો અને પાડા છે ખેડવું વાવવું, પગર કરવો, ઘાણી ચલાવવી અથવા કોસ જોડવો, વગેરે કામોમાં પાડાઓનો ઉપયોગ થાય છે ઉત્તર ચીનમાં હળમાં ઘોડા ઊંટ અને ગધેડાઓ જોડે છે કેટલેક ઠેકાણે તેમની પણ અછત છે કોઈ ઠેકાણે હળમાં એક બાજુમાં એક તગડો માણસ અને બીજી બાજુમાં એક ગધેડું જોડેલું મળી આવે છે! એક ઠેકાણે તો એક ખેડૂતે પોતાના બે છોકરા અને એક છોકરી હળમાં જોડેલા એક મુસાફરે જોયા હતા ત્રણે ભાઈઓ કુંસાઈને હળ ખેંચતા હતા અને તેમના શરીરમાંથી પરસેવાની ધારા વહેતી હતી ઢોરો જ ન હોય ત્યાં બિચારો ખેડૂત શું કરે?

ખેડૂતોના ઓજારો પણ હજુ જૂનાં જ છે લોઢાના હળ તેમ જ બીજાં ઉપયોગી નવા પ્રકારના વાહન અથવા તેનાથી ચાલતા ખેતીના યંત્રો હજુ ચીનમાં બહુ નથી અહીંની માફક ચીનમાં પણ બાપની

મિલકતના ખેતર તથા જમીન બધા ભાઈઓની વચ્ચે વહેંચાતા હોવાથી ખેતરોના નાના નાના ટુકડા પડી ગયા છે અને તેમા યંત્રોનો ઉપયોગ કરવો અશક્ય થઈ પડ્યો છે.

એવી કઠણ પરિસ્થિતિમાં પણ ચીની ખેડૂત કાપની તેમ જ બીજા ખાતરની મદદથી ફળદ્રુપ થયેલી પોતાની જમીનમા વરસમાં ત્રણ પાક લણે છે. ત્રણ ચાર હજાર માઇલનો સમુદ્રકિનારો હોવાથી તેના જુદા જુદા ભાગમાંની આબોહવા જુદી જુદી હોય છે અને પાક પણ જુદા જુદા હોય છે. ચીનનો દક્ષિણ ભાગ ઉષ્ણકટિબંધમા આવેલો હોવાથી ત્યાં કપાસ, તમાકુ અને ડાંગરનો પાક થાય છે. ઉત્તરમા ઘઉં, મકાઈ અને કઠોળનો પાક થાય છે. યાગસેંચાગની ખીણમા નેતુરનાં લાખો ઝાડો ઉછેરવામાં છે. આ ઝાડના પાદડાઓ એ રેશમના કીડાનો ખોરાક. રેશમના કીડાઓ ઉછેરીને તેમાથી રેશમ પેદા કરવુ એ ચીનનો એક મુખ્ય ધંધો છે. અફીણના છોડ પણ ચીનમાં મોટા પ્રમાણમાં ઉછેરવામા આવે છે.

## ચહા અને વાંસ

ચહા એ ચીનનો મુખ્ય પાક છે. દર વરસે લાખ્ખો પૌંડ ચહા ચીનમાંથી પરદેશ જાય છે. આ ઉપરાત ખુદ ચીનમા ચહાનો ઘણો વપરાશ છે. યાગસેક્યાંગની દક્ષિણમાં ચહાના બગીચાઓ છે. ચીનાઓ વરસમાં ત્રણ વખત ચહાનાં પાદડાઓ ચૂંટે છે. પ્રથમ વસંતઋતુમાં પાંદડાંઓ ચૂંટવામાં આવે છે તે બહુ જ કુમળા હોય છે અને તેથી તેની કિંમત બહુ જ ઊપજે છે. આ પાદડાઓ ચૂંટ્યા પછી તડકામાં સૂકવી ધીમા તાપ ઉપર તેને શેકે છે અને ફરી તડકામા મૂકી સૂકવે છે. એમ જો ન કરે તો લીલા રસવાળા પાદડાઓ કોહીને બગડી જાય છે. ચીની ખેડૂતો પાંદડાં સૂકવ્યા પછી મોટી મોટી પેટીઓમા બધ કરે છે ને નદીઓ વાટે હોડીમાં સમુદ્રકિનારાના બંદર ઉપર મોકલે છે.

કિરગિઝ લોકોને વિષે માહિતી વખતની વખતે ચહાનાં ચોસલાંનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. આ ચોસલા ચીનના કારખાનામા તૈયાર કરવામા આવે છે. પહેલા ચહાના પાંદડાઓ દળીને તેનો બારીક લોટ કરવામા આવે છે, પછી તેમા વગર ઘાલી તે લોટ ભીનાશવાળો કરે છે અને પછી ઈંટોના આકારના સચામાં મુકી ઉપરથી ઘણાજ જોરથી દાબે છે એમ કરવાથી ચહાના ચોસલા તૈયાર થાય છે આ ચોસલાઓ ઊંટ ઉપર લાદીને વેચવાને માટે પશ્ચિમ તરફના ગણુમા મોકલવામા આવે છે તિબેટમા આ ચોસલાનું એટલુ બધુ મહત્ત્વ છે કે તેનો નાણા તરીકે કરવામા ઉપયોગ છે

ચીનમા બીજુ કમાણીનું મોટુ સાધન તે વાસડાઓ ત્યા વાસડાની ચાળીસ પચાસ જાતો છે ત્યા વાસડાઓ ચાળીસથી એંશી ફૂટ સુધી ઊચા થાય છે કોકણમા જેવી રીતે નાળિયેરીના ઝાડ બહુ ઉપયોગી છે તેમ ચીનમા વાસડાઓ બહુ ઉપયોગી છે. ચીની ખેડૂતોના ઘરનાં છાપરા વાસના હોય છે કેટલાક ઘરોની ભીંતો પણ વાસની હોય છે. ચોકડીમા નળ પણ વાંસના જ. ઘરમા ખુરસી ટેબલો વગેરે સરસામાન પણ વાસનો જ જે ટોપલીઓને ચીની ખેડૂત ડોલ, હાલ્લા, અને ગાગર તરીકે વાપરે છે તે ટોપલીઓ પણ વાસની જ. વાટકી, કપ, પિત્તળની, તાસક, પણ વાસના જ ઊંઘવાને માટે ચટાઈ, છત્રીની દાંડી, ફાનસ, પંખા, બધુ વાસનુ જ વરસાદમા અને તડકામા વાસની જ ટોપીઓ. વરસાદમા રેઈનકોટ પણ વાસનો જ. રાત્રે માથું ટેકાવવા માટે ઓશીકા પણ વાસના જ. કાસકી વાસની, સોયીઓ વાસની, ફૂટપટ્ટીઓ વાસની વાસનો લોટ કરી, તેને સારી પેઠે બાફી તેમાથી કાગળો બનાવે છે લેખણ અને ખડિયો પણ વાસના જ. ગરીબ લોકો વાસના કુમળા ફણગા બાફીને ખાય છે વાસના કુમળા ફણગાનો ચીની લોકો ઘણી દવામા ઉપયોગ કરે છે ટૂંકમા ચીનમાં વાસનો શો ઉપયોગ થાય છે એ કહેવાને બદલે શો શો ઉપયોગ

નથી થતો એ કહેવુ સહેલુ કે વાસ એ ચીની લોકાની એક કામધેનુ છે એમ જ કહો ને

## સઢનુ જંગલ

ચીનમા વાહનવ્યવહારના સાધનો ઘણા છે હાલમા આગગાડીઓ તો થઈ જ છે, પણ તે પહેલા નદીઓ અને નહેરોમાથી વહાણ અને હોડીઓ મારફતે પ્રવાસ કરવાની અને માલ લઈ જવા લાવવાની પદ્ધતિ હતી અને હજુ પણ તે મોજૂદ છે

ચીનમા નદીઓની અને નહેરોની જાળ બધે પ્રસરી છે કેટલાક ભાગોમા તો નાની નાની નીક વેગેગ લઈ જવામા આવી છે, એમ કહીએ તો ચાલે આ બધી નદી અને નહેરોમા વહાણો અને હોડીઓની બહુ ભીડ થતી હોય છે યાગમેયાગ નદીમા તો મહાસાગરમાથી મોટી મોટી આગબોટો મુખમાથી ઠેક અદરના ભાગમા હજાર માઇલ સુધી જાય છે બીજી નદીઓમા પણ અસખ્ય પ્રકારના વહાણો અને હોડીઓ માણસો અને માલ રાતદિવસ લઈ જાય છે એમ કહેવાય છે કે ચીનમા જેટલી નૌકાઓ છે તેટલી દુનિયાના બીજા બધા દેશોની નૌકાઓ ભેગી કરીએ તો પણ ન થાય

ચીનના બધા શહેરો નદીને કાઠે જ વસ્યા છે દરેક શહેરની પાસે એટલી બધી નૌકાઓ હોય છે કે દૂરથી સઢનુ જાણે એક જગલ જ ઊભુ ન હોય એમ ભાસ થાય છે દેશના જુદા જુદા ભાગમા નૌકાના જુદા જુદા પ્રકારો મળી આવે છે બધી નૌકાઓ ઉપર બે રગીન આખો હોય છે આખ વગર નૌકાઓ જોઈ ના શકીને અને ચાલી શકે શી રીતે? ચીની લોકોના આ વહેમને વિષે બહુ નવાઈ લાગે છે. ચીનમા પહેલવહેલી આગગાડી જ્યારે શરૂ થઈ ત્યારે કહેવાય છે કે આગગાડીના એજીન ઉપર બે આખો રાખવાની બાબતમા ચીની લોકો હઠ લઈને બેઠા હતા!

નદીમા નૌકામા એમોને જતા રસ્તામા ઘણા ભિખારીઓની હોડીઓ

દેખાય છે ચીનમા નદીઓ એ એ જ ગજમાર્ગ હોવાથી તેમા ભિખારીઓ ભીખ માગવા તો અવે જ ને? આ ભિખારીઓ પોતાની હોડીમા એગીી ભીખ માગવા રખડે છે।

ચીનમા લાખો માણુમા નદી ઉપર હોડીમા ઘરો કરીી પોતાના બાનબચ્ચાઓની સાથે રહે છે એમની પર્લ નામની નદી ઉપર ત્રીસ લાખ માણુસો રહે છે છોકરાઓ હોડીમા જ હમેશ રમે છે રમતા રમતા તે નદીમા પડી જાય નો તે ડૂબી જાય નહિ એટલા માટે એમની પીઠ ઉપર એ નાનકુ પીપ બાધેલ હોય છે છોકરાઓ નદીમા પડી જાય તો તે બૂમો પાડે છ અો પછી રમે તે આવીને તેમને પાણીમાથી બહાર કાઢે છે

## પેકિનની જાહોજલાલી

હવે આપણે ચીનની રાજધાની પેકિનમા જઇશુ અને ત્યાના લોકો કેવી રીતે રહે છે તે જોઇશુ પેકિન શહેરની આસપાસ મોટો કોટ છે આ કોટ પાયામા સાઠ ફૂટ પહોળો છે અને તેના ઉપર ચાર બળદગાડીઓ એકી સાથે સહેલાઇથી જઈ શકે એટની એની ઉપર ી પહોળાઈ છે આ કોટ ચાર મજલાવાળા ઘર જેટલો ઊચો છે કોટમા વચ્ચે વચ્ચે મોટા બુરજો છે અને તેની ટેહળ એક દર સોળ દરવાજા છે ચીનમા એવા મજબૂત ોટવાળા લગભગ હજાર શહેરો છે

ચાલો હવે આપણે શહેરના દરવાજામાથી અ દર જઇએ આ ઘરો જુઓને કેવા વિચિત્ર છે તે? બધા ઘ઼ એક મજલી મે મજલી ઘરો દેખાતા જ નથી બધા ઘરો ભૂરા રગની ઇંટોથી બાધેલા છે તેમના ઉપરના નળિયા પીળા રગના છે રસ્તામા આ કેટલી બધી ભીડ? પેલા જુઓ ભરભ્ભ દેખાતા તાર્તાર લોકો વાળવાળા અો બે ખૂધવાળા ઊટો ઉપર બેસી અો બને બાજુ ચાના ચોસલાઓ લાદીને ઉત્તર તરફ મોગોલીઆમા તેઓ જાય છે પેલા જુઓ વેપારીઓ

ગધેડા ઉપર બેસીને પોતપોતાની દુકાને જાય છે. રંગબેરંગી રેશમી કપડાં પહેરીને બકાલીઓ ખચ્ચરની ગાડીમાં બેસીને જાય છે. કોઈ ઘોડા ઉપર બેસીને પણ જાય છે.

## ટૂંકા પગ ને લાંબા નખ!

પેલાં બૈરાંઓ જુઓ. નાનાં છોકરાંઓની માફક નોકરની પીઠ ઉપર બેસીને એ ક્યાં જાય છે? તે પગે કેમ ચાલતાં નથી? તેઓએ જન્મથી પોતાના પગ દાબીને, ખેંચીને અને ખાડામાં ઘાલીને એટલા બધા નાના કર્યા છે કે તેમનાથી સીધું ચલાતું જ નથી. કેટલાકને તો બિલકુલ ચાલતાં આવડતું નથી. પેલાં બૈરાંઓ જુઓ, લાકડી ટેકવી ટેકવી ને મહાપરાણે વાંકાંચૂકાં ચાલે છે. ત્રણ વરસની ઉંમરથી જ છોકરીઓ પગનાં ચાર આંગળાં એડી તરફ ખેંચીને સજ્જડ બાંધે છે, અને નહાવાના વખત સિવાય બીજી વખતે તેના પટાઓ છોડતા નથી. તેઓ મરે ત્યાં સુધી તેમના પગ છોડતા નથી. શરૂઆતમાં આ બૈરાંઓને આનાથી ઘણું જ દુઃખ થાય છે. પણ ફેશનને માટે તેઓ આ બધુ દુઃખ મૂગે મોઢે સહન કરે છે. તેમના પગ સાધારણ રીતે મૂઠી જેટલા જ હોય છે.


ચીની સ્ત્રીઓના બાંધેલા પગ

પેલો જુઓ કોઇ શ્રીમંત માણસ પાલખીમાં બેસીને આવે છે. પાલખીની દાંડી ખભે લઈ તેના નોકરો ઝડપથી ચાલે છે. પણ તેના હાથના નખો જોયા કે? ઓ બાપ રે! આ તે નખો કે


લાંબા નખની ફેશન

નખેશ્વર! ચીનમાં નખો વધારવાની મોટા લોકોમાં એક ફેશન જ છે. તેમના નખો એકથી ૭ ઇંચ સુધી વધેલા હોય છે! કેટલીક સ્ત્રીઓ તો નખો નમી ન જાય એટલા માટે તેના ઉપર ચાંદીનાં ઢાંકણો કરે છે. ગરીબ લોકો નખ વધારતા નથી; કારણ કે તેમને પેટ ભરવા માટે કામ કરવાનું હોય છે.

એહો! અને આ ઠેલણ ગાડીઓ શા માટે? અહીંયાં જ માત્ર નહિ પણ તમે ચીનમાં જ્યાં જુઓ ત્યાં ઠેલણ ગાડીઓ દેખાય જ. આ ગાડીના મધ્યમાં એક પૈડું હોય છે અને તેની બે બાજુએ માણસને બેસવાને માટે અથવા સામાન મૂકવાને માટે જગ્યા હોય છે. ગાડીવાળો પાછળથી આગળ ધકેલે છે. પેલી જુઓ મોટરગાડી પોં પોં કરતી આવે છે. અને ઠેલણગાડીઓ, ખચ્ચરની ગાડીઓ અને ઊંટોને પાછળ મૂકી આગળ નીકળી ગઈ! દુનિયા એવી છે.

રસ્તા ઉપર કેટલાયે પ્રકારના લોકો નજરે પડે છે. ઘેટાંના આખા ચામડાના ઝભ્ભાઓ અને ટોપી પહેરેલા પેલા તાતારો જુઓ. પીળા ઝભ્ભો પહેરેલો અને માથું મુંડાવેલો પેલો તિબેટનો ભિક્ષુ જુઓ. પેલી સ્ત્રીની રેશમી ઇજાર અને લાલ અને પીળા રેશમની સપાટ જુઓ. રસ્તામાં ઠેર ઠેર વીજળીની બત્તીઓ છે. એ જ ઠેકાણે પહેલાં કાગળના રંગબેરંગી દીવાઓ ટીંગાતા હતા.

## બજારોની પરંપરા

ચાલો આપણે હવે બજારમાં જઈએ. અહીંયાં હરેક પ્રકારની વસ્તુને માટે જુદાં જુદાં બજારો છે. પુસ્તકોનું બજાર, ટોપીનું બજાર, જોડાનું બજાર, ચીનાઇ માટીનાં વાસણનું બજાર, કોલસા અને લાકડાંનું બજાર, તાળાંનું બજાર, એવાં ઘણાં બજારો અહીંયાં છે. પેલું જુઓ એક મઝાનું બજાર. અહીંયાં ફક્ત મુડદાં દાટવાની પેટીઓ વેચાય છે. ચીનમાં માણસો મરતાં પહેલાં ઘણાં વરસ અગાઉ પોતાનું શબ દાટવાની પેટી વેચાતી લઈ રાખે છે અને તે પોતાના મિત્રોને ઘણી જ

હોંશથી બતાવે છે. છોકરાઓ પોતાના માબાપોને દાટવાની પેટીઓ પ્રેમથી નજરાણા તરીકે આપે છે. પેલું જુઓ પંખીઓનું બજાર. ચીની લોકોને કબૂતરો અને ઇતર નાનાં પંખીઓ પાળવાનો ઘણો શોખ છે. રસ્તે જનાર લોકોના હાથમાં લાકડી ઉપર એકાદ પક્ષી તો હોય જ. તેનો એક પગ દોરડીથી લાકડી સાથે બાંધેલો હોય છે તેથી પંખી થોડું ઊંચે ઊડીને પાછું લાકડી ઉપર આવીને બેસે છે.

## કોટની અંદર કોટ

પેલી મટનમારકેટ તમારે જોવી છે કે? ત્યાં ઊંટ, ડુક્કરો, બકરાં, કૂકડાં, બતકો વગેરેનું સાઉ માંસ મળે છે. કેટલાંક બકરાંઓનાં પૂંછડાં એટલાં જાડાં હોય છે કે તેઓ તે ઊંચકી શકતાં નથી. આ પૂંછડાંનું માંસ ઘણું જ સ્વાદિષ્ટ હોય છે એમ કહેવાય છે. પેલું મચ્છીબજાર જુઓ. તેમાં આશરે એક હજાર જાતની માછલીઓ વેચાતી મળે છે.

ચાલો આપણે હવે બીજી તરફ જઈએ. અરે પણ આ ફરી પાછો કોટ શાનો? કોટ તો શહેરની આસપાસ હોય. ત્યારે આ બીજો કોટ શાનો? એ તો એમ છે કે પેકિન શહેર એકની અંદર એક એમ ત્રણ શહેરો મળીને થયું છે અને તે દરેક શહેરની આસપાસ કોટ છે. આપણે બજાર જોયું તે ચીની શહેર. આ કોટની અંદર તાર્તાર શહેર છે. તાર્તાર જાતના લોકોએ ઉત્તર તરફથી સવારી કરીને ઘણાં વરસ પહેલાં પેકિન શહેર કબજે કર્યું અને તે આ ભાગમાં વસ્યા. ચીન ઉપર તાર્તાર બાદશાહનુ રાજ્ય ઘણા વરસ સુધી હતું. આ તાર્તાર શહેરની અંદર ત્રીજો કોટ છે તેની અંદરનુ શહેર તે બાદશાહી શહેર. આ શહેરના રાજમહેલોમા ચીની બાદશાહ પોતાના હજાગે નોકરચાકરોની સાથે રહેતા. બાદશાહને વિષે લોકોની ઘણી પૂજ્ય બુદ્ધિ હતી. લોકો તેમને સ્વર્ગસૂત એટલે દેવોના પુત્રો કહેતાં. બાદશાહની આગળ હંમેશ ઢીંચણ ઉપર ઊભા રહેવાની જ પદ્ધતિ હતી. બાદશાહ

નાનો છોકરો હોય તો તેનો શિક્ષક ટીંચણ ઉપર ઊભો રહી તેને શીખવાડતો.

આજ એ સ્થિતિ પલટાઇ ગઈ છે. આજે ચીન પૂરેપૂરું જાગ્યું છે, અને તેણે પોતાના બાદશાહને સિંહાસન ઉપરથી નીચે ખેંચીને પ્રજાસત્તાક રાજ્યનું સ્થાપન કર્યું છે. પહેલાં જે બાદશાહની નગરીમાં જવાની કોઈની મગદૂર ન હતી તે ઠેકાણે હાલ સરકારી કચેરીઓ છે. ચાલો, આપણે બાદશાહી શહેરમાં જઇએ. પેલું જુઓ વચ્ચે એક સરોવર છે અને તેની બે બાજુમાં મહેલો છે. મહેલોનાં મોનેરી નળિયાં સૂર્યપ્રકાશમાં કેવાં ચળકાટ મારે છે ? આ મહેલોમાં જુદાં જુદાં ખાતાંની કચેરીઓ છે. પેલો જુઓ અંગ્રેજી પોષાક પહેરેલો કોઈ બડો ચીની અમલદાર મોટરમાંથી ઊતર્યો. ચીનમાંના હજારો લોકો અમેરિકામાં શિક્ષણ લઇ આવ્યા છે અને તે મોટા મોટા હોદ્દા ઉપર છે.

## દુનિયાની એક અજાયબી

આપણે ચીનની રાજધાની જોઈ. પેકિન શહેરની આસપાસના કોટ જોઈને આપણને ચીનના લોકોના સામર્થ્યને માટે આશ્ચર્ય ઊપજે, પણ એના કરતાં યે એક આશ્ચર્યજનક કોટ ચીનમાં છે અને તે માત્ર એક શહેરની આસપાસ નહિ પણ તે કોટ ચીનની આખી ઉત્તર હદ ઉપર આવેલો છે. ઘણાં વરસ પહેલાં જંગલી અને ક્રૂર તાર્તાર લોકો ઉત્તર તરફથી ચીન ઉપર ચડાઇ કરતા. તેમનાંથી દેશનું રક્ષણ થાય તે માટે સમુદ્રથી માંડીને છેક પશ્ચિમના રણ સુધી ચીની લોકોએ પંદરસો માઇલ લાંબી દીવાલ ચણી. આ દીવાલ ત્રીસ ફૂટ ઊંચી અને પચીસ ફૂટ પહોળી છે. ભીંતની બાજુઓ મજબૂત, મોટી મોટી ઈંટાની છે અને ભીંતોની વચમાં માટી અને પથ્થરનો રાળો તૈયાર કરીને નાખ્યો છે. પંદરસો માઇલ લાંબી અને મજબૂત એવી આ દીવાલ માત્ર સપાટ પ્રદેશ ઉપર જ ચણી નથી પણ ડુંગરની ઊંચી

હાર ઉપરથી પણ તે લઈ જવામાં આવી છે. કેટલેક ઠેકાણે તો ડુંગરોના ઊંચા અને સાંકડા કડા ઉપરથી લઈ જવામાં આવી છે. એવો કડો ૫૦૦૦ ફૂટ ઊંચો છે. એટલી કઠણ અને ઊંચી જગામાં પથ્થર, ઈંટો વગેરે માલ શી રીતે લઈ જવામાં આવ્યો અને ચણતર પણ શી રીતે કર્યું ? કેટલાક કહે છે કે બકરીના ગળામાં ઈંટ બાંધી તે ઉપર લઈ જવામાં આવતી. ઇજીપ્તના મિનારાઓ જેવી આ એક પ્રચંડ અને આશ્ચર્યકારક વસ્તુ છે. એમ કહેવાય છે કે આ દીવાલ ચણવામાં લાખો માણસો કામ કરતાં હતાં અને તે બાંધતા હતાં તે દરમિયાન તેનું અને મજૂરોનુ તાર્તારોના હુમલાથી રક્ષણ કરવાને માટે ત્રીસ લાખ સિપાઈઓ રોકવામાં આવ્યા. આ પ્રચંડ કામ માત્ર દસ વરસમાં



ચીનની પ્રખ્યાત દીવાલ

પૂરૂં થયું આ દીવાલ ઠીક પહોળી હોવાથી તેના ઉપરથી મોટી મોટરગાડી સહેજે જઈ શકે ભીંત ઉપર ઠેર ઠેર બે કે ત્રણ મજલાવાળા બુરજ છે અને તેના ઉપર શત્રુની હિલચાલ જોવાને માટે અને બંદૂક મારવાને માટે બાકોરા રાખ્યા છે

પતગીઆની માદાઓ ચારસો કે પાચસો ઈંડા મૂકે છે અને પછી મરી જાય છે પછી ઇંડામાથી કીડા નીકળે છે, તેઓ તતુનુ ઘર કરે છે અને ઊડી જાય છે એવી રીતે આ ઘરમાળ ચાલ્યા જ કરે છે

ચીની લોકો આ તતુના ઘર અથવા કોશેટાને ગરમ પાણીમા બોળે છે અને તેના તાતણા છૂટા પડે છે અને ઘણા તાતણાને જોડી દઈ રેશમનો એક તાર તૈયાર કરે છે આ તારનુ જ વસ્ત્ર થાય છે ચીનમા રેશમના કીડાને માટે ખાવા સારુ હજારો શેતુરના ઝાડો ઊછેરવામા આવે છે ખુદ ચીનની મહારાણીઓ પણ બીજા બૈરાઓને ધડો બેસાડવાને માટે રેશમના કીડા ઊછેરે છે અને ઘણી હોશથી તેમને શેતુરના પાદડા ખવડાવે છે પહેલા હાથસાળ ઉપર કપડુ તૈયાર થતુ પણ હાલ રેશમના કપડાની મિલો શરૂ થઈ છે અને તેમા યત્રોની સહાયથી કપડુ તૈયાર થાય છે

## ચિનાઇ વાસણની કળા

ચીનનો બીજો પ્રસિધ્ધ ઉદ્યોગ તે ચિનાઈ માટીના વાસણ ચીનને અગ્રેજીમા ચાઇના કહે છે ચિનાઈ માટીના વાસણો યુરોપમા એટના બધા પ્રસિધ્ધ છે કે તે વાસણોને પણ ચાઇના જ કહે છે વિલાયતમા ઘણે ઠેકાણે માટીના સુદર નકશીદાર વાસણો તૈયાર થાય છે, તો પણ તેને ચાઇના જ કહે છે વાસણો બનાવવાની માટી ઘણી જ ઝીણી અને સફેદ રગની હોય છે સૌથી પહેલા માટીમાથી રેતી અને કાકરા કાઢી નાખે છે પછી તેમા પાણી રેડીને થરો ગા માણસો અને પાડાઓ ખૂબ ગૂદીને સુવાળો કરે છે પછી કુભાર તે ગારો ચાકડા ઉપર મૂકી તેના ભાતભાતના વાસણો બનાવે છે પછી આ વાસણો તડકામા સૂકવીને લાબી ભઠ્ઠીમા મૂકે છે અને ત્રણ દિવસ સુધી ભઠ્ઠી ધગધગતી રાખે છે અને પછી ઠોલવી નાખે છે ભઠ્ઠી ઠોલવ્યા પછી વાસણો પવન લાગવાથી ફૂટી ન જાય એટલા માટે ભઠ્ઠીમા

એમ ને એમ ચોવીસ કલાક રહેવા દે છે. આ સારી પેઠે પકવેલાં વાસણો પછી ચિતારાના હાથમાં જાય છે. એક વાસણ ઉપર ચિત્રો દોરવામાં દસ બાર ચિતારાઓ કામ કરે છે. એક જણ આડો ચીતરે છે, બીજો પઠી ચીતરે છે, ત્રિજો ફૂલો ચીતરે છે. એમ દરેક જણ જુદાં જુદાં ચિત્રો ચીતરે છે, ચિત્રો ચીતર્યાં પછી ફરી પાછાં આ વાસણો કાચસાની ભઠ્ઠીમાં મૂકીને પકવે છે. આ વાસણોનો રંગ અને એનો ઝળકાટ ઘણો જ સરસ હોય છે. જૂનાં વાસણોની યુરોપમા ઘણી જ કિંમત ઉપજે છે. એક પવાલું અથવા એક ચંબુ સહેજે આઠ દસ હજાર રૂપિયામાં વેચાય છે.

## માંસાહારી ચીનાઓ

ચીની લોકો સાધારણ રીતે ઠીંગણા કદના અને પીળાશવાળા રંગના હોય છે. તેમના શરીર ઉપર બહુ વાળ હોતા નથી. તેમની મૂછો ઊંદરની પૂછડી જેવી હોય છે. અને આપણા મદ્રાસી લોકોની માફક તેઓ ચોટલીની વેણી કરીને પીઠ ઉપર લટકતી રાખે છે. આ લોકોનાં ગાલના હાડકાં ઉપસી આવેલાં હોય છે અને આખ બારીક અને બદામની આકૃતિ જેવી ત્રાંસી હોય છે.

ચીની લોકોનો મુખ્ય ખોરાક ભાત હોય છે. તો પણ ગમે તે પ્રાણીનુ માસ ખાવાની બાબતમા આ લોકો મશહૂર છે. બકરાં, ઘેટા, કૂકડાં, ઊંટ વગેરે તો ને ખાય જ, પણ ઉંદર અને બિલાડીનો પણ તે ફડચો કરે છે. આપણા ઘરમા ઘણા ઉંદર થાય નો ઊંદરિયાને બદલે એક બે ચીની માણસો ઘરમા દાખલ કરીએ તો કામ થઈ જાય! ચીનમાં ગામડાંના બજારોમા વાસ સાથે ટીંગાવેલા, મરી ગયેલા બિલાડાં અને ઊંદરો વેચવાને માટે રાખે છે કાળા કૂતરાના માસને માટે ત્યાં ઘરાકો ઘણા ત્યાંની નીશીમા ઘરાકોને ખાતરી થાય એટલા માટે કૂતરાનુ માસ બાફતી વખતે ખાસ કાળા વાળના ઝુમખાંવાળી ચામડીનો

## ઉદ્યોગશીલ પ્રજા

આપણે ચીનની મોગ કામ કરવાની શાન્ત જોઈ હવે જુદા જુદા પ્રકારના ઉદ્યોગધધામા અને ખ્યાતિશાન્યમા દેખાતી કારીગરી જોઈશુ ચીની લોકો ઘણા ઉદ્યોગી છે સૂર્યોદયથી માડીને રાત સુધી તેમનુ કામ ચાલતુ જ હોય છે દરેક ઘર એક કારખાનુ જ છે એમ કહીએ તો ચાલે પોતપોતાના ઘરમા આ લોકો કાપડ વણવુ ચગાઈ, છત્રીઓ પખા બનાવવા કાગળ તૈયાર કરવા, ખુરસી, ટેબલ, માટીના વાસણો બનાવવા, તાબાપીતળના વાસણો ઘડવા વગેરે ઘણા ઉદ્યોગો આખો દિવસ કોઈપણ આધુનિક યત્રની મદદ સિવાય કરતા હોય છે આટલી મોટી લોકસખ્યા હોવા છતા ચીનને પરદેશમાથી એક પણ વસ્તુ વેચાતી લેવાની જરૂર પડતી નથી તે ઉપરથી તે કેટલા ઉદ્યોગી છે તે દેખાશે

જૂના ઘરગથ્થુ ધધાને બદલે હાલમા ચીનમા સુતરના અને રેશમના કપડાની મોટી મોટી મિલો ચાલે છે તે જ પ્રમાણે લોઢાના મોટા મોટા કારખાનાં પણ નીકળ્યા છે યાગમેક્યાગના તીર ઉપર હન્યાગમા લોઢાનું એ પોલાદનુ એક પ્રચડ કારખાનુ છે તેમા પચીસ હજાર માણસો કામ કરે છે આ કારખાનામાથી તૈયાર થયેલા પોલાદી પાટા ચીનની રેલ્વેને પૂરા પાડવામા આવે છે કોલસા અને લોખડ આજકાલના સુધરેલા દેશોમા સપત્તિનુ મુખ્ય સાધન મનાય છે આ સાધનને લઈને જ અમેરિકા ઇગ્લડ વગેરે રાષ્ટ્રો આટલા સમૃદ્ધ થયા છે ચીનમા કોલસાની અને લોઢાની પુષ્કળ ખાણો હોવાથી આગળ ઉપર આ દેશ સમૃદ્ધ અને બળિષ્ઠ થશે એમા શક નથી

ચીનની વિશેષ પ્રસિધ્ધિ તે ત્યાના રેશમી વસ્ત્રો અને ચિનાઈ માટીના વાસણો આ બે ઉદ્યોગને લઈને તેની પ્રસિધ્ધિ થઈ છે હમણા હમણા સુધી આખા જગતને ચીન જ રેશમી વસ્ત્રો પૂરા પાડતુ હતુ-સસ્કૃત ભાષામા રેશમી વસ્ત્રોને ચીનાશુક એટલે ચીનમાંનુ વસ્ત્ર કહે છે,

એટલું જ નહિ પણ 'ચીન' શબ્દનો રેશમી વસ્ત્ર એવો કોઈ કોઈ ઠેકાણે અર્થ થાય છે.

## રેશમના કીડાની જીવનકથા

રેશમ કપાસની માફક ઝાડમાંથી પેદા થતું નથી. તે એક પ્રકારના નાના કીડામાંથી તૈયાર થાય છે. તે મેળવવાનો પ્રકાર આ મુજબ છેઃ—રેશમના કીડાનાં ઝીણા રાઇના આકારનાં રાખોડી રંગનાં ઇંડાં હોય છે. આ ઇંડાં શરૂઆતમાં એક ઠંડી ઓરડીમાં મૂકે છે. ઇંડાં ફૂટીને કીડા બહાર આવવાનો વખત થયો કે તરત જ તેને ઘણી ગરમીવાળી ઓરડીમાં ચટાઈ ઉપર પાથરે છે. આ ઓરડીનું ઉષ્ણતામાન એક નક્કી કરેલા પ્રમાણમાં હોવું જોઇએ. તે સમજવાને માટે ચીની લોકો થર્મોમીટરનો ઉપયોગ કરતા નથી, એક જણ કપડાં કાઢીને અને નગ્ન થઇને ઓરડીમાં જાય છે અને ત્યાંનું ઉષ્ણતામાન કેટલું છે એ શરીરને લાગતી ગરમી ઉપરથી નક્કી કરે છે. ગરમી ઓછી હોય તો દેવતા સળગાવીને તે વધારે છે. ત્યાર પછી દરેક ઇંડામાંથી વાળ જેવડો એક એક નાનો કીડો બહાર આવે છે. તે ઘણો જ ભૂખ્યો હોય છે. તે કીડો શેતુરનાં ઝાડનાં કુમળાં કુમળાં પાંદડાં ખાય છે અને તેથી તે ઝપાટાબંધ વધતો વધતો બત્રીસ દિવસમાં ટચલી આંગળી જેટલો જાડો અને બે ઇંચ લાંબો થાય છે. આટલા વખતમા તે ચારપાંચ વખત ઊંઘ લે છે અને તે વખતે પોતાના શરીર ઉપરની કાંચળી કાઢી નાખે છે. એનો પૂર્ણ વિકાસ થયા પછી તે ખાવાનું બંધ કરે છે અને મોઢાનો ભાગ ઊંચો કરીને ચકરચકર ફરવા માંડે છે. આ વખતે તેના મોઢામાંનાં બારિક છિદ્રોમાથી એક જાતનો ચીકણો પદાર્થ નીકળે છે અને તે હવાથી ઘટ્ટ બને છે. એ જ આપણું રેશમ. કીડો ચકરચકર ફરીને રેશમના અતિશય બારિક તંતુ વડે પોતાનું શરીર ઢાંકી દે છે; પછી તે તંતુના પોતે તૈયાર કરેલા સુવાળા ઘરમા ઊંઘ લે છે અને ત્રણ અઠવાડીઆની કુંભકર્ણ ઊંઘ પછી પતંગિયાનું રૂપ લઈ બહાર આવે છે. આ

નાેા સરખો ટૂકડો તે માત્ર ઉપર રાખી મૂકે છે ડુક્કરના માત્ર ઉપર તો આ લોકો આફરીન હોય છે દક્ષિણ ચીનમા ડુક્કરની એક જાતને રાબ્રીઆથી ઉછેરે છે અગિયા સેાે ખોગક ખાનાર આ ડુક્કરના મીઠા માસની ભારે કિંમત ઉપજે છે ચીનની નદીઓમાં મેંડકો જાતની માછલીઓ મળી આવે છે તે પણ ચીની નોકોના પેટમા જઈ પડે છે

ચીની લોક જમનાં પહેલા એક બીના માનથી મો અને હાથ સાફ કરે છે ખાવાને માટે નાના નાના ચિનાઈ માટીના વાસણો હોય છે ચીની લોકો જમતા પહેલા અને પછી એમ બે વખત ચહા પીએ છે તેમને ગરમાગરમ ખોરાક જોઈએ છીએ તે ચહા અને પાણી પણ ગરમ જ પીએ છે થાળીમા ભાત લીધા પછી તેમા તેઓ ગરમ પાણી રેડે છે કેટલેક ઠેકાણે ગરમ પાણી વેચનાર લોકો રસ્તામા ફરતા હોય છે કેટલેક ઠેકાણે તેની દુકાનો પણ હોય છે આ લોકો અન્ન બિલકુલ નકામુ જવા દેતા નથી એેરના અને ચહાના કૂચા પણ નકામા જવા દેતા નથી શાકભાજીનુ પાણી ડુક્કરને માટે ગળી મૂકે છે આપણા કોકણમા ગોવા પ્રાતમા ભાતનું ઓસામણ અને ચોખાનુ ધોયેલું પાણી એેરાજ કામમા લે છે

## રેશમના વસ્ત્રો

ગરીબ લોકો સુતરની ટૂકી બડી અને ભૂરા રગની ખુલતી ઇજાર પહેરે છે તે દેશમા રેશમની પેદાશ ઘણીજ હોવાને લીધે મધ્યમ સ્થિતિના લોકો પણ રેશમી કપડા વાપરે છે પુરૂષના કપડા પર સુદર ભરતકામ ભરેલુ હોય છે તેઓ મેગીનની ટોપીઓ પહેરે છે મોગ લોકો પોતાની ટોપીમા પીંછા ખોસે છે અને ગળામા મણિની માળાઓ પહેરે છે પુરૂષોના મોજા ઢીંચણ સુધી હોય છે પણ સ્ત્રીઓના મોજા ટૂકા હોય છે ચીની બૈરા મોએ રગ લગાવે છે અને પુરૂષોની માફક જ ખુલતી પણ ઘેરા રગની ઇજારો પહેરે છે તેઓ ઢીંચણ સુધી લીલા અને સિંદુરીઆ રગના રેશમી કોટ પહેરે છે અને

પગમાં રેશમની નાની સપાટો પહેરે છે. કોઇ પણ ઉત્સવને પ્રસંગે પુરૂષો પગ સુધી લાંબો ઝભ્ભો પહેરે છે. તેમનાં જોડા કપડાંના હોય છે અને તેના ઉપર ધોળું પોલીશ ચઢાવેલુ હોય છે. છોકરાનાં કપડાં મોટા માણસ જેવાજ હોય છે. હાલમા અગ્રેજી ઢબે પોશાક પહેરવાની પ્રથા પ્રચલિત થતી જાય છે.



એક ચીની કુટુબ

આ લોકો બોલવાચાલવામા ઘણા નમ્ર છે બોલતી વખતે પોતાના ઉપર હીનપણુ લેવાનો અને જેમની સાથે બોલવાનુ હોય તેમને મોટાપણુ આપવાનો શિષ્ટાચાર છે. દાખલા તરીકે :

પહેલો : આ આપનો મહેલ ઉત્તમ છે.

બીજો : મારૂં ઝૂપડું તૂટી ગયેલુ છે.

પહેલો : આપના ચિરંજીવી ઘણા ગુણવાળા છે.

બીજો : મારૂં સુકલકડુ પોરિયુ તદ્દન નાલાયક છે વગેરે

આપણે ત્યા ઉત્તર હિંદુસ્તાનમા લગભગ એવો જ રિવાજ મળી આવે છે.

## એમના શોખો

ચીની લોકોને પતગ ઉડાડવાનો ઘણો શોખ છે. મોટા માણસો પણુ પતગ ઉડાડે છે. પતગો ભાતભાતના આકારના હોય છે. આ

લોકોને કૂકડા લડાવવાનો ભારે શોખ હોય છે. એમનો બીજો મનોરંજક વિષય તે તમરાંની લડત. તેઓ રસ્તામાં બેસીને એક વાસણમાં તમરાંઓ મૂકી તેમને આપસમાં લડાવે છે. સારી લડત લડનાર તમરાની ચીનમાં ઘણી કિંમત ઊપજે છે.

ચીનમાં નાટકો દિવસે હોય છે. લોકોને ટિકિટની સાથે તરબૂચ આપવામાં આવે છે. પછી આ શોખીન લોકો તરબૂચ ખાતાં ખાતાં નાટક જુએ છે. આપણે ત્યાં પણ કેટલાંક સિનેમામાં અને થિયેટરમાં ટિકિટની સાથે સિગારેટ આપવાના દાખલા મળી આવે છે.

ચીની લોકો પારણું વાપરતા નથી. છોકરાંઓ માની અથવા નોકરોની પીઠ ઉપર ઝોળીમાં હોય છે. છોકરાંઓ ચાલવા માંડે ત્યાર પછી તેમને કપડાના જોડા આપે છે. જોડા ઉપર બિલાડીના મોઢાની આકૃતિ હોય છે. તેનો ઉદ્દેશ એ હોય છે કે છોકરાંઓ બિલાડીની માફક ચાલતી વખતે ચાલતાં ચાલતાં પડી ન જાય.

### ચિનાઇ ભાષા અને લિપિ

救得者信

永他賜他上
生的給的帝
不他獨愛
至們生世
滅叫子人
亡凡[illegible]甚
反信耶至
有服穌將

ચીનની ચિત્રલિપિ

ચીની લિપિ વિચિત્ર છે. આપણે ત્યાં કેટલાક નક્કી થયેલા મૂળાક્ષરો છે. આ અક્ષરોના આપણે શબ્દો બનાવીને લખીએ છીએ. આપણી ભાષાના અસંખ્ય શબ્દો લખવાને માટે થોડા મૂળાક્ષરો પૂરા પડે છે અને તેથી આપણા નાના છોકરાઓને પણ એક વરસમાં થોડુંઘણું લખતાંવાંચતાં આવડે છે. પણ ચીનમાં એવા થોડા મૂળાક્ષરો નથી ત્યાં તો ચિત્રલિપિ છે. એટલે કે દરેક શબ્દની નિશાની જુદી

જુદી છે જેમ એક માણસનુ ચિત્ર બીજા માણસ જેવુ હોતુ નથી તેમ ચીની લિપિની એક શબ્દની નિશાની બીજા શબ્દની નિશાની જેવી



ચીની વિદ્યાર્થીઓનો પોષાક

હોતી નથી તેથી ચીની ભાષામાના બધા શબ્દો લખવા અને વાચવા લગભગ અશક્ય છે ચીની ભાષામા ચાળીસ હજાર શબ્દો છે અર્થાત્ તેટલી જ તેની નિશાનીઓ છે પણ ત્યા ભણેલા માણસને હજાર શબ્દો લખતા આવડે છે આપણે લખતી વખતે ઉપરથી શરુઆત કરી નીચે સુધી લખીએ છીએ પણ ચીની લોકો નીચેથી શરુઆત કર છે આપણા પુસ્તકનુ જે છેલ્લુ પાનુ તે ચીની લોકોનું પહેલુ પાનુ બધુ જ ઊધુ આપણે તેમનુ બધુ ઊધુ કહીએ છીએ પણ ચીની લોકો આપણુ બધુ ઊધુ કહેતા હશે

## નવી શિક્ષણપદ્ધતિ

ચીનમા જૂની નિશાળોમા છોકરાઓ નમો બે ચીબે ચીને મોટેથી ગોખણપટ્ટી કરતા હોય છે છોકરો ભૂલે કે શિક્ષક તરત જ એને સોટી મારે નિબધ, લેખન અને ચીની જૂના પુસ્તકો મોઢે કરવા એ જ જૂનો અભ્યાસક્રમ હતો પણ હવે ચીનનુ શિક્ષણ ઘણુ જ સુધરી ગયુ છે ઇતિહાસ, ભૂગોળ સૃષ્ટિજ્ઞાન વગેરે બધા વિષયો હવે શીખવાડાય છે અને નિશાળોમા ડ્રીલ અને રમતો પણ રાખે છે નિશાળમા આવતા તમામ છોકરાઓના કપડા એક સરખા લશ્કરી પ્રકારના હોય છે અને હાલ તો બધી નિશાળોમા લશ્કરી કવાયત શીખવાય છે ચીનમા હાઇસ્કૂલો, કાલેજો અને યુનિવર્સિટીઓ ઠેર ઠેર

થઈ છે; અને હજારો ચીની તરુણો અમેરિકા અને યુરોપમાંની જુદી જુદી શિક્ષણ-સંસ્થામાં શિક્ષણ લે છે.

પહેલાં છોકરીઓ નિશાળમાં જતી નહિ. પણ હવે કન્યાશાળાઓ સ્થપાઈ છે, અને છોકરીઓને ગાયન, શીવણકામ, ડ્રોઈંગ, માંદાની માવજત, અને ગૃહવ્યવસ્થા વગેરે વિષયો શીખવાડાય છે. નિશાળમાં જતી છોકરીઓ પોતાનાં ગોદાં રંગતી નથી; પગ બાંધતી નથી; અથવા રંગબેરંગી ઇજારો અને ઘરેણાં પહેરતી નથી. એટલું જ નહિ પણ આ તરુણીઓ છેક અંગ્રેજી ઢબનો પોશાક પહેરે છે. ઘણી ચીની છોકરીઓ અમેરિકા શિક્ષણ લેવા જાય છે. ચીનમાં લશ્કરી શિક્ષણની નિશાળો શરૂ થઇ છે અને તેમાં બંદૂક ફોડવી વગેરે તમામ પ્રકારનું લશ્કરી શિક્ષણ યુરોપિયન અથવા અમેરિકનની દેખરેખ હેઠળ આપવામાં આવે છે.

ચીનનો ભવિષ્યકાળ તેના ભૂતકાળ કરતા પણ ભવ્ય છે. ચીનનું આધુનિક પધ્ધતિનું સૈન્ય આગળ ઉપર દુનિયાને ભારે થઈ પડશે. ચીનની લોઢાની અને કોલસાની ખાણોની આસપાસ આગળ ઉપર મિલો અને કારખાનાંની જાળ પથરાશે અને બીજા દેશોને વેપારમાં ચીનની જોડે હરીફાઈ કરવી કઠણ થઈ પડશે.

---

## સ્વાધ્યાય

૧. ચીનનો ભૂતકાળ બહુ ઉજ્જવળ હતો એ બતાવવા કંઈ ઉદાહરણ આપો ? ચીની પ્રજાની પોતાના ભૂતકાળ પ્રત્યે કેવી વૃત્તિ હતી ? એનાં કંઈક અનિષ્ટ પરિણામો આવ્યાં હોય તો જણાવો. ચીનના ભવિષ્ય વિષે તમે શું ધારો છો ?

૨. ચીનમાં પીળા રંગનું મહત્ત્વ ખૂબ શા માટે ગણાતું હશે એ દાખલા આપી કહો.

૩. ઇજિપ્ત અને ચીન, એ બે દેશની ખેતરોમાં પાણી લેવાની પધ્ધતિ સરખાવો.

૪. ખેતી કરવામાં હળ સાથે ચીનમાં કવચિત્ માણસોને પણ જોડવામાં આવે છે, જ્યારે કેનેડામાં તો ઘણુ ખરું પ્રાણીઓને પણ જોડવામાં આવતાં નથી, એ બન્ને પરિસ્થિતિનાં ભૌગોલિક કારણો આપો.

૫. "વાંસ એટલે ચીનની કામધેનુ" એ વાક્યની યથાર્થતા સમજાવો. આપણે એવું જ અતિ ઉપયોગી બીજું ઝાડ છે તે સંબંધી થોડી હકીકત લખો.

૬. "ચીન દેશની આબાદીનો આધાર એની નદીઓ પર છે." આ વાક્ય સાચું હોય તો હોઆંગહો નામની ચીનની મહાન્ નદીને "ચીનની આફત" એવું ઉપનામ શા માટે આપ્યું હશે?

૭. તમે પેકીન ગયા છો એમ ધારી ત્યાંના લોકો, બજારો, તથા તેની ભભકાજલાલીનું વર્ણન કરતો એક પત્ર તમારા હિંદી મિત્ર પર લખો.

૮. ચિનાઈ સ્ત્રીઓના ટૂંકા પગ અને લાંબા નખ ઉપર એક નોંધ લખો. આપણા દેશની સ્ત્રીઓમાં એવા પ્રકારની કોઈ ખાસિયતો હોય તો વર્ણવો.

૯. ચીનની પ્રખ્યાત દીવાલ દુનિયાની એક અજાયબી તરીકે શા માટે ગણાઈ? એ ક્યારે અને શા માટે બાંધવામાં આવી? આજે એની પહેલાં જેટલી અગત્યતા છે ખરી?

૧૦. રેશમના કીડાની આત્મકથા લખો. રેશમના કીડાની ઊછેરમાં ચીની સ્ત્રીઓ શો ભાગ ભજવે છે? હિંદુસ્તાનમાં પણ રેશમ કીડામાંથી બને છે; ક્યાં બને છે એ જાણતા હો તો લખો. આ સિવાય બીજી રીતે રેશમ બને છે ખરું? કયા દેશોમાં બને છે?

૧૧. ચીના લોકોનો હંમેશનો ખોરાક શો હશે? એ હંમેશાં ગરમ ચહા અને ગરમ પાણી પીએ છે. એનું આરોગ્યની દૃષ્ટિએ કંઈ કારણ તમે શોધી શકશો?

૧૨. ચિનાઈ ભાષાને આપણી અંગ્રેજી કે ગુજરાતી ભાષા જોડે સરખાવો. એને ચિત્રલિપિ શા માટે કહે છે? એવા પ્રકારની અતિ પ્રાચીન સમયમાં કઈ ભાષા હતી? હમણા ચીનાઓ પોતાની માતૃભાષા ઉપરાંત બીજી કઈ ભાષા શીખે છે અને શા માટે?

૧૩. ચહાના વાવેતર, બનાવટ અને ઉપયોગ સંબંધી ટૂંકી નોંધ લખો. હિંદમાં ચહાની પેદાશવાળા પ્રાંતો કયા? બીજા પ્રાંતોમાં ચહા કેમ નથી થઈ શકતી?

---

આવે એવા જોડા પહેરે છે કેટલાક લોકો કપડાની ટોપી પહેરે છે આ ટોપીમા ઘેટાના બચ્ચાના ચામડાની કિનાર હોય છે કેટલાક લોકો અગ્રેજી ઢબની ટોપી જેવી એક જાતની ટોપી પહેરે છે આ ટોપીમા ગળાની નીચેથી બાધી શકાય એવા બધ હોય છે

તિબેટી યાક

### ઘરેણાની શોખીન પ્રજા

તિબેટી લોકો ઘરેણાના ઘણા શોખીન છે પુરુષોના ડાબા કાનમા મોતીની તેમ જ વૈદૂર્યની કડીઓ લટકાવેલી હોય છે અને સ્ત્રીઓના ગળામા સોના ચાદી અને તાબાના હાર હોય છે તેમના કાનની કડીઓ એટલી મોટી અને ભારે હોય છે કે કાનમા તેનો ભાર હલકો કરવાને માટે કડીમા દોરી બાધીને તે ઉપરના વાળમા ખોસે છે તિબેટી સ્ત્રીઓના વાળમા સોનાચાદીના અને હીરાના ઘણા ઘરેણા હોય છે કેટલાક તિબેટી લોકો યાકના વાળ ગૂથીને બનાવેલા તબુમા રહે છે કેટલાક જણાના ઘરો પથ્થર અને લાકડાના હોય છે આ ઘરો બે મજલાવાળા હોય તો નીચેના મજલાનો ઉપયોગ વાડા જેવો ઢોરો બાધવાને માટે થાય છે તેમના ઘરોમા બારીઓ હોતી નથી

તિબેટી લોકો ઘઉં જવ પાપડી અને વટાણા ભેગા દળીને તેની ભાખરી બનાવે છે તેઓ ઘણુ માસ લહેજતથી ખાય છે અને

,બાફેલુ માંસ પણ અરધુ કાચું રાખે છે. તેઓ કુક્કર, યાક અને ઊંટનુ માસ ખાય છે ઠંડા પ્રદેશના બીજા લોકોની માફક તેઓ ચરબી પણ બહુ ખાય છે. તેમનુ મનપસંદ ખાદ્ય તે ચોસનાની ચહા અને માખણમા પાણી નાખીને તૈયાર કરેલું પીણુ આ પીણામાં તેઓ જવનો લોટ ભેળવીને તેને રવૈયાથી ખૂબ વલોવે છે અને પછી એમ તૈયાર થયેલા ઘટ ગોળાના લાડવા બનાવીને ખાય છે તિબેટી



તિબેટી સ્ત્રીપુરૂષ

સ્ત્રી પુરુષો તમાકુ ખાય છે પુરુષો તમાકુ પીએ પણ ખરા સ્ત્રીઓ અને ભિક્ષુ લોકો છીંકણી સૂંઘે છે

## પ્રાર્થનાચક્રો !

તિબેટી લોકો બૌદ્ધ ધર્મના છે તેમના દેશમા બૌદ્ધ ધર્મના સાધુઓનુ વધુ ધર્તીંગ હોય છે તેમને ત્યા 'લામા' કહે છે તિબેટમા હજારો લામા હોય છે ત્યાંનો રાજા પણ એક લામા જ છે લામાઓ બુદ્ધની પ્રાર્થના કરવામા વખત ગાળે છે પ્રાર્થનાના મંત્રો સતત ઉચ્ચારણ કરવાથી મોટુ દુ ખના માંડે એટલા માટે લામાઓએ



પ્રાર્થના યંત્ર

# ૯ : ઉચ્ચ પ્રદેશ ઉપરના તિબેટી લોકો

તિબેટ એ ચીનની જ દક્ષિણ તરફનો એક ભાગ છે. પરંતુ ચીન અને તિબેટમાં કશું જ સરખાપણું નથી. ચીન સપાટ મેદાન છે; જ્યારે તિબેટ સમુદ્રની સપાટીથી બે ત્રણ માઇલ ઊંચે આવેલો ઉચ્ચ પ્રદેશ છે. દક્ષિણમાં હિમાલય અને ઉત્તરમાં ચીનના ઊંચા પર્વતો વચ્ચે આવેલો આ તિબેટ દેશ પૃથ્વીની સપાટીથી ખૂબ ઊંચાણ પર આવેલો છે લોકવસ્તીવાળો આટલો ઊંચાણ પર આવેલો પ્રદેશ દુનિયામાં બીજો ન હોવાથી તિબેટને દુનિયાનુ છાપરું એટલે કે શિખર કહેવામાં આવે છે.

## તદ્દન સૂકો પ્રદેશ

તિબેટનો ઊંચો પ્રદેશ ખડકવાળો અને વેરાન છે, અને તેનો ઘણો મોટો ભાગ સહરાના રણ જેવો જ ઉજ્જડ છે. આ ઊંચા પ્રદેશનો કેટલોક ભાગ ડુંગરાવાળો હોઇને તેની ખીણમા થોડીઘણી ખેતી થાય છે. સમુદ્રની સપાટીથી એની ઊંચાઈ ઘણી હોવાથી આ દેશ ઠંડો છે. પણ ઠંડો હોવા છતા સૂકો તો ખરોજ કારણ કે બંગાળાના ઉપસાગરમાથી ઉત્તર તરફ વાતા ભીના ચોમાસુ પવનોને અટકાવીને તેમાંથી બધી ભીનાશ અને વરસાદ હિમાલય પર્વત હિંદુસ્તાનને માટે નીચે ખેંચી લઈ જતો હોવાથી આ પવનો હિમાલય ઓળંગીને તિબેટમા આવતી વખતે સાવ શુષ્ક થઈ ગયેલા હોય છે. તેથી તિબેટનાં પર્વતશિખરો ઘણેભાગે બરફથી ઢંકાએલા હોવાં છતા આ દેશ સહરા રણ જેવો બિલકુલ સૂકો છે. ઉનાળામા મેદાનો અને ખીણો બહુ તપે છે ને શિયાળામા હવા એટલી બધી સૂકી થઈ જાય છે કે ઝાડના પાંદડાં સુકાઈ જઈ તેનો ભૂકો થાય છે, લાકડામાં પણ તડ પડે છે. ખોરાક કહોવાઈ ન જાય એટલા માટે અહીંયાં મીઠાનો ઉપયોગ કરવો પડતો નથી. માત્ર ઘર બહાર મૂકીએ કે તરત જ સુકાઈ જાય છે અને કહોવાતુ નથી. આ દેશમા

ચીનની માફક મોંગોલીયન વંશના તામ્રવર્ણના, ગાલનાં હાડકાં ઉપસી આવેલા એવા ૬૦ લાખ લોકો રહે છે. તિબેટી લોકોને મૂછ, ચોટલી અને દાઢી બહુ હોતી નથી. જે થોડાઘણા વાળ મોઢા ઉપર ઊગે છે તે કાઢી નાખવાને માટે આ લોકો હાથમાં હંમેશ ચમટી રાખે છે.

## તિબેટની ગાય—યાક

તિબેટી લોકોનો મુખ્ય ધંધો ઢોરો પાળવા અને ખેતી કરવી એ છે. ડુંગરોની ખીણમાં જમીન સામાન્ય રીતે સારી હોય છે. ત્યાં એ લોકો ખેતી કરે છે. તેમના દેશમાં તાંબુ, મીઠું અને ટંકણખારની ખાણો છે. તેઓ આ ખાણો ખોદે છે. આ સિવાય તિબેટમાં બહુમૂલ વૈદૂર્ય મળી આવે છે. તિબેટી લોકો બકરાં, ઘેટાં, ગધેડાં અને યાક નામનાં જાનવરો પાળે છે. યાક દેખાવમાં ગાય જેવું હોય છે અને તેનું પૂંછડું ઘોડા જેવું હોય છે. તેના શરીર ઉપર બકરાના જેવા વાળ હોય છે. યાક બહુ મજબૂત હોય છે અને ગમે તેટલા ઊંચાણ ઉપર લપસી પડ્યા સિવાય તે ચઢી શકે છે, આથી હિમાલયના પ્રદેશમાં મુસાફરી કરતાં બોજો લઈ જવાને માટે યાકનો જ ઉપયોગ કરવામાં આવે છે. આ સિવાય તિબેટમાં જંગલી ગધેડા, બકરાં અને હરણાં મળી આવે છે. કસ્તુરીમૃગ પણ આ તરફ મળી આવે છે. આ લોકો ઢોરો, સોનું, ઊન અને ટંકણખાર વેચે છે અને ચહાના ગોસલા અને કાપડ ચીનમાંથી ખરીદે છે.

તિબેટી લોકો ઢીંચણ સુધી લાંબા ઘેટાના ઊનના ઝભ્ભાઓ પહેરે છે અને કેડે ઊનનો પટ્ટો બાંધે છે. શિયાળામાં બકરાની ચામડીનાં કપડાં પહેરે છે અને ચામડાનો વાળવાળો ભાગ અંદર રાખે છે. તેમને લાલ, જાંબુડીઓ, ભૂરો, વગેરે ઘેરા રંગો ગમે છે. પુરુષો અને સ્ત્રીઓ લાલ અને પીળા રંગના ચામડાના ઢીંચણ સુધી

નાની મોટી પીતળના અને જસતની ગોળ ચકરડીઓ તૈયાર કરેલી હોય છે. એક કાગળ ઉપર પ્રાર્થનાના મંત્રો લખી તેની ભૂંગળી આ ચકરડીની અંદર મૂકે છે અને હાથવડે આ ચકરડી ફેરવે છે. જેટલી વખત આ ચકરડી ફરે તેટલી વખત અંદરની બધા મંત્રોની ફેરીઓ થાય છે અને તેટલા મંત્રો રટન કરવાનું પુણ્ય લામાના હાથમાં નિર્ગત આવે છે. મોટા મોટા લામાઓની પ્રાર્થનાની ચકરડીઓ મોટી હોય છે. કેટલેક ઠેકાણે પવનચક્કીઓ પ્રાર્થનાચક્રો તરીકે વપરાય છે અને કેટલાક ચકરડાંઓ તો ઝરણાંના વહેતા પાણીથી ફરે છે. આ પવનચક્કી અથવા પાણચક્કી ઉપર ઘણા મંત્રો લખેલા હોય છે. આમ પવન અને જળ આ બે મહાભૂતો લામાનાં પ્રાર્થનાચક્રો ફેરવીને તેમના વતી પ્રાર્થનાનું કામ કરે છે. હાથપગ ન હલાવતાં ઘેર બેઠાં કેવો પુણ્યને લહાવો!

## તિબેટની લગ્નપદ્ધતિ

તિબેટી લોકોમાં એક સ્ત્રી ઘણા પુરૂષોની સાથે પરણે એવો રિવાજ છે. એક સ્ત્રી બે ત્રણ ભાઇઓની સાથે લગ્ન કરે છે એટલું જ નહિ, પણ એક બે પાડોશીઓની સાથે પણ પરણે છે. આ લોકોની કુટુંબસંસ્થામાં સ્ત્રી એ જ કુટુંબની મુખ્ય માલિક અથવા ધણિયાણી હોય છે. તે ખેતરમાં કામ કરે છે, વણે છે, રાંધે છે અને દુકાન ઉપર બેસે છે. ઘણા વર હોવાને લીધે તિબેટી સ્ત્રી પોતાની જાતને ધન્ય માને છે. અને પરદેશમાની એક જ વરવાળી સ્ત્રીઓની તેને દયા આવે છે।

લાસા નામનુ શહેર તિબેટની રાજધાની છે. લાસા શહેરની બહાર પોતાલ નામના વિશાળ મહેલમાં તિબેટના રાજા મુખ્ય લામા રહે છે. પોતાલ મહેલ ઊંચી ટેકરી ઉપર આવેલો છે અને અને તેમાં સેંકડો ઓરડીઓ છે. આ મહેલમા પાચમો લામા ને સેંકડો નોકરચાકરો રહે છે.

તિબેટી લોકો ચીની લોકોની માફક પારકાઓનો તિરસ્કાર કરે છે. તેમના દેશમા કોઈપણ પરદેશીને આવવાની મના છે. તો પણ હિંદુસ્તાનની સરકારે ઘણો પ્રયાસ કરીને તિબેટની સાથે વેપાર વિષેની સુલેહ કરી છે. હાલમા હિંદુસ્તાન સરકારની મદદથી જ તિબેટ ચીનથી સ્વતંત્ર થયુ છે.

---

### સ્વાધ્યાય

૧. હિંદુસ્તાન ખૂબ ફળદ્રુપ પ્રદેશ છે, છતા એની પાસે જ આવેલો તિબેટનો મુલક તદ્દન વેરાન, ઠંડો અને સૂકો કેમ હશે?

૨. તિબેટ હિંદુસ્તાનમા કઈ કઈ વસ્તુઓ મોકલતુ હશે? હિંદુસ્તાન પાસેથી તિબેટીઓ શુ શુ ખરીદતા હશે?

૩. યાક, વૈદૂર્ય અને ચોસલાની ચહા વિષે જે જાણતા હો તે લખો.

૪. તિબેટીઓનો ધર્મ કયો? એમના ધર્મગુરુઓને શુ કહે છે? તેમના પ્રાર્થનાચક્રો વિષે ટૂંક નોંધ લખો.

૫. તિબેટીઓની લગ્નપધ્ધતિ આપણે ત્યાની લગ્નપધ્ધતિ કરતા કઈ રીતે જુદી પડે છે?

---

## ૧૦ : ધરતીકંપ અને જ્વાલામુખી પર્વતોના પ્રદેશમાંના જાપાની લોકો

હવે આપણે ચીનની પેઠે ભાત અને માછલી ખાનાર ચીનના પૂર્વ તરફના પડોશીઓ જે જાપાનીઓ છે તેમના દેશ તરફ વળીએ. જાપાની લોકો ચીની જેવા જ ઠીંગણા પીળા રંગના, બારીક આંખવાળા છે. તેમના ગાલના હાડકા ઉપસી આવેલા હોય છે જાપાન દેશ નાનો એટલે લગભગ આપના મદ્રાસ ઈલાકા જેટલો જ છે.

સાઠ ગીત્તેર વરસ પહેલા જાપાન એક અના અને પઠાન દેશ હતો પારકા લોકોને ત્યા જવાની મનાઈ હતી અને ત્યાના લોકોને પણ બીજા દેશમા જઈને વેપાર કરવાની રજા ન હતી

તે વખતે જાપાનનો બાદશાહ નામનો જ હોઈ તેના પ્રધાનના હાથમા બધી સત્તા હતી આ પ્રધાનને શોગુન કહેતા દરેક પ્રાતમા, દાયમીઓ નામના નાના મોટા સરદારો હતા ને તેમના હાથ નીચે સામુરાઈ નામના વશપરપરા લશ્કરી ધધાના સરદારની ટુકડી હતી અને તેઓ સ્વતત્ર રીતે રહેતા હતા અને એક બીજાની સાથે લડતા હતા દેશમા વતનદાર દાયમીઓ, અને તેમની નીચેના સામુરાઈનુ જ મહત્ત્વ હતુ તેમના વગર બીજાઓને તલવાર વાપરવાનો હક ન હતો દાયમીઓ પાલખીમા બેસીને જતી વખતે રસ્તામાના માણસો રસ્તામા સપૂર્ણ આડા પડીને તેમને દડવત નમસ્કાર ન કરે અથવા રસ્તાની બાજુએ તેઓ ઊભા ન રહે તો તે દાયમીઓના સામુરાઈઓએ એવા અપરાધીઓને તલવારથી ત્યા ને ત્યા ઠાર કરવાની પ્રથા હતી

## સામુરાઇઓનો એ મહાન્ આત્મત્યાગ

૧૮૬૮ મા એવા પછાત અને અદર અદરની જાદવ સ્થળીને લઈ ને હેરાન થયેલા દેશના કિનારા ઉપર કમેન્ડર પેરી નામનો અમેરિકન આરમારી અમલદાર કેટલાક લડાયક વહાણો લઈને આવ્યો અને પોતાની તોપોની ધમકી બતાવીને તેને જાપાનને બીજા રાષ્ટ્રોની જોડે વ્યાપાર કરવાની ફરજ પાડી આ રાષ્ટ્રીય અપમાનથી જાપાન જાગ્યુ અને આતરિક કજીયા એક કોરે મૂકી દઈ, શોગુનની જુલમી સત્તાને ફેંકી દઈ પોતાના બાદશાહના એકછત્ર અમલ હેઠળ બધા લોકો ભેગા થયા એ અભિનવ ક્રાતિના પ્રસગે જાગીરદાર દાયમીઓ અને સામુરાઇઓએ પોતાની પ્રિય એવી માતૃ ભૂમિને માટે કરેલા સ્વાર્થત્યાગનો

જગતના ઇતિહાસમા જોટો નથી. દાયમીઓએ પોતાના વતન અને જાગીરો આપખુશીથી જતાં કર્યા અને તેઓ પગારી નોકરો થયા. વીસ લાખ સામુરાઇઓએ પોતાના પ્રાણ કરતા પણ પ્રિય અને ઘણી પેઢીઓથી પવિત્ર ભાવે સાચવેલી તલવારનો ત્યાગ કર્યો અને સામાન્ય લોકોની માફક તે નાનીસૂની નોકરીઓ કરી પેટ ભરવા લાગ્યા કેટલો બધો આ સ્વાર્થત્યાગ ?

## જાપાનની વિલક્ષણ પ્રગતિ

ગત્ર ચાળીસ વરસમા જાપાને પોતાનો 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવો ઉત્કર્ષ કર્યો. તેણે મોટુ આરમાર ખડું કર્યું, ફોજ તૈયાર કરી, પ્રચંડ કારખાના ખોલ્યા અને દુનિયાની સાથે બહોળો વેપાર શરૂ કર્યો. ૧૮૭૨ મા જાપાની બાદશાહે જાહેરનામુ કાઢ્યુ, "હવે પછી દરેક માણસ શિક્ષણ સહેલાઈથી લઈ શકે એવુ થશે જાપાનના કોઈ પણ ગામડામા એકપણ અશિક્ષિત કુટુબ મળી આવશે નહિ અને એકપણ અશિક્ષિત માણસ રહેશે નહિ." કેટલું ઉચ્ચ ધ્યેય ? આ ધ્યેયની પાછળ પાણીની માફક પૈસા ખરચીને જાપાને શિક્ષણમા આટલી વિલક્ષણ પ્રગતિ કરી. ૧૯૧૦ મા જાપાનમા નિશાળે જનાર છોકરાઓનુ પ્રમાણ સેકડે ૯૯ ટકા અને છોકરીઓનુ પ્રમાણ સેકડે ૯૭ ૧/૪ ટકા હતુ ૧૯૦૪ ની સાલમા જાપાને પોતાની નવી આરમારના બળથી રશિયા જેવા બળાઢ્ય દેશને રણાંગણમા હરાવ્યો આજે જાપાન એ જગતના પાચ બળાઢ્ય રાષ્ટ્રોમાનુ એક છે અને તેની સાથે યુરોપના રાષ્ટ્રો ઘણા આદરથી મૈત્રીની સુનેહ કરે છે એવા આ બળાઢ્ય અને સુધરેલા રાષ્ટ્રની મુલાકાતે હવે આપણે જઈશું.

જાપાન દેશ અનેક બેટો મળીને થયો છે તેનો આકાર સાપ જેવો લાંબો છે આ બેટો ડુગરાળ છે અને તેના ઉપરનો સપાટ પ્રદેશ સમુદ્ર

કિનારાની પાસે જ આવેલો છે તેથી આ ભાગમાં જ વસ્તી વધારે છે આ સમુદ્રકિનારા ઉપર ઠેર ઠેર ઘણાં સગવડવાળાં બંદરો છે પરદેશમાં માલ મોકલવાને માટે તેમ જ પરદેશથી માલ લઈ આવવાને માટે આ બંદરો મહત્વનાં કેન્દ્રો હોવાથી બંદરો અથવા તેની આસપાસના પ્રદેશમાં મોટા મોટા કારખાનાં અને મિલો વગેરે ઉદ્યોગો સ્થપાયા છે

જાપાનના ડુંગરાળ ભાગમાંથી ઘણી નદીઓ વેગથી નીચે વહેતી આવે છે આ નદીઓમાં ઠેર ઠેર ધોધ છે જાપાનમાં સરોવરો પણ ઘણાં છે ટૂંકમાં જાપાનમાં પાણીની મુદ્દલ અછત નથી

## ફૂલ ફૂલના ઉત્સવ

જાપાન શીતકટિબંધમાં હોવાથી ત્યાંની હવા ઠંડી છે અને તે બેટ હોવાથી તેમાં હમેશ ભીનાશ રહેલી હોય છે તેથી જાપાનમાં બારે માસ ડુંગરો મેદાનો ખીણો ગુફાઓ વગેરે બધો પ્રદેશ લીલાછમ ઘાસથી છવાયેલો હોય છે અને બધે ફૂલઝાડો ખીલેલાં હોય છે જાપાની લોકો ફૂલોના ઘણા શોખીન હોય છે તેમને ચેરી પ્લમ અને ક્રિસેન્થિમમ—આ ઝાડો બહુ જ ગમે છે જાપાનમાં આ ઝાડોના ઘણા બગીચા હોય છે આ ફૂલોની મોસમમાં જાપાની લોકો આનંદથી ઉત્સવ ઉજવે છે કમળોત્સવ ચેરી ઉત્સવ ક્રિસેન્થિમમ ઉત્સવ એવા મહત્વના ફૂલના ઉત્સવો તેમનામાં છે જાપાની મંદિરોના ચોગાનમાં સુંદર ફૂલનો બાગ હોય જ આ ફૂલોમાં સુગંધ હોતી નથી પણ તેના રંગો ઘણા જ સુંદર હોય છે વસંતમાં ચેરી ઝાડો પર ફૂલો આવે કે તેની શોભા જોવા આખું ગામ ઊમટે છે છોકરાં છૈયાંની માફક જાપાની લોકો બગીચો જોવા જાય છે અને કલાકોના કલાક ફૂલઝાડોના સુંદર રંગો તરફ જોયાં જ કરે છે અને સાંજ નાસ્તો લે છે આ ફૂલબગીચામાં ઘરડાઓ જુવાનો અને બાળબચ્ચાંઓ હરતાં ફરતાં થઈ ફરે છે ફૂલોની ઉપર કવિતા લખે છે અને તે કવિતાઓ ફૂલઝાડો ઉપર જ લટકાવીને

ઘેર આવે છે. પૂર જોસમાં ખીલેલી બગીચાની શોભા જોવા ગરીબ જાપાની માણસ સો માઇલની મુસાફરી સહેજે કરે છે. શિક્ષકો નિશાળીઆઓને કમળોના સરોવર તરફ સૂર્યોદય પહેલાં લઈ જાય છે અને કમળો કેવી રીતે ખીલે તે સમજાવે છે અને મઝા કરાવે છે. શો આ ફૂલો ઉપરનો પ્રેમ!

જાપાની છોકરીઓને નાનપણથી જ ફૂલોના ગુચ્છા કેવા તૈયાર કરવા, કયા રંગનુ ફૂલ કયા રંગના ફૂલની સાથે ગૂંથવુ, કયા રંગની ઓરડીમાં કયા રંગના ફૂલોનો ગુચ્છો વધારે શોભે વગેરે પુષ્પશાસ્ત્રનું શિક્ષણ મળે છે. સામાન્ય જાપાની માણસ પણ પુષ્પગુચ્છોની રચના અને તેના રંગોની જમાવટનો મર્મ કલાવંત જેટલો જ જાણે છે.

## પવિત્ર ફુજિયામા

હવે હુ તમને સુદર ફૂલોથી દૂર ઉગ્ર જ્વાળામુખી પર્વત તરફ લઈ જાઉં છુ. જાપાન જેવી રીતે સુકુમાર પુષ્પોનો દેશ છે તેવી રીતે જ તે ભયકર જ્વાળામુખીનો પણ દેશ છે. હાલ જાપાનમાં પચાસ જ્વાળામુખીઓ ધૂંધવાય છે અને બીજા બુઝાઈ ગયા હોવા છતા પણ તે ક્યારે ફાટી નીકળશે તે કહેવાય નહિ. જાપાનનો સૌથી ઊંચો પર્વત ફુજિયામા પણ એક જ્વાળામુખિ જ છે પણ તે હાલ ધૂંધવાતો નથી. તેનો ઉપરનો ભાગ ગંડુ આકારનો અને બરફથી ઢંકાએલો છે જાપાની લોકો ફુજિયામાને બહુ જ પવિત્ર માને છે અને તેના આદર-પૂર્વક દર્શન કરે છે ઘેર ઘેર ફુજિયામાનુ ચિત્ર હોય છે.

જાપાનમા હજાર ઉપરાંત ગરમ પાણીના ઝરા છે. જે દેશની જમીનના પેટમા આટલી ગરમી હોય તે દેશમા ધરતીકંપ થાય એ સ્વાભાવિક જ છે ત્યા વારંવાર નાનામોટા ધરતીકંપો થાય છે વળી કહેવાય છે કે જાપાનની રાજધાની ટોકિયો શહેરને દિવસમા ઓછામા ઓછો એક ધરતીકંપનો આચકો લાગે જ છે જો મોટો આચકો લગે

પેક ઘર પડે કે તરત જ બીજે દિવસે બીજું ઘર બાંધવું જોઇએ. એવું છીની પીડ ઉપરનું ઘર જાપાની લોકોને જોઇએ. એટલા માટે જાપાની ઘરો એક મજલાવાળાં જ હોય છે. ઘરના છાપરાં ઉપર કાળાં નળિયાં હોય છે અને ચીની લોકોની માફક વાંસનું છાપરું હોય છે. છાપરાને નાના નાના લાકડાના થાંભલાનો ટેકો હોય છે. જાપાની ઘરમાં માટી, ઇંટ કે પથ્થરની ભીંત હોતી નથી. ઘરમાં બારીબારણાં કે ઓરડીઓ હોતી નથી. ઘરનો ચોતરો જમીનથી એક ફૂટ ઊંચો આવેલો હોય છે. આ ગોનગ (Plinth) ઉપર ચોકઠામાં બેસાડેલી અને આગળપાછળ સરકાવી શકાય એવી જાડા કાગળની અને લાકડાના પાતળા પાટિયાની ભીંતો હોય છે. દિવસે કાગળની ભીંતોનો અને રાત્રે પાટિયાની ભીંતોનો ઉપયોગ થાય છે. દિવસે ઘણીખરી ભીંતો એકમા એક એમ ગડી વાળીને મૂકેલી હોય છે. તેથી દિવસે જાપાની ઘર એક લાંબા સળંગ ઓરડા જેવું દેખાય છે. ફક્ત સ્નાનગૃહ, રસોડું વગેરે ઓરડીઓની કાગળની ભીંતો ઊભી હોય છે. એ ઘરોમા રસ્તા તરફ આડશ તરીકે પણ ભીંતો હોતી નથી. કારણ કે જાપાની લોકોને ખુલ્લી હવા અને અજવાળું બહુ ગમે છે. બહુ બહુ તો ટાઢ પડે ત્યારે જાપાની લોકો આગળની કાગળની ભીંત સરકાવીને તેની આડ કરે છે. રસ્તે જનાર માણસને જાપાની ઘરમાં ચાલતો વ્યવહાર નજરે પડે છે. રાત પડે કે તરત જ લાકડાની ભીંતો ચોકઠામાથી આગળપાછળ સરકાવીને જાપાની ઘરમા પાંચ મિનિટમા જ નાની મોટી ઓરડીઓ તૈયાર થાય છે.

ગરીબ હો કે શ્રીમંત હો પણ જાપાની માણસનું ઘર આવા જ પ્રકારનું હોય છે. શ્રીમંતોના ઘરોમા થાંભલા ઉપર અને છત ઉપર મીનેરી કામ હોય છે અને બોય લીસા લાકડાની કરેલી હોય છે. છતાં તેઓના ઘરમા પણ દિવસે કાગળની અને રાત્રે લાકડાની દીવાલો તો હોય જ. ગરીબ લોકો મનમા આવે ત્યારે પોતાનું ઘર અને

તેમનો બધો સરસામાન માથે લઈ બીજી પોળમાં જઇને ત્યાં પોતાનો પડાવ નાખે છે. જાપાની ઘર ટૂંકમાં ખસી શકે તેવું (Portable) હોય છે. જાપાની ઘરો બાંધવાની રીત આપણી રીત કરતાં ઊલટી છે. આપણે પહેલાં ચોતરો કે ઓટલો બાંધીએ પણ જાપાની લોકો પહેલાં થાંભલાને આધારે છાપરૂં તૈયાર કરે છે અને પછી લાકડાની ભીંતો ઊભી કરે છે. જાપાની ઘરમાં અંગ્રેજી ઘરોની માફક ખુરશીઓ કે મેજ હોતાં નથી, અથવા આપણે ત્યાંની જેમ જાજમ કે શેતરંજી પાથરેલી હોતી નથી. પણ તેને બદલે જાડી જાડી સુંવાળી એવી સફેદ ઘાસની ચટાઇઓ પાથરેલી હોય છે. થોડા વખતમાં જ આપણે જાપાની લોકોને ત્યાં મહેમાનગીરીને માટે જઈશું તે વખતે તેમનાં ઘરો અને તેમાંનો સરસામાન નજરે પડશે જ. તેથી આટલેથી હવે બસ કરીએ. ધરતીકંપની બીકથી હાલ જમીન ઉપર ઘરો બાંધવાને બદલે જમીનમાં જ ઊંડાં ઘરો બાંધવાનો પ્રયત્ન શરૂ થયો છે.

## જાપાનીઓનો સુંદર રાષ્ટ્રીય પોષાક

જાપાની લોકોનો પોશાક બહુ મઝાનો હોય છે. પુરૂષો અને સ્ત્રીઓ બંને કિમોનો નામનો એડી સુધીનો ઝભ્ભો પહેરે છે. આ ઝભ્ભામાં આપણા કોટની માફક બટનો હોતાં નથી. ઝભ્ભાઓ ખુલ્લા હોઈ તેમની એક બાજુ બીજી બાજુ ઉપર આવે છે. કિમોનોની બાંય બહુ ખુલ્લી હોય છે અને તેની અંદરની બાજુમાં કોણીની પાસે સીવીને ખિસ્સાં તૈયાર કરેલાં હોય છે. આ કિમોનો ઉપર જાપાની લોકો કેડની આસપાસ રેશમી કમરપટો (શેલું જ કહોને) વીંટાળે છે, તેને ઓાબી કહે છે. આ કમરપટાનું જ જાપાની પોશાકમાં મહત્ત્વ છે. તે ઊંચા રેશમના અને બહુ જ કીમતી હોય છે. પુરૂષો અને સ્ત્રીઓના પોશાકમાં ફરક આટલો જ કે પુરૂષોનો કમરપટો બિલકુલ ટૂંકો—પટ્ટા જેટલો જ હોય છે. પણ સ્ત્રીઓના શેલાં ઘણાં પહોળાં અને લાંબાં હોય છે. જાપાની બૈરાંઓ તે શેલાને શરીરની આસપાસ વીંટાળી

પાછળ કેડમાં ગાંઠ વાળે છે. છોકરાઓનો પોશાક પણ એવો જ. ફક્ત તેમના કિમોનોના રંગો ઘેરા હોય છે. જ્યારે તેમના માબાપોના કિમોનો કાળા, આસમાની કે ભૂરા રંગના હોય છે.

જાપાની લોકો પગમાં લાકડાની પાવડીઓ અથવા ઘાસની સપાટો પહેરે છે. ઘાસની સપાટોનો ઉપયોગ ઉનાળામા થાય છે. વરસાદના દિવસોમાં પાવડીની નીચે ત્રણ ઇંચના જાડા લાકડાના કટકા લગાડે છે. જાણે વરસાદમા આખું જાપાની રાષ્ટ્ર ત્રણ ઇંચ વધે છે. ત્યાંની જમીન ભીનાશવાળી હોવાથી જાપાની લોકોને લાકડાની પાવડી પહેરવી સગવડ ભરેલી થઇ પડે છે. હોલેંડ દેશમા પણ આ જ કારણસર લાકડાના જોડા પહેરવામા આવે છે. જાપાની લોકોના પગમાં મોજાં મઝાનાં હોય છે. તેમા ચાર આંગળીઓનુ ઘર જુદું અને અંગુઠાનુ ઘર જુદું, એવી રચના હોય છે. વરસાદમા બંધા જાડા કાગળની છત્રીઓ વાપરે છે. આ છત્રી ઉપર સુંદર ચિત્રો અને વેલો ચીતરેલી હોય છે. આજકાલ યુરોપિયન સ્ત્રીઓએ પણ જાપાની છત્રીઓ વાપરવા માંડી છે. હવે આ પોશાક તો શહેરી લોકોનો છે. ગામડાના લોકોની માહિતી આગળ આવશે.

આ થયો જાપાનનો રાષ્ટ્રીય એટલે કે સ્વદેશી પોશાક પણ જાપાનને આપણી માફક જ અંગ્રેજી ફેશનની ઘેલછા લાગી છે. બધી બાબતમાં અગ્રેજોનુ અનુકરણ કરવા તરફ જાપાનની પ્રવૃત્તિ છે. તેથી ત્યાંનાં શહેરોમાં ભણેલા અને સુખી લોકો અગ્રેજી ઢબનો પોશાક પહેરે છે. ઘણી જાપાની સ્ત્રીઓ મડમ જેવો પોશાક પણ પહેરે છે. બાદશાહ અને રાણી ઘર બહાર અંગ્રેજી પોશાકમા જ હોય છે ઘરમા ફક્ત રાણી ઘણેભાગે કિમોનો વિંટાળી તેના ઉપર ઓઢણી ઓઢે છે. નિશાળની છોકરીઓ અગ્રેજ છોકરીઓના જેવા કપડા પહેરે છે. હવે જાપાની લોકો શુ ખાય છે, કેવુ ખાય છે, તેમના ઘરના રીત-રિવાજો કેવા હોય છે તેની માહિતી આપણે મેળવવી જોઇએ. તેને

માટે સ્વાભાવિક રીતે જ કોઈ જાપાની મિત્રો ત્યાં આપણો એક દિવસ રહેવાનો માટે જવું જોઈએ ચાલો ત્યારે

## રિક્ષાની સવારી

ચાલો હવે શહેર માના એ મિત્રો મળવાને માટે આપણે જઈએ શેમાં બેસીને જઈશું ? ઘોડાની ગાડી કે બગીમાં ? ના ના એ તો જાપાનમાં મળે જ નહિ આપણે તો અહીંયા રિક્ષામાં બેસીને જ જવું જોઈએ રિક્ષા એ પૈડાવાળી ગાડી છે અને તેને માણસો જ ખેંચે છે આપણા તરફ મદ્રાસમાં અને કલકત્તામાં રિક્ષાનો ઉપયોગ થાય છે આ જુઓ રસ્તામાં બન્ને બાજુએ કેટલીક બધી રિક્ષાઓ ઊભી છે આ આ રિક્ષાવાળા દોડતા દોડતા બધા પોતાની રિક્ષા જ ઠરાવવાનો આગ્રહ કરે છે કોઈ પોતાના શરીરો બતાવીને 'જુઓ કેવો હું મજબૂત છું દોડતો દોડતો હું તમને લઈ જઈશ' એમ કહે છે ત્યારે નક્કી કરો, કોની રિક્ષા ? રિક્ષામાં એક અથવા બહુ તો બે જણ બેસે છે અરે પણ એના રિક્ષાવાળાનો પોશાક જોયો કે ? ભૂરા રંગની ઘૂંટણ સુધીની ટુંકી ઈજારો ટુંકા ઝભ્ભો અને માથા ઉપર ઊંધી તાવડીના આકારની ઘાસની ટોપીઓ તેમના પગમાં ઘાસના ચંપલો છે ખીમની કિમોના અને ગેતાગો તો એ બિચારા ક્યાંથી લાવે ? બહુ તો તેમને આખા દિવસનું બે કે અઢી રૂપિયા ભાડું મળે એમાં હવે એક એક જણ રિક્ષામાં બેસો જુઓ રિક્ષાવાળા કેવા દોડે છે તે ! ઉઘાડા થઈને તેઓ સહેજે કલાકે સાત આઠ માઈલ દોડે છે ચઢાણ હોય તો પાછળથી એક જણ ધક્કેલે છે ગરીબ બિચારા ! તેમને કેટલો બધો પરસેવો વળ્યો છે ? આપણે પેલી વીજળીની ટ્રામમાં ગયા હોત તો સારું થાત જાપાનમાં બધા શહેરોમાં વીજળીની ટ્રામગાડીઓ વીજળીની આગગાડીઓ (હવે આગગાડીઓ તો શી રીતે કહેવાય ? વીજગાડી જ કહેવી જોઈએ ને ?) અને મોટરો છે

## જાપાનો શિષ્ટાચાર

ઠીક; હવે આપણે આપણા મિત્રના ઘર પાસે આવી પહોંચ્યા. ઊતરો નીચે. જુઓ, અહીંથી ઘરનો અડધો ભાગ આખા રસ્તા ઉપરથી દેખાય છે. ઘરમાં કોઈ નથી એમ લાગે છે. જરા તાળી તો વગાડો? જાપાનમાં કોઈને બૂમ પાડવાની હોય તો તાળી વગાડવાનો જ રિવાજ છે. પેલી જુઓ સત્તરઅઢાર વરસની છોકરી આવે. આ નોકરડી છે હોં! ઓ બાપ રે! આ શું કરે છે? એ તો ઢીંચણ ટેકવીને જમીન ઉપર બેઠી! બંને હાથ જમીન ઉપર મૂકી માથું પણ જમીન ઉપર ટેકવ્યું. આ જાપાની નમસ્કાર, હોં ભાઈ'

ચાલો, હવે એની સાથે અંદર. બૂટ. જોડા બહાર જ રાખો હોં. બેસો આ ચટાઈ ઉપર. ચટાઈ કેટલી સુંવાળી અને જાડી છે? લગભગ આ પુસ્તકથી ત્રણ ગણી. શું લાવી આ નોકરડી? બળતા અંગારા એ શા માટે લાવી? ચુંગી સળગાવવાને માટે? જાપાનમાં સ્ત્રીપુરુષો બધાં બીડી પીએ છે. કોઈ ઘરમાં આવે કે પહેલાં ચુંગી સળગાવવાને માટે અંગારા આપવા એ તેમનો શિષ્ટાચાર છે.

આ નોકરડી કેટલી વિનયી અને ચતુર છે? હા, તેને નોકરડી કહેવી એ જ ભૂલ છે. જાપાનમા કોઈને ઘેર નોકરી કરવી એ હલકું કામ મનાતુ જ નથી. નોકરી કરનાર આ છોકરીઓ સારા કુળની જ હોય છે. નોકરી મળતાં પહેલાં તેઓ જાપાની શિષ્ટાચારનુ શિક્ષણ લે છે. કારણ કે જાપાનમા શિષ્ટાચારનુ મહત્ત્વ બહુ જ છે, જે આગળ જતાં આપણે જોઈશુ. નોકરડીઓ પોતાની શેઠાણીની સાથે અને પરોણાની સાથે ધીમા અવાજમા સભ્યતાથી બોલે છે અને ઢીંચણે પડીને નમસ્કાર કરે છે. પણ બોલવાચાલવામા, હસીમશ્કરીમાં તેઓ ઘરના માણસોની સાથે સમાન દરજ્જાથી વર્તે છે. વળી માલિક કે માલિકણ નોકરડીને નોકર જેવી ભલે હાક મારે પણ ત્રાહિત

માણસોએ તેમની જોડે સભ્યતાથી સમાન દરજ્જે રાખીને વર્તવું જોઈએ. તેને સાન (કુમારિકા બહેન) કહીને સંબોધવી એવો જાપાની રિવાજ છે.

માલિક કે માલિકણ ઘેર ન હોય ત્યારે તો નોકરડીઓને જ ઘરધણીની પેઠે પરોણાઓની આગતસ્વાગતા કરવી પડે છે. તે તેમને કુશળતાના સમાચાર પૂછે છે; તેમની સાથે વાતચીત કરે છે; તેમને નાસ્તો આપે છે; બધું મોજ કરીને પતાવે છે. એક વખતે એક અંગ્રેજ બાઈ આબાદ બની ગઈ. નોકરડી તેની સાથે એટલી સભ્યતાથી વર્તી અને વાતચીતમાં તેણે એટલી હોશિયારી બતાવી કે પેલી અંગ્રેજી બાઇને લાગ્યું કે આ જ શેઠાણી છે! ઠીક, આ જુઓ ઘરના લોકો આવી ગયાં. તેમના પહેલાંની માફક નમસ્કાર શરૂ થયા. ઊઠતી વખતે તે જોરથી શ્વાસ અંદર લે છે. આ પણ નમસ્કારનો એક ભાગ જ છે. ચાલો, આપણે ચાલુ રાખો. પણ એમ કરતાં સારો આવાજ નીકળવો જોઈએ હોં; પગમાં કાંટો વાગે ને તે વખતે મોંમાંથી આવાજ નીકળે ને તેવો.

## દૂધ-ખાંડ વિનાની ચહા

પેલી જુઓ નોકરડી તાસકમાં ચિનાઈ માટીની ચહાદાની અને ચિનાઈ માટીના નાના નાના પ્યાલા અને રકાબી લઇને આવી તાસક નીચે મૂકી તેણે પહેલાં આપણને નમસ્કાર કર્યા અને પછી દરેકને ચહા ભરી આપી. જાપાની લોકો ચહામાં ખાંડ અને દૂધ નાખતા નથી. તમે ગમે તે વખતે જાપાની ગૃહસ્થને મળવા જાઓ કે ચહા તો તમારી આગળ આવવાની જ અને તે પણ એક પ્યાલો નહિ, પણ પાંચ ૭ નાના પ્યાલા! નહિ ખાંડ કે નહિ દૂધ. ખાસી સજા. દૂકાનમાં કંઈ પણ વેચાતું લેવા ગયા તો ત્યાં પણ ચહા તો હોય જ. વધારે વખત ત્યાં રહો તો ચહાના બે ચાર હપ્તા તો થાય જ. દરેક જાપાની દેવળના ચોગાનમાં ચહાની દુકાનો તો હોય જ. મંદિરમાં

માત્ર નહિ. પણ તે સિવાય બધેજ ચહાની દુકાનો તમને મળી આવશે. આ ચહાની દુકાનમાં મિત્રોને મિજબાની આપવાનો જાપાની લોકોનો રિવાજ છે. આ પ્રસંગે નાચગાન પણ હોય છે.

ઠીક, હવે ચહાપુરાણ બંધ કરીએ. પેલા જુઓ ઘરનાં છોકરાંઓ આપણને મળવા આવ્યા. આ છોકરીઓની પીઠ ઉપર શું છે ? તેમનાં નાનાં ભાંડુઓ. જાપાનમા નાનાં છોકરાઓને પારણામાં સુવાડતાં નથી. તેઓને દિવસે પોતાની મોટી બહેનની કેડ ઉપર ઝોળીમાં મૂકેલાં હોય છે. આ બોજને લઇને જાપાની છોકરીઓ નિરાંતે રસ્તા ઉપર રમે છે, કૂદે છે, નાચે છે. આમ બહેન રસ્તા ઉપર નાચતીકૂદતી હોય તો પણ તે બચ્ચાંઓ પીઠ ઉપર નિરાંતે ઊંઘે છે. નીચે ઉપર ધક્કા વાગે છે છતાં તેમને તેનું કશુ ભાન હોતુ નથી. નાની છોકરીઓ પણ પીઠ ઉપર મોટી મોટી ઢીંગલીઓ બાંધે છે. આગળ એને આમ કરવુ પડશે તેની આ પૂર્વ તૈયારી જ છે.

## નમસ્કાર પુરાણ

અંદર આવ્યા પછી તરત જ બધાં છોકરાંઓ ગંભીર બનીને ઢીંચણ મૂકી, માથું નમાવી આપણને નમસ્કાર કરે છે. જાપાનમાં શિષ્ટાચારની પ્રથા બહુ છે એમ મેં અગાઉ જણાવ્યુ છે તેનો અનુભવ આપણને ડગલે ડગલે થાય છે. છેક નાનપણથી જાપાની છોકરાઓને ઝીણી સરખી રીતભાત પણ શીખવાડવામા આવે છે. નમસ્કારનીજ વાત લઇએ. મોટાંઓને નમસ્કાર કરવાના તે જુદા. સમાન દરજ્જાના અને ઊતરતા દરજ્જાના લોકોને નમસ્કાર કરવાના જુદા. આ સિવાય દરેક દરજ્જાના માણસે કરવાના નમસ્કારો પણ જુદા જુદા હોય છે. નમસ્કાર ઉપરથી જાપાની માણસો કે તેમના છોકરાઓ સમાજમાં કયો દરજ્જો ધરાવે છે તે ઓળખી શકાય છે. નાનપણથી ઓરડીમાં કેમ આવવું, ચહાની તાસક કે પવાલાં કેવી રીતે અને કેટલી ઊંચાઇએ

હાથમા ઝાનના તે જમીન ઉપર શી રીતે મૂકના યા પ્ર કરના માણસને ચહા પહેના આપનાની અને તે કેવી રીતે આપવાની આ બધુ શાસ્ત્ર જાપાની છોકરાઓ નાનપણથી જ શીખેના હોય છે એક વખતે એક અજાણ્યો માણસ જાપાનમા એક દુકાનમા ગયો તરત જ દુ ાનદાર અને તેના બૈરાછોકરાઓએ તેને નમસ્કાર કર્યા એટલુ જ નહિ પણ મહેનની પીઠ ઉપર સૂતેના બે વ સના છોક ાને તેઓએ આમ જગાડ્યા જાગતા વેત જ ન રોતા કે ન બીતા તે છોકરૂ નીચે ઊતર્યું અને ગભીરપણે તેણે માથુ નમાડી ે તે અજાણ્યા માણસને નમ ાર યા કડ ફરી પાછુ સાધતા વેત જ તે છોકરૂ ઊંઘી ગયુ એ કહેવાની જરૂર નથી

## નહાવાના શોખીન જાપાનીઓ

ચહા પછી સ્નાન જાપાની લોક ચીની લોકોની માફક ગ દા હોના નથી ત દિવસમા બે વખત સ્નાન કરે છે જાપાની મજૂર રાત્રે કામ ઉપરથી ઘેર આવ્યા પછી પહેના ચોખ્ખુ સ્નાન કરશે, પછી બીજી વાત જાપાનમા રે શહેરમા ઘણા સાર્વજનિક સ્નાનગૃહો છે અને તેમા ાજ હજારો લોકો સ્નાન કરે છે બધાને ત્યા સ્નાનગૃહો હોતા નથી ટોકિયા રાજધાનીમા ્ નર ઉપરાત સાર્વજનિક સ્નાનગૃહો છે ટીક ચાનો પેની ોટકડી સ્નાનગૃહનો ના આપણને બતાવે છે ચારે બાજુ લા ાની ભીંતોનાળી આ એ નાનક ી ઓરડી છે પેનુ જુઓ નો ડીગે એ ભીંત પાડ્યા ખેચી અદર જવાનુ બારણુ થુ

પાણીનો એક ઘડો માથા ઉપર રેડે એટલે થયું સ્નાન. ઘરનાં બધા માણસો પછી એ જ ટબમાં બેસીને સ્નાન કરે છે. ઘરનાં લોકોનું સ્નાન થઈ રહ્યા પછી નોકરચાકરો તે જ પાણીમાં સ્નાન કરે છે. જાપાની લોકોને નહાવાને માટે ઘણું જ ગરમ પાણી જોઇએ છીએ. ઘણુ ગરમ કરેલા પાણીમાં તે નિ શંક બેસે છે. પણ સાચવજો હો! આપણે આ ઘરમાં સ્નાન કરીએ તો તે એક સજા જ કહેવાય. કેટલું બધું આ ગરમ પાણી? પણ શુ કરીએ? કરીએ વળી સ્નાન.

સ્નાનગૃહમાંનુ પાણી ચોકડીમાથી ઘરની પછવાડે બગીચામાં જાય છે. જાપાની લોકો બગીચાના બહુ જ શોખીન છે. તેમના ઘરમાં ભલે નાનો પણ બગીચો હોય જ. નાનાં છોકરાંઓને માટે કૃત્રિમ એવા નાના નાના બગીચા કરવામાં તો તેમનુ ઘણુ ચાતુર્ય દેખાઈ આવે છે. બિલકુલ નાના ઝાડો, નાનકડીશી કૃત્રિમ નદી, તેના ઉપર નાનોશો પૂલ, બેસવાને માટે નાનીશી ખુરશીઓ, એવી રીતની આ નાના બગીચામાં મોટી ગમ્મત હોય છે.

## જાપાની જમણ

સ્નાન પછી ભોજન કરવા ચાલો બેસો ચટાઈ ઉપર. પેલા જુઓ પાટલા આવ્યા. આ પાટલા ઉપર જમવાનાં વાસણો મુકાય છે. જાપાની લોકો આપણી જેમ થાળીમાં જમતા નથી. દરેક પદાર્થ નાના મોટા ચિનાઈ માટીનાં શકોરામાં મૂકે છે અને આ વાટકા કે શકોરા દરેકની આગળ પાટલા ઉપર મેલવે છે દાઢ પડે તો સગડી પાસે રાખવાનો રિવાજ હોય છે. સગડીને હિબાચી કહે છે ચાલો બેસો જમવા જાપાની લોકોનો મુખ્ય ખોરાક ભાત અને માછલી. ડાંગરના મુલક, પુષ્કળ પાણી અને ભેજવાળી હવા હોવાથી ત્યા ડાંગરનો પાક વધારે થાય છે. ચારે બાજુએ સમુદ્ર હોવાથી જોઈએ તેટલી માછલીઓ મળી આવે છે. વાસ્તવિક રીતે જાપાની લોકો બૌદ્ધ ધર્મના હોવાથી તેઓએ હિંસા ન

કરી જોઈએ પણ માછલી ખાધા વિના કેમ જાને ? તેનુ તો વ્યસન લાગેલુ હોય છે તેથી તેઓએ માછલીનુ નામ પાનશાક એમ પાડ્યુ છે અને તે પ્રમાણે પોતાના મનને મનાવીને (છેતરીને કહો) તેઓ છૂટથી માછલી ખાવા લાગ્યા જાપાની લોકો માછલીના ઘણા ખાદ્ય પદાર્થો તૈયાર કરે છે તેઓ કેટલીક માછલીના કાચા ટુકડા કરીને તેના ઉપર સોય નામનુ પાતળુ, ખાટુ પીણુ રેડીને ખાય છે એ ઉપરાંત તેમના ખોરાકમા પાપડીની શીંગનુ શાક ભાતભાતના અથાણા મુરબ્બા અને મીઠી ગેરની વગેરે પદાર્થો હોય છે માછલીની માફક સમુદ્રમાનુ બારીક ઘાસ, મચ્છુ કે બાફેલ, મરી મસાલો નાખીને ખાવાનુ જાપાનીઓને બહુ ગમે છે આ સિવાય જમીન ઉપર ઊગતા



જાપાનીઓ ભોજન લે છે

તમામ ભાજપાલા, ગાજર બગાસ, કુગળી વગેરે તેઓ ખાય છે જમવામા તેઓ ભાત છેલ્લો લે છે ભાતનો આગ્રહ ઘણો ફરી ફરી તેઓ ભાત મૂકે છે ભાત પછી તેઓ ચહા પીએ છે એટલે ભોજન ખતમ થાય કેટલીક વખતે તેઓ ભાતમા ચહા રેડીને ખાય છે

જાપાની લોકોનો ખાવાનો એક બહુ જ મનગમતો પદાર્થ તે મૂળો. આ મૂળો બેત્રણ હાથ લાંબો અને કાંડા જેટલો જાડો હોય છે. તેઓ મૂળા કાચા જ ખાય છે. પણ ખાસ કરીને તે સૂકવીને અને બેત્રણ માસ સુધી મીઠું ભેળવીને સરકામાં મૂકીને પછી તે ખાય છે. તે વખતે મૂળાની એટલી બધી દુર્ગંધ ફેલાયેલી હોય છે કે આપણે ત્યાં ઊભી પણ ન શકીએ. છતા જાપાની લોકો તો તે સ્વાદથી ખાય છે. જાપાનમા જાનવરો ઘણાં નથી, તેથી તે ઘણે ભાગે બકરાનુ માંસ ખાતા નથી, તેમ જ માખણ દૂધ વગેરે પદાર્થો પણ ખાતા નથી. તેમની ચહામાં દૂધ ન હોવાનુ એ પણ કદાચ કારણ હોય.

જાપાની લોકો આપણી માફક ભાત હાથે ખાતાં નથી. તેઓ પેન્સિલ જેટલા લાંબા ને જાડા બે ટુકડા હાથમાં લઈ તે ટુકડાથી ભાત લઈને ખાય છે. આપણને એનો મહાવરો ન હોવાથી આ ટુકડાથી ખાતાં ફાવતુ નથી. ઘણો વખત લાગે છે અને ડીશ ઉપર ભાત પડે છે. આ સિવાય એક એક દાણો ખાવાનો આપણને કંટાળો આવે છે. પરંતુ જાપાની લોકો આ ટુકડાથી ઝડપથી ખાય છે.

હવે રાત્રે ઊંઘવાની વ્યવસ્થા કેવી હોય છે તે જોઈએ. સૂવાનો વખત થાય કે તરત જ લાકડાની ભીંતો ખેંચીને ઓરડીઓ તૈયાર કરવામા આવે છે. દીવાએ ચિત્રવિચિત્ર કાગળના ફાનસમા ટીંગાડવામા આવે છે. આ દીવા આખી રાત બળે છે. જાપાની લોકો ગાદલા, ચાદર અને ઓશીકા વાપરતા નથી ચટાઈ ઉપર એક ઉપર એક એવી બેત્રણ રજાઈ પાથરે કે બિછાનુ તૈયાર થઈ ગયુ એના ઉપર ચાદર હોતી નથી પણ હવે ઓશીકું? તે જ તો ગમ્મત છે ને! જાપાની લોકોનાં ઓશીકાં


જાપાનીઝ ઓશીકું

એટલે ઈંટો જેવા લાકડાના ચોસના ચોસના ઉપર કાગળોનો એક ગોળ વીંટો મૂકે છે આ ચોસના ઉપર માથુ મૂકવાનુ નહિ કેમ ગરદન મૂકવાની અને માથુ તો લટકતુ જ રહે ! નહિ નહાવાના પાણી જેવી બીજી મજાજ કઈ હશે ? જાપાની સ્ત્રીઓની કેશરચના બહુ અટપટી હોય છે ઓશીકા ઉપર માથુ મૂકે તો વાળ વીંખાઈ જાય તેથી આ અજબ ચોસના પ્રયોગમા આવા દસે ચોસના જોડીના ન હોય તો ઓશીકા તરીકે હાથ નહીં હોત અને જરૂર નઓ

## કાનનદેવી અને તોકોનોમા

આપણે ત્યાની માફક જાપાનમા પણ છોકરીઓ કરતા છોકરાઓનુ મહત્ત્વ વધારે માનવામા આવે છે છોકરાના જન્મથી જાપાનીઓને જેટલો આનદ થાય છે એટલો આનદ છોકરીના જન્મથી થતો નથી છોકરૂ એક મહિનાનુ થાય ત્યાર તેને માનન નામની દેવીને પગે લગાડવા લઈ જાય છે દેવીના મદિરમા દેવીનો ઘોડો અને કૂકડો હોય છે આ દેવીપુતળોને ચોખા ધરાવવામા આવે છે ત્રીજી અને પાચમી વર્ષગાંઠ વખતે ફરીથી છોકરાઓને દેવીના દર્શન કરવા લઈ જાય છે બીજા વરસ સુધી છોકરીના તાળવાની આસપાસના વાળ કાઢી નાખવામા આવે છે પણ પછી તે વધવા દે છે પાચ વરસની ઉમર થતા છોકરો પુરુષની માફક પોશાક પહેરવા માડે છે અને છોકરી સાતમા વરસથી સ્ત્રીની પેઠે પોશાક પહેરવા માડે છે છોકરીઓ લગ્ન ન થાય ત્યા સુધી ઊચી રેશમના અને ભભકના રગના કિમોના અને ઓબી વાપરે છે આ કિમોના ઉપર ભાતભાતના ફૂલોની આકૃતિઓ હોય છે પણ લગ્ન થયા પછી છોકરી ભભકતા રગના કપડા પહેરે તો તે ખરાબ મનાય છે જાપાની છોકરીઓનુ લગ્ન સોળમે કે સત્તરમે વરસે થાય છે લગ્ન થયા પછી તેને સાસુના હાથ નીચે રહેવુ પડે છે

જાપાની છોકરાઓને શિષ્ટાચારની પેઠે આજ્ઞાધારકપણાનુ પણ બચપણથી જ શિક્ષણ આપવામા આવે છે માબાપની તેમ જ

બાદશાહની આજ્ઞા પાળવી એ જિંદગીનું મુખ્ય કર્તવ્ય છે એમ જાપાની છોકરાઓને ઘણી વાતોના રૂપે અને નીતિબોધના રૂપમાં શીખવાડવામાં આવે છે. જાપાની બાળકોની નાનપણથી જ પોતાના બાદશાહ ઉપર અસીમ ભક્તિ હોય છે અને તેને માટે તે મરવા તૈયાર હોય છે. જાપાની ઘરમાં એક ઓરડી કે ઓરડીનો એક ભાગ બાદશાહના ઉપયોગને માટે દેવઘરની માફક ખાસ રાખેલો હોય છે. આ ઓરડીને તોકોનોમા કહે છે. આ તોકોનોમામાં જાપાની છોકરા દરરોજ સવારે તાજાં ફૂલોના ગુચ્છા મૂકે છે. તોકોનોમાનો હેતુ એ હોય છે કે જો બાદશાહને કોઈ દિવસ જરૂર લાગે તો ઉતરવાને માટે એક ઓરડી તૈયાર રહેવી જોઇએ. ખરું જોતા બાદશાહને કોઈ પણ વખતે આ તોકોનોમાની જરૂર લાગતી નથી. પણ આ રિવાજ ઉપરથી જાપાનીઓની રાજભક્તિ દેખાઇ આવે છે. જાપાની છોકરીઓની અત્યંત સુંદર ઢીંગલીઓ તેમના રાજ્યરાણીની આકૃતિની હોય છે. એ ઢીંગલી તેઓ ઘણા આદરથી વાપરે છે.

## પાંચ પ્રકારની શિક્ષણ સંસ્થાઓ

જાપાનમાં શિક્ષણની સગવડ ઘણી સરસ હોય છે. ત્યાં (૧) બાલોદ્યાન પદ્ધતિની નિશાળો, (૨) પ્રાથમિક નિશાળો, (૩) માધ્યમિક નિશાળો, (૪) ધંધાદારી શિક્ષણની નિશાળો, (૫) વિશ્વવિદ્યાલયો એવી મુખ્યત્વે કરીને પાંચ પ્રકારની શિક્ષણસંસ્થાઓ છે. બાલોદ્યાન નિશાળમાં ત્રણથી ૭ વરસ સુધીની ઉમરના છોકરાઓને શીખવાડવામાં આવે છે. આ નિશાળોમા છોકરાઓ ફક્ત રમૂજી રમતો રમે છે અને વ્યાયામ કરે છે. છોકરાની દસ વરસની ઉમર સુધી વરસમા બત્રીસ અઠવાડિયા તેણે નિશાળમા હાજરી આપવી જ જોઇએ એવી ત્યાં ફરજ છે. ચાર ધોરણની નિશાળમા લેખન, વાચન, અંકગણિત, વ્યાકરણ, જાતિય શિક્ષણ, હસ્તઉદ્યોગ, ચિત્રકલા, કવાયત તેમ જ છોકરીઓને માટે શીવણકામ અને સંગીત એટલા વિષયો શીખવાડવામાં

આવે છે. વરિષ્ટ દરજ્જાની પ્રાથમિક નિશાળોમાં આ વિષયો ઉપરાંત, ઇતિહાસ, ભૂગોળ, અંગ્રેજી, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, ખેતી અને વ્યાપાર એટલા વધારે વિષયો શીખવાડવામાં આવે છે.

માધ્યમિક શિક્ષણની, મધ્યમ દરજ્જાની અને ઉચ્ચ દરજ્જાની એમ બે પ્રકારની નિશાળો હોય છે. માધ્યમિક નિશાળમાં અંગ્રેજી, ફ્રેંચ, જર્મન અને ચીની એ ભાષાઓ અને રસાયનશાસ્ત્ર, સૃષ્ટિજ્ઞાન, ખેતી વગેરે વિષયો હોય છે. આ નિશાળમાંથી છોકરાઓ કોલેજમાં અથવા તો ધંધાશિક્ષણની સંસ્થામાં જાય છે. ઉચ્ચ દરજ્જાની નિશાળોમાં બેજ વર્ગો હોય છે અને તેમાં સત્તરમું વરસ પૂરૂં થયેલા વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે. માધ્યમિક નિશાળમાંના વિષયો ઉપરાંત આ નિશાળમાં યંત્રશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, ખનિજશાસ્ત્ર, ભૂમિતિ અને તત્વજ્ઞાન એટલા વિષયો હોય છે. એમાંથી કેટલીક નિશાળોમાં કાયદો, વૈદક અને ધંધાશિક્ષણની સગવડ હોય છે.

વૈદક, કાયદો, ધંધાશિક્ષણ, સાહિત્ય અને શાસ્ત્રીય વિષયોની ઘણી કોલેજો જાપાનમાં છે. તેમાંનો અભ્યાસક્રમ ત્રણથી પાંચ વરસ સુધીનો હોય છે. આ ઉપરાંત જુદા જુદા ધંધાનું સપ્રયોગ અને સંપૂર્ણ તાત્વિક શિક્ષણ આપનારી ઉચ્ચ સંસ્થાઓ ત્યાં છે. ટોકિયોની વેપારશિક્ષણની સંસ્થા શ્રેષ્ઠ માનવામાં આવે છે એમ કહેવાય છે.

## ફરજિયાત લશ્કરી કેળવણી

જાપાનના શિક્ષણક્રમમાં એક મહત્ત્વની વાત તો એ છે કે પ્રાથમિક નિશાળથી માંડીને કોલેજનું ઉચ્ચશિક્ષણ લેતાં સુધી વ્યાયામ અને લશ્કરી કવાયત ફરજિયાત હોય છે. છોકરાઓ દરેક કલાક પછી પંદર મિનિટ કવાઇત કરે છે. બધા વિદ્યાર્થીઓને એકજ જાતનો લશ્કરી પોષાક હોય છે અને તેમને લશ્કરી ખાતાના અમલદારો મારફતે કવાયતનું શિક્ષણ આપવામાં આવે છે. બીજી મહત્ત્વની

બાબત એ છે કે જાપાનમાં ધાર્મિક શિક્ષણના બદલામાં નીતિશિક્ષણ અપાય છે. કૉલેજની શિસ્ત બહુ જ કડક હોય છે.

જાપાનમાં છોકરાઓની પેઠે છોકરીઓની પણ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણસંસ્થાઓ છે. દરેક જિલ્લામા ઓછામા ઓછી એક હાઈસ્કૂલ છોકરીઓને માટે હોવી જોઇએ એવો ત્યાં કાયદો છે. છોકરીઓની હાઈસ્કૂલમા જાપાની ભાષા, અંગ્રેજી ભાષા, ઇતિહાસ, ભૂગોળ, બીજગણિત, શાસ્ત્રીય વિષય, શીવણકામ, ગૃહવ્યવસ્થા, લેખન, ચિત્રકળા, ગાયન, વાદન, કવાયત, હાથઉદ્યોગ, ચીનાઈ સાહિત્ય અને શિક્ષણશાસ્ત્ર એટલા વિષયો હોય છે. આ સિવાય વણાટકામ, રંગવાનું કામ, ગાયનવાદન, વૈદક વગેરે વિષયોને માટે જુદી જુદી નિશાળો છે. સ્ત્રીશિક્ષણની જાપાનની ખાસ મહત્ત્વની સંસ્થા તે ૧૯૦૧ મા ટોકિયોમા સ્થપાએલુ સ્ત્રીઓ માટેનુ વિશ્વવિદ્યાલય એના ચાર જુદા જુદા વિભાગો છે અને અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. વિશ્વવિદ્યાલયમાંની વિદ્યાર્થિનીઓને વસતિગૃહમાં જ રહેવુ પડે છે અને રસોઇ અને બીજી વ્યવસ્થા તેમને જ વારાફરતી કરવી પડે છે છોકરીઓને પુરૂષી શિક્ષણ ન આપતાં તેમને યોગ્ય શિક્ષણ આપીને સુપત્ની અને સુમાતાઓ બનાવવી અને તેમનામાં સ્વદેશાભિમાનની જ્યોતિ પ્રજ્વલિત કરવી એ આ વિશ્વવિદ્યાલયનુ ધ્યેય છે. આ મહિલાવિશ્વવિદ્યાલયની જ ઢબ ઉપર પૂનામા કર્મવીર કર્વેએ સ્ત્રીઓનુ વિશ્વવિદ્યાલય સ્થાપ્યુ છે.

જાપાની નાના છોકરાઓ હાથમા નોટ અને મારોબાન નામનુ અંકગણિતનુ ઘણા રંગના લખોટાનુ ચોકઠુ (લખોટાયત્ર) લઇને નિશાળે જાય છે. શિક્ષકને તે ઠેક નમીને નમસ્કાર કરે છે અને તેમના માનને માટે શ્વાસ અંદર ખેંચી લે છે જાપાનની પ્રાથમિક નિશાળોમાં હોલ્ડર કે કલમ વાપરતા નથી છોકરાઓ બ્રશ શાહીમાં બોળીને તેના વડે નોટમા અક્ષરો લખે છે જાપાની લિપિમા ૪૭

મૂળાક્ષરો છે. આ ઉપરાંત આખું વાકય કે સંબંધ શબ્દ દર્શાવનાર સેંકડો ચિહ્ન છે. જાપાની છોકરાઓને સારી પેઠે વાંચતાં આવડે તે પહેલાં સેંકડો ચિહ્ન ઓળખતાં શીખવું પડે છે. જાપાની પુસ્તકો ચીની પુસ્તકોની માફક જ છેવટના પાનાથી શરૂ થાય છે અને પાના ઉપરની લીટીઓ મથાળેથી શરૂ થઈ નીચે પૂરી થાય છે.

## જાપાની રમતગમતો

જાપાની છોકરાઓની રમતગમતો ઘણી છે. આપણાં છોકરાંની માફક તેઓ ભમરડો ફેરવવામાં અને લડવામાં હોશિયાર હોય છે. તેમને પતંગિયાં પકડવાં બહુ ગમે છે. આગિયાને પકડવાની રમત તો તેમને બહુ જ ગમે છે. છોકરાઓની સાથે મોટા માણસો પણ હાથમાં પંખાઓ લઈ રાત્રે આગિયા પકડવામાં મશગૂલ થયેલા દેખાય છે. જાપાની છોકરાઓ પાંચ છ વંદા પકડીને તેમના વડે કાગળની ચોખાથી ભરેલી નાની ગાડીઓ ખેંચાવે છે. છોકરાઓને આ એક રમત બહુ ગમે છે.

પણ જાપાનમાં છોકરાંઓની રમતગમતોના અને તહેવારોના એવા બે દિવસો હોય છે. એમાંથી એક તહેવાર છોકરાઓનો અને એક તહેવાર છોકરીઓનો. છોકરાઓના તહેવારને પતંગનો અથવા કાર્પ નામની માછલીનો તહેવાર એવું નામ આપે છે. આ તહેવાર મે માસની પાંચમી તારીખે આવે છે. જે ઘરમાં ઈશ્વરે છોકરા આપ્યા હોય, ખાસ કરીને જે ઘરમાં તે જ વરસે નવું છોકરું જન્મ્યું હોય તે ઘરમાં આ તહેવાર આનંદથી ઊજવાય છે. ઘર બહાર કાર્પ નામની માછલીના આકારનો પતંગ વાંસ સાથે દોરીથી બાંધી રાખે છે. આપણી તરફ મહારાષ્ટ્રમાં બેસતા વરસને દિવસે ઘેર ઘેર ગુઢિતોરણો ઊભાં કરે છે એના જેવો જ આ રિવાજ છે. પતંગને અને આ તહેવારને કાર્પ માછલીનું નામ આપવાનું કારણ એ છે કે તે માછલીઓમાં સમુદ્રપ્રવાહની

વિરુદ્ધ તરવાની તેમ જ ધોધમાથી કૂદકો મારી આગળ જવાની તાકાત હોય છે પોતાના છોકરાઓ મોટા થાય ત્યારે કાર્પની માફક પ્રતિકૂળ પરિસ્થિતિની સામે વૈર્યથી ટક્કર ઝીલે એવી જાપાનીઓની ઇચ્છા હોય છે

એ દિવસે ઘણા લોકો તરુણો નાના બાળકો બધા પતંગ ઉડાડે છે આપણે ત્યા પણ ગુજરાતમા ઉત્તરાયણને દિવસે બધી જાતના લોકો પતંગ ઉડાડે છે ગરુડ રાક્ષસ નાનુ છોકરુ, પતંગિયુ, વગેરેના ભાતભાતના આકારોના પતંગો બનાવવામા આવે છે એ દિવસે જાપાનની દુકાનો કાગળના જુદા જુદા પ્રકારના રમકડાથી ગીચ ભરેલી હોય છે પતંગના તહેવારના દિવસે જ છોકરાઓ મોટી લડાઈ લડે છે દરેક જાપાની યુદ્ધદેવતા હચીમાનો આ પવિત્ર દિવસ હોય છે એ દિવસે છોકરાઓ બે પક્ષમા વહેંચાઈ જાય છે અને હાથમા વાંસની તલવારો અને માથા ઉપર માટીના માટલા મૂકી લડાઈ કરે છે જે પક્ષ સામા પક્ષના વધારે માટલા ફોડે તે વિજયી મનાય છે

## બાલિકાઓનો ઢીંગલીનો તહેવાર

છોકરીઓના વહાલા ને ઢીંગલીનો તહેવાર હોય છે જે માર્ચ મહિનાની ત્રીજી તારીખે આવે છે અને ત્રણ દિવસ ચાલે છે એ દિવસોમા પણ દુકાનો ઢીંગલી ચૂલા તેના ઉપર મૂકવાના નાના વાસણો રમકડાથી ભરેલી દેખાય છે જે ઘરમા તે વર્ષે છોકરી જન્મેલી હોય તે ઘરમા આ તહેવારનુ ખાસ મહત્ત્વ હોય છે એ તહેવારને દિવસે છોકરીઓ સુંદર પોશાક પહેરે છે અને ઘરમા સાચવી રાખેલી ઢીંગલીઓ બહાર કાઢીને તેમને વ્યવસ્થિત રીતે ગોઠવે છે આ ઢીંગલીઓ ઘણી જ જૂની હોય છે કેટલી તો સેંકડો વર્ષ પહેલાની હોય છે અને તે તે વખતના રાજાઓ રાણીઓ સરદારો, સેનાપતિઓ, સિપાઈઓ વગેરેના જેવી નાની કે માટીની આબેહૂબ બનાવેલી હોય છે એના કપડા હથિયારો વગેરે પણ તે તે વખતના હોય છે

આ સિવાય તે વખતે ચાલુ હોય એવાં વાસણકૂસણો, ઘરમાંનો સામાન, વગેરે વસ્તુઓના લાકડાના નમૂના પણ હોય છે આ લાકડાના નમૂના ઘરમાં સંભાળથી સાચવી રાખવામાં આવે છે અને માર્ચ ઢીંગલીના તહેવારને દિવસે બહાર કાઢે છે છોકરીઓને રમવાને હમેશને સારુ જુદી જ ઢીંગલીઓ હોય છે લગ્ન થયા પછી છોકરીઓ પોતાની ઢીંગલીઓ સાસરે લઈ જાય છે.

તહેવારને દિવસે છોકરીઓ ભેગી થાય છે અને ખાઉખાઉની રમત રમે છે. તેઓ રાજારાણીની ઢીંગલીઓને ઊંચે સ્થાને ગોઠવે છે અને તેમને માથું નમાવીને વંદન કરે છે ખાવાને માટે તૈયાર કરેલા ઉત્તમ પદાર્થ તેઓ રાજારાણીને અર્પણ કરે છે

## જાપાનનાં ગામડાં, ખેતી અને ઉદ્યોગધંધા

જાપાનનો ફક્ત છઠ્ઠો ભાગ ખેતીને માટે લાયક છે અને તેમાંય વળી ઘણો ભાગ તો ડુંગરાળ છે. પણ ઉત્તમ પ્રકારે ખેતી કરીને આટલા નાનાશા ભાગમાંથી આખા દેશને પૂરો પડે એટલો પાક જાપાની ખેડૂત લણે છે ખેતરો મોટાં હોતાં નથી સામાન્ય રીતે એક ખેડૂતના ભાગમાં બે એકર જમીન આવે છે જમીનની અછત હોવાથી જાપાની ખેડૂત ખેતરની આસપાસ વાડ પણ કરતો નથી કેટલાંક ખેતરો ખીણોમાં કે મેદાનમાં હોય છે પણ જાપાનની ઘણીખરી ડાંગરની ખેતી ડુંગર ઉપર જ થાય છે. ત્યાં કોંકણની માફક ડુંગરના નાના નાના ભાગો ખોદીને, સપાટ, કરીને, એક ઉપર એક એવાં પગથિયાં જેવાં ખેતરો તૈયાર કરે છે આ કામ ઘણી જ મહેનતનું છે. નીકના પાણીની કળા આ લોકો સારી પેઠે જાણે છે તેઓ ડુંગર ઉપરથી વહેતી ઘણી નદીઓમાંથી નીકો કાઢી એક પછી એક બધાં ખેતરોમાં લઈ જાય છે.

જાપાનનો મુખ્ય પાક ડાંગરનો. ડાંગર લણ્યા પછી ઘઉં અને જવ

વધાય છે. જેમાંથી કાગળ તૈયાર થાય, તે ઝાડોનું વાવેતર જાપાનમાં પુષ્કળ થાય છે. આ લોકો કાગળ ઘણાં કામમાં વાપરે છે. તેમનાં ઘરની ભીંતો કાગળની, છત્રી, પવાલાં, ફાનસ તથા હાથરૂમાલ કાગળનાં જોડા અને ટોપી પણ કાગળનાંજ હોય છે. જાપાની કાગળના જુદા જુદા આઠ પ્રકાર છે. કેટલાક કાગળ એટલા બધા મજબૂત હોય છે કે ગમે તેટલા જોરથી તેમને ખેંચીએ તોપે ફાટે નહિ. કાગળની માફક વાંસનો પણ જાપાની લોકો ચીની લોકોની પેઠે ઘણી રીતે ઉપયોગ કરે છે. ઘરનાં ચોકઠાં, છાપરા, થાળીઓ, પેટીઓ, ટેબલ, ખુરશીઓ, ચીરૂટની નળી, પંખા વગેરે ઘણી ચીજો વાંસમાંથી બનાવે છે. જાપાની લોકો કુમળો વાંસ હોંશે હોંશે ખાય છે.

જાપાની ખેડૂત શરીર ઉપર ઝાઝાં કપડાં પહેરતો નથી. ઘાસની તગારા જેવી ટોપી અને કેડમાં કામ પૂરતો લુગડાનો કકડો. બૈરાંઓ ભૂરા રંગના સુતરાઉ લેંઘા પહેરે છે અને માથા ઉપર ટોપી પહેરે છે. છોકરાઓ ઘણેભાગે નાગાંજ હોય છે. ગામડાંમાં હજીએ જૂના રીત-રિવાજો છે. રાંડેલાં બૈરાંઓ માથા ઉપરના વાળ કાઢી નાખે છે. પુરુષો પણ માથા ઉપરના વાળ કાઢીને નાનીશી ચોટલી રાખે છે અને તે નારદની ચોટલીની માફક ઊભી રાખે છે. તરુણ સ્ત્રીઓ આપણા તરફની ગામડાની સ્ત્રીઓની માફક મશી ઘસીને દાંત કાળા કરે છે, જો કે એ રિવાજ હમણાં હમણાં ઓછો થતો જાય છે.

ચીનની માફક જાપાનમાં પણ ચહાનું વાવેતર બધે થાય છે. 'રત્નખચિત ઝાકળનાં ટીપાં' એ નામથી ઓળખાતી એક જાતની ચહા છે. એ ચહા પંદર વીસ રૂપિયે એક પૌંડ જેટલી મોંઘી વેચાય છે. ચહાના છોડનાં પાંદડાં વરસમાં બેત્રણ વખત ચૂંટે છે. આ કામ જાપાનમાં છોકરીઓ જ કરે છે. જાપાનમા રેશમના કીડાની પેદાશ મોટા પાયા ઉપર થાય છે. રેશમી કાપડ અને રેશમ આ બંનેની નિકાશ જાપાન મોટા પાયા ઉપર કરે છે.

## જાપાનના હુન્નર-ઉદ્યોગો

ખેતી કરતા કારખાના, મિલો અને ઉદ્યોગધંધામા જાપાન બહુ આગળ વધી ગયુ છે જાપાનની જૂની રાજધાની ક્યાયટો અને ઓસાકા શહેર વચ્ચેનો પ્રદેશ જૂદા જૂદા કારખાનાથી ભરાઈ ગયો છે રેશમી કાપડ તૈયાર કરવાની બાબતમા ક્યાયટોની ઘણી ખ્યાતિ છે પહેલા ખરબચડી સાળ ઉપર અત્યત ઉત્કૃષ્ટ વસ્ત્રો તૈયાર થતા હતા હાલમા ક્યાયટોમા વીજળીક શકિતની મદદથી ચાલતી મિલોમા રેશમી વસ્ત્રો ઝપાટાબધ તૈયાર થાય છે ઓસાકા અને ટોકિયોમા સુતરની તેમજ કાપડની ઘણી મિલો છે. આ મિલોમા હજારો મજૂર કામ કરે છે, જેમા નાની ઉમરના છોકરાઓ અને સ્ત્રીઓની સખ્યા વધારે હોય છે સ્ત્રી મજૂરોની સખ્યા જાપાનમા પુરુષો કરતા બમણી છે એમ કહેવાય છે સુધરેલા બધા દેશોમા નાના છોકરાને મિલના કામમા રાખવાની કાયદાથીજ મના કરવામા આવી છે કારણ કે તેમની તબિયત બગડે છે અને ભણતરનુ પણ નુકસાન થાય છે તેજ પ્રમાણે અઘરા અને જોખમના કામ ઉપર સ્ત્રીઓને નીમવી નહિ એવો પણ પ્રતિબધ છે જાપાનમા હજુ પણ આ બાબતમા વિશેષ સુધારો થયો નથી સ્ત્રીઓ અને છોકરાઓને ઓછી મજૂરી આપવી પડે છે તેથી તેમને કામ ઉપર રાખવાથી જાપાનને ઘણો ફાયદો થાય છે તેમજ જાપાનમા કામના કલાક વધારે અને મજૂરીના દર ઓછા હોય છે આ બધી વાતનુ પરિણામ એવુ થયુ છે કે જાપાનને પોતાના કારખાનામા ઇતર દેશોના પ્રમાણમા ઓછા ખરચે વધારે માલ તૈયાર કરવા ફાવે છે તે એટલે સુધી કે પરદેશમા પોતાનો માલ પોતાની આગબોટો મારફતે ઓછા ખરચે પહોચાડી-જકાત ભરવા છતા પણ બીજાના માલ કરતા જાપાનને પોતાનો માલ સસ્તો વેચવો પરવડે છે અને તેના ઉપર પુષ્કળ નફો મેળવી શકાય છે જો કે હાલમા અન્ય રાષ્ટ્રોએ નાના છોકરાઓને મજૂર તરીકે

રાખવાની પ્રથા બંધ કરવા, દર વધારવા, તેમ જ કામના કલાકો ઓછા કરવા જાપાનની સાથે તકરાર ચલાવી છે અને જાપાનને પણ તેમનું કહેવું સાંભળવું પડે છે.

ટોકિઓ, નાગાસાકી, વાકામાત્સુ વગેરે શહેરોમાં લોખંડનાં અને પોલાદનાં મોટાં મોટાં કારખાનાં છે. આ કારખાનામાં મહાસાગરમાં ચાલતી પ્રચંડ પોલાદી આગબોટો અને જહાજો તૈયાર થાય છે. હાલમાં ઇંગ્લેંડ અને અમેરિકા કરતા બીજે નંબરે જાપાનનું નૌકાસૈન્ય આવે છે. તેથી આખા જગતમાં જાપાનની હાક વાગે છે. આ આરમારી જહાજો જાપાની કારખાનામાં જ તૈયાર થયા છે.

આ સિવાય અનેક જાતનાં કારખાનાં જાપાનમા છે. તો પણ હજુએ હિંદુસ્તાનની માફક જાપાનના ઘરગથ્થુ ઉદ્યોગો કારખાનાને લઇને પડી ભાંગ્યા નથી એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. જાપાનમાં ઘણાં ગામડાંમાં ચિનાઈ માટીના વાસણો તૈયાર કરવાનો ઘરગથ્થુ ધધો જોસમાં ચાલે છે. તેમ જ આપણા બજારોમા બચ્ચાઓને માટે જે જાપાની ઢીંગલીઓ અને રમકડા આપણે વેચાતાં લઇએ છીએ તે પણ જાપાની બૈરાંઓ અને ખાસ કરીને છોકરીઓ પોતપોતાને ઘેર બેઠાં તૈયાર કરે છે. આ ઉપરાત છત્રીઓ, પખા, ચિત્રવિચિત્ર કાગળના ફાનસો વગેરે ચીજો જાપાની ઘરોમાં જ તૈયાર થાય છે. જાપાનમાં ઘેર ઘેર રેશમના કીડાઓ ઉછેરાય છે અને રેશમ તૈયાર કરાય છે. ટૂંકમાં ઘરગથ્થુ ધધા અને કારખાનામાના ધધા આ બન્નેની પણ જાપાનમા આબાદી છે અને લોકો ગતદિવસ ઉદ્યોગમા ગ્ચ્યાપચ્યા રહે છે અને એ જ જાપાનની જાહોજલાલીનુ મૂળ બીજ છે.

ચાલો, હવે જાપાન છોડવાનો વખત થયો અહીના પણ આનદમાં આપણા દિવસો ગયા. જાપાની લોકોનો આનદી સ્વભાવ, શાત વૃત્તિ, ઉદ્યોગશીલતા, તથા નમ્રતા અને તેમના શિષ્ટાચાર પ્રત્યે આપણે

આદરભાવ બતાવીએ છીએ. તેમની રાજભક્તિ અને દેશભક્તિ જોઈને આપણને આનંદ થશે અને પોતાનો પછાત દેશ જગતમા આગળ લાવવા માટે તેઓએ ખંતથી જે ઉદ્યોગ કર્યો, તેમના સરદારો અને ગરાસીઆઓએ જે અપૂર્વ સ્વાર્થત્યાગ કર્યો તે જોઈને આપણે શરમથી નીચુ માથુ કર્યું. ચલો, ઢીંચણ નીચે ટેકવો, જમીનને હાથથી અડો, માથુ નીચે નમાવો અને બોલો જાપાનને "ગીયોનારા" (નમસ્કાર).

---

## સ્વાધ્યાય

૧ દાયમીઓ અને સામુરાઈ કોણ હતા ? એમણે જાપાનની ઉન્નતિ માટે શુ કર્યું ?

૨ જાપાનને જ્વાળામુખીઓનો દેશ શા માટે કહેતા હશે ? ફુજિયામા વિશે દસેક લીટીમા વર્ણન લખો

૩ જાપાનીઝ ઘરોની બાંધણી આપણા ઘરોથી જુદી શા માટે હશે તે એમના ઘરોની રચનાનું વર્ણન કરી જણાવો.

૪ કિમોનો એટલે શુ ? જાપાનીઓનો રાષ્ટ્રીય પહેરવેશ ટૂંકમા વર્ણવો

૫ જાપાની લોકોના શિષ્ટાચારના થોડાક દાખલા આપો, એમની વિનયની ભાવના વિશે તમે શો અભિપ્રાય બાંધશો ? એ શિષ્ટાચાર બાળકોને કેવી રીતે શીખવે છે ?

૬ જાપાનની પ્રજાના ઉત્સવો અને તહેવારો વિશે ટૂંકમા લખો

૭ જાપાની કુટુંબ પોતાને ત્યા આવતા મહેમાનની કેવી રીતે પરોણાગત કરે છે એનુ એક રસિક વર્ણન લખો

૮ જાપાની શિક્ષણપદ્ધતિ આપણે ત્યાની શિક્ષણપદ્ધતિ સાથે સરખાવો એમની શિક્ષણપદ્ધતિમાથી તમે કયા સુધારાઓ આપણે ત્યા દાખલ કરશો ?

૯ જાપાનની હાલની ઔદ્યોગિક પ્રગતિનુ બયાન કરો અને એના કારણો આપો

૧૦ હિંદના પરદેશી વ્યાપારમા જાપાન બીજે નબરે આવે છે તો

જાપાન આટલો નાનો દેશ હોવા છતાં એટલો બધો માલ આપણને કેવી રીતે મોકલી શકતું હશે? જાપાન સાથેના આપણા વ્યાપારની વસ્તુઓની એક યાદી કરો.

---

## ૧૧ : ડુંગરાળ પ્રદેશના સ્વિસ લોકો

છેલ્લાં કેટલાંક પ્રકરણમાં આપણે ઉષ્ણકટિબંધમાંનાં તથા તેની આસપાસ આવેલા પ્રદેશમાંના લોકોની માહિતી મેળવી. હવે આપણે સુધારણા અને ધનસંપન્નતાની બાબતમાં દુનિયામાં આગળ વધેલા યુરોપખંડના કેટલાક મુખ્ય દેશોની સફર કરીશું. યુરોપખંડ શીતકટિબંધમાં આવેલો હોવાથી ત્યાંની હવા હંમેશ ઠંડી હોય છે અને તેથી ત્યાંના માણસોને ખૂબ કામ કરવાની હોંશ હોય છે અને તે કામ કરી શકે છે પણ ખરા. છેક ઉત્તર તરફનો થોડો ભાગ છોડી દઈએ તો એસ્કિમોના પ્રદેશની માફક, કોઈપણ જાતનું કામ કરવા ન દે એવી, કડકડતી ટાઢ યુરોપખંડમાં નથી. પણ કેવળ હવાને લઈને યુરોપિયન લોકો ઉદ્યોગી અને હોશિયાર થયા છે, એમ કોઈ ન માને. હવા તો એક કારણ માત્ર છે અને તે મહત્ત્વનું કારણ છે એટલું જ માત્ર ધ્યાનમાં રાખવું જોઈએ. નહિ તો આપણા હિંદુસ્તાન દેશની હવા ગરમ તેથી નિરુદ્યોગી અને આળસુ રહેવાનો આપણો હક્ક જ છે એવી ગેરસમજૂતી કોઈ સ્વીકારી લે.

ઠંડી હવાને લઈને યુરોપિયન લોકો ભલે ઉદ્યોગી થયા હોય તો પણ બીજી દૃષ્ટિએ જોતાં પોતાના બુદ્ધિચાતુર્યથી તેઓએ પોતાના દેશોનું મૂળ સ્વરૂપ છેક બદલી નાખી પોતાની સગવડ ને સુખને માફક આવે એવું જુદું જ સ્વરૂપ પોતાના દેશોને આપ્યું છે અને એ રીતે કુદરત ઉપર—ભૂગોળ ઉપર—તેઓએ વિજય મેળવ્યો છે. જ્યાં તેઓ ખેતી કરી શકતા નહોતા ત્યાં તેઓએ ઉત્તમ પ્રકારે ખેતી કરી

છે પણ જ્યાં કુદરત તેમને ખેતી કરવા દેતી નથી ત્યાં તેઓએ ઢોરો પાળીને દૂધના ધંધા કે મોટી મોટી મિલો અને કારખાનાં ખોલીને ઘણા ઉદ્યોગો ચલાવ્યા છે

## સ્વિટ્ઝર્લૅન્ડનું સૃષ્ટિસૌંદર્ય

પરીના આપણે યુરોપખંડમાં સ્વિટ્ઝર્લૅન્ડ નામના એક નાનકડા દેશમાં જઈશું આ દેશ એટલો નાનો છે કે આપણા મુંબઈ ઇલાકાના ત્રણ જિલ્લા જેટલો જ તેનો વિસ્તાર છે આ દેશના સૃષ્ટિસૌંદર્ય વિષે ઘણી ખ્યાતિ છે આખા દેશભરમાં આલ્પ્સ નામના એક ઊંચા પર્વતની બરફથી ઢંકાયેલી હારો આમ તેમ પ્રસરેલી છે તેથી સ્વિટ્ઝર્લૅન્ડ દેશ અનેક ઊંચા પર્વતના શિખરો ખીણો અને વાટોનો એક સમૂહ જ છે એમ કહીએ તો ચાલે આલ્પ્સ પર્વતના ઘણાખરા શિખરો ઘણા ઊંચા અને નિરંતર બરફથી ઢંકાયેલા હોય છે અને તે સૂર્યપ્રકાશમાં ઘણા સુંદર દેખાય છે તેમ જ આ પર્વતના ઉચ્ચ પ્રદેશ ઉપર નાના મોટા ખીણો હોય છે અને તેમાં જુદા જુદા રંગના સુંદર ફૂલો ખીલેલાં હોય છે આ દૃશ્ય પણ ઘણું રમણીય હોય છે વળી આ ડુંગરાળ મુલકમાં નાના મોટા જોઈએ તેટલા સરોવરો હોઈ તેમાં નહાવાની ઘણી મઝા પડે છે

સ્વિટ્ઝર્લૅન્ડના આ અવર્ણનીય સૃષ્ટિસૌંદર્યને લીધે આ દેશ યુરોપ અને અમેરિકાના લોકોનું ઉનાળામાં લહેર અને વિલાસ કરવાનું એક મનગમતું સ્થાન થઈ પડ્યું છે યુરોપ–અમેરિકાના હજારો લોકો આ નાનકડા દેશમાંનું સૃષ્ટિસૌંદર્ય જોવા આલ્પ્સ પર્વતના ઊંચા ઊંચા શિખરો ઉપર મનમોજ કરવા સરોવર ઉપર ફરવા અને બરફ ઉપર રમતો રમવા દરેક ઉનાળામાં અને હાલમાં તો શિયાળામાં પણ ઊતરી આવે છે અને મોજમજાહની ખાતર પાણીની માફક પૈસા ખરચે છે

## સ્વિસ લોકોનો મુખ્ય ધંધો

સ્વિત્ઝર્લૅન્ડના લોકોને સ્વિસ કહે છે. દર વરસે પોતાના દેશમાં આવતા શોખીન અને શ્રીમંત મહેમાનોની બરદાસ્ત કરવી આ એ સ્વિસ લોકોનો એક મુખ્ય ધંધો થઈ પડ્યો છે. તેઓએ આલ્પ્સ પર્વત ઉપર આ મહેમાનોને હવા ખાવાનાં અને વિહાર કરવાનાં બધાં સ્થળે મોટી હોટેલો બાંધી છે અને તેમાં ઐશઆરામની બધી સગવડો કરી રાખી છે. ઈંતરલાકન નામનુ એક મોટું સુંદર ગામ છે તેમાં તો માત્ર હોટેલો અને દુકાનો જ છે, ખાનગી રહેવાના ઘરો ત્યાં નથી જ એમ કહીએ તો ચાલે. સ્વિત્ઝર્લૅંડમાની એવી સેંકડો હોટેલોમા હજારો શોખીન માણસો હવા ખાવાને સારૂ આવીને રહે છે અને પાણીની પેઠે પૈસા ખરચે છે. આ મુલકમા અમેરિકન મહેમાનોની ભીડ વધારે. આ સિવાય કેટલાકો નાના નાના ગામોમાના ખાનગી કુટુંબમા પૈસા આપીને શાંતિથી રહેવા આવે છે. છેક પર્વતશિખર ઉપર પણ હોટેલો છે. આ હોટેલોમા નાટકગૃહો, સિનેમાગૃહો, નૃત્યગૃહો, રમવાને માટે ચોગાનો, આમ બધી જાતની સગવડ હોય છે. પ્રવાસીઓને આલ્પ્સનાં ઊંચા અને વિકટ શિખરો ઉપર ચઢી જવામાં તકલિફ ન પડે એટલા માટે ઠેર ઠેર છેક ઉપર સુધી આગગાડી લઈ જવામાં આવી છે. ગોકળગાય ભીંત ઉપર ચઢે તેવી રીતે પર્વત ઉપર ચઢનારી આ ગાડીને માટે ત્રણ પાટા હોય છે અને ડબ્બાની બે બાજુએ બે અને વચ્ચે એક એમ ત્રણ પૈડાની હાર હોય છે. વચ્ચેના પૈડા અને વચ્ચેના પાટામાં કરવતની માફક દાંતા હોય છે ગાડી ચાલવા માટે તો પૈડાંના દાંતા પાટાના દાંતની પકડમા સપડાય છે અને તેથી ગાડી નીચે સરકી પડતી નથી.

સ્વિસ લોકોએ આગગાડીની પેઠે પગરસ્તા તૈયાર કરવામા પણ પોતાની હોશિયારી બતાવી છે ડુંગરાળ પ્રદેશમાના પગરસ્તામા પુષ્કળ ચઢાવ અને ઢાળ તો હોય જ પણ સ્વિત્ઝર્લૅંડમાના રસ્તાનો ઢાળ

હળવે હળવે તૈયાર કર્યો છે તે એવી રીતે કે સામાનથી લાદેલા ગાડા ખેચીને ઘોડાઓ સહેલાઈથી આ રસ્તા ઉપર દોડતા જાય છે આ ઉપરથી સ્વિસ એન્જિનિયરો કેટલા ચતુર છે તેની કલ્પના થઈ શકાય

આલ્પ્સ પર્વત કોતરીને પેલી તરફ ફ્રાંસ અને ઈટલિ દેશમા જવાને સારુ સ્વિસ એન્જિનિયરોએ જે લાંબી સુરંગ તૈયાર કરી છે તેના વર્ણનો વાચીને તો આ નાનકડા દેશમાના લોકો પ્રત્યે માન ઉપજે છે સીમ્પ્લોન નામની સુરંગ સાડાબાર માઈલ લાંબી છે અને તે ખોદતાં સાત વરસ લાગેલા મેંટ ગોથાર્ડ નામની બીજી એક સુરંગ દસ માઈલ લાંબી છે

## આલ્પ્સના શિખર

આલ્પ્સના શિખર ઉપર ચઢી જવુ એ સ્વિટ્ઝરલેંડમા આવતા પ્રવાસીઓનો એક મુખ્ય મનોરંજનનો પ્રકાર છે દર વરસે માઉન્ટ બ્લેંક મેટર હોર્ન યુંગફ્રાઉ વગેરે નામાંકિત ગિરિશિખરો ઉપર ચઢી જનાર મુસાફરોની ગીરદી હોય છે આ શિખરો બહુ જ ઊંચા છે યુંગફ્રાઉ (તરુણ સ્ત્રી) ૧૩૮૪૦ ફૂટ ઊંચુ છે જ્યારે માઉંટ બ્લેંક શિખર સૌથી ઊંચુ એટલે કે ૧૬૦૨૦ ફૂટ છે એ શિખર મહાબળેશ્વરથી ત્રણ ગણુ ઊંચુ છે આ શિખરનો ચઢાવ ઘણો જ વિકટ અને જોખમ ભરેલો છે તેના ઉપર બારેમાસ બરફ હોય છે એ શિખર ચઢનાર લોકોમાથી ઘણા મરી ગયા છે તો પણ યુરોપિયન લોકો સાહસપ્રિય હોવાથી કઠણ અને જોખમ ભરેલુ કાંઈ પણ કરવાની તેમને હમેશ મહત્વાકાંક્ષા હોય છે હિમાલયનુ ઊંચુ શિખર ગૌરીશંકર ચઢવા માટે તેઓ કેટલા બધા ફાંફા મારે છે ? કેટલાએ સાહસિક અંગ્રેજોના ટોળા ત્રણ વખત ગૌરીશંકર ઉપર હુમલો કરવાને માટે આવ્યા હતા એક વખતે તેમનામાથી બે ત્રણ છેક ગૌરીશંકરની પાસે જઈ પહોચ્યા હોવા છતા અકસ્માતથી મરી ગયા તો પણ બીજા

સાહસિક યુરોપિયનો ફરી પાછા આવશે અને ગૌરીશંકર ઉપર ચઢશે. આવા સાહસિક લોકોને જ જગતમાં વિજય મળે છે.

સાહસિક યુરોપિયનોની પેઠે આપણે પણ આલ્પ્સનું એકાદ શિખર ચઢી જઈએ. આલ્પ્સ ચઢવાને માટે પહેલાં બધી જાતની તૈયારી કરવી જોઈએ. આપણને વિકટ અને સાંકડા રસ્તેથી અને લીસા બરફ ઉપરથી માર્ગ શોધી કાઢવો પડશે. આપણા હંમેશના કપડાં, પગમાના બૂટ, અને હાથમાની મોટી અર્ધાંયા કામ આવે નહિ. પહેલા માથા જેટલી ઊંચી અને લોઢાની ટોચવાળી મોટી મેળવો; ભૂરા રંગનાં ચશ્મા પણ લઈ લ્યો; કારણ કે તડકાથી ચળકાટ કરતા બરફ તરફ જોશો તો આંખને ઇજા થવાની બીક રહે છે. દરેકની પાસે નાનીશી કુહાડી પણ હોવી જોઇએ. રસ્તામા દીવાલ જેવી બરફની છેક ઊભી ટેકરીઓ આપણને મળી આવશે. કુહાડીથી બરફ તોડીને ટેકરીમા પગથિયાં કરીને ઉપર ચઢીએ તો જ આગળ જવા મળશે. પગમાં ગરમ અને જાડાં મોજાં અને તેના ઉપર ઘૂંટણ સુધી ઊંચા બૂટ જોઇએ. બૂટમાં સારી પેઠે જાડા અને અણીવાળા ખીલા ઠોકવા જોઇએ. નહિ તો બરફ ઉપરથી લપસી જવાય. અરે પણ હા! આ ઉપરાત ભાથું લેવાને માટે એક થેલી જોઇશે. કારણ કે પહાડ ઉપર આપણે દોઢ બે દિવસ રહેવુ પડશે. એક દિવસમાં દસપંદર હજાર ફૂટ ચઢવુ અને ઊતરવું શક્ય નથી. બીજી એક મહત્ત્વની વસ્તુ તે એક લાબું દોરડું. અણીની વખતે આપણને તેનો ઘણો ઉપયોગ થશે

## પર્વતના ભોમિયા

બધી તૈયારી થઈ. અરે પણ ભોમિયા વિના કેમ ચાલે? આલ્પ્સ પર્વતમાંના નાના નાના રસ્તાઓ તેના ઉપર આખો જન્મ વીતાવનાર ભોમિયા વિના બીજાને જડવા મુશ્કેલ છે. સ્વિટ્ઝર્લૅંડમા ઘણા લોકો પ્રવાસીઓને પર્વતશિખર ઉપર લઈ જવાનો અને પાછા સહીસલામત નીચે લઈ આવવાનો ધંધો કરે છે. આ ભોમિયા બીકણ અને પ્રામાણિક

મુસાફરને પણ પોતાના બળથી શિખર સુધી નઈ જઈ શકે છે તોફાન થાય ધુમ્મસ ચોમેર ફેલાય ઉપરનો રસ્તો દેખાય નહિ એવી સ્થિતિમા પણ આ ભોમિયાઓ ધીરજ ખોઇ ન બેસતા આગળનો રસ્તો શોધી કાઢે છે બે પ્રવાસીએને ત્રણ ભોમિયાઓ જોઈએ

ચાલો થઈ તૈયારી હવે ચઢવા માંડો શરૂઆતનો ચઢાવ બહુ કઠણ નથી બરફ પગ તળે ચગદીને જ ઉપર ચાલવા માંડો પેલો જુઓ આગળનો ભોમિયો આગળથી શુ બતાવે છે? પેલા બારીક કાળા ટપકા શાના દેખાય છે? અરે તે ઝપડા છે એ ઝૂપડામા રાતે આ આપણો મુકામ થશે ઝપડા ખાસ પ્રવાસીઓના ઉતારા માટે આટલી ઊચાઈ ઉપર બાધ્યા છે આ વા આપણે આ ઝૂપડાની પાસ પેસો અંદર ગભરાશો નહિ આપણે માટે જ આ છે જુઓ આપણા ભોમિયાઓએ ચૂલા સળગાવી નાસ્તો ગોઠવ્યો, અને ગરમ કોફી તૈયાર કરી નાસ્તો કરીને રાતના કેટલાક કલાક આપણે ઝૂપડામા ગાળીશુ સવાર સુધી આપણાથી ઊઘાય નહિ રાત્રે બે વાગે ઉઠીને ફરી ચઢવાની શરૂઆત કરવી જોઇએ ભોમિયો ઉઠાડશે આપણને સૂઈ જાઓ

બે વાગ્યા અરે વાહ! ભોમિયાઓએ નાસ્તો તૈયાર કર્યો અને ગરમ કોફી પણ કરી આજે આપણે પુષ્કળ ચઢવાનુ છે સારી પેઠે નાસ્તો કરો ચાલો બહાર ઓહો! શો ગભીર આ દેખાવ! આકાશમા કેટલા બધા તારા! પણ શો બાપરે! શી આ ભયંકર ટાઢ! ગરમ ઓવરકોટ ન હોત તો અહીંયા રામશરણ થવાનો વારો આવત હવે આપણી સાથે અણેના દોરડાનો ઉપયોગ થશે પેલા જુઓ ભોમિયાઓ બધાની પેઠે દોરડું બાધે છે બે માણસોની વચ્ચે થોડુ અતર રાખ્યુ છે પહેલો ભોમિયો બધાની આગળ ચાલે છે એની હોશિયારી ઉપર આપણા બધાના પ્રાણનો આધાર છે જો જરીક ભૂલે કે થઈ રહ્યુ બધુ હા સાચવીને ચાલો કેવો સાકડો આ રસ્તો!

આ બાજુએ હજારો ફૂટ ઊંડી ખીણ, પેલી બાજુએ ઘણી જ ઊંચી ટેકરી વચ્ચે ફક્ત બે ત્રણ ફૂટનો રસ્તો અને પગ લપસી જાય તો? પણ ચાલો હવે આગળ

## ગિરિશિખરની ટોચ પર

અહાહા! ઉપર ટાઢ થયો. આસપાસના અસંખ્ય ગિરિશિખરો કુમળા તડકામાં કેટલા સુંદર, કેટલા ગંભીર દેખાય છે! પણ આ મઝા જોવાનો આપણને બહુ વખત નથી. હજુ ઘણું ચઢવાનું બાકી છે. અરે! આ શું વિઘ્ન આવ્યું? બે બાજુએ હજારો ફૂટ ઊંડી ખીણો અને વચ્ચે



આલ્પ્સ ચઢતા લોકો

નાનકડો પગ રસ્તો! અહીંના ચક્કર આવે તો? પણ ચાલો આગળ. આ બરફનો ઉભો ખડક જુઓ. અહીંયા રસ્તો બંધ થયો. હવે આગળ શી રીતે જઈએ? પણ જુઓ પેલો ભોમિયો શું કરે છે? કુહાડીથી તે ખડક ઉપર પગથિયાં કરવા લાગ્યો. તેણે એક ખાડો પાડ્યો, બીજો પાડ્યો, ચાલ્યો આગળ સાચવીને. દોરડું સજ્જડ હાથમાં પકડી રાખો. આગળના માણસનો તોલ ન સચવાય અને તે જો નીચે આવે તો તે

અને આપણે બધા આમટા જ ગબડી પડીશુ શાબાશ ખડમ્ની રાચે તો આવી પહોચ્યા!

## આલ્પસની હિમનદીઓ

આ હિમનદી કહેવાય, અમ ત્યા કે ? એવી એક હજાર હિમનદીઓ આલ્પ્સ પર્વતમા છે એમાની કેટલી નો વિસ્તાર તો દસપદર માઈલ સુધી છે હિમનદી એટલે બરફની નદી પણ તે બરફની નદી પાણીની પેઠે વહેતી નથી પર્વતના ઢાળ ઉપર બરફ પડીને તેના



હિમનદી

મોટા ડુગરો થાય છે છતા તેના ઉપર પણ બરફ પડયા જ કરે છે હવે પોતાના વધતા વજનથી આ બરફના ડુગરો ગતિ મળે છે અને તે ખુબ ધીમે ધીમે પર્વત ઉપરથી નીચે સરકવા માંડે છે એ જ હિમનદી અને ધીમે ધીમે સરકવુ એ જ એના પ્રવાહની ગતિ આ હિમનદીઓ ચોવીસ કલાકમા બહુબહુ તો એક બે ફૂટ આગળ સરકે છે હિમનદીનો નીચેનો ભાગ ઘસારાથી ઓગળીને તેનું પાણી થાય છે અને તે હિમનદીની વચમાથી નીચે ખળખળ

કરતું વહે છે. હિમનદી નીચે સરકતી જાય છે તે વખતે તેની હેઠળના પ્રદેશના ખાડાટેકરાને લીધે તેના બે ભાગલા થાય છે અને તેમાં મોટી તડો પડે છે. આ તડો સેંકડો ફૂટ ઊંડી હોય છે. હિમનદી ઉપર બરફ પડવાથી કેટલીક વખતે આ તડો ઉપર બરફના થર બાઝે છે, જેથી આ તડો દેખાતી નથી. હિમનદીની આવી બરફ બાઝેલી તડો ઉપરથી જતી વખતે જો ભૂલથી તડમાંજ પગ પડે તો સેંકડો ફૂટ ઊંડે જીવતી સમાધિ મળે છે. અને એટલા માટે જ માહિતગાર ભોમિયાની જરૂર હોય છે.

ઠીક, હવે આ સામેની હિમનદી ઉપરથી સાચવીને ચાલો. કેટલેક ઠેકાણે બરફ પથ્થર જેવો કઠણ અને લીસો છે, તો કેટલેક ઠેકાણે તેના રેતી જેવા ઢગલા છે. આ જુઓ હિમનદીની ભયંકર તડ. અંદર જોવાય નહિ એટલી ઊંડી છે ને ? તેના ઉપર આ બરફનો જ પૂલ છે. પેલો ભોમિયો આગળ ચાલવા માંડ્યો. તે બહુ જ ધીમેથી પૂલ ઉપર ચાલે છે. જો ભૂલેચૂકે કોઈ પ્રવાસી આ તડમાં પડે તો તે બાંધેલા દોરડાને લઈને એમ ને એમ અદ્ધર લટકતો રહે છે અને તેના મિત્રો અને ભોમિયા તેને ઉપર ખેંચી લે છે.

### બરફના તોફાનમાં

પેલો ભોમિયો એટલી ચિંતામાં કેમ પડી ગયો ? રસ્તો તો હવે સારો છે. શું કહે છે તે ? બરફનું તોફાન થશે ? જુઓ આવ્યું બરફનું તોફાન. ધુમ્મસ ફેલાયું છે; અંધારું થઈ ગયું, ઠંડો પવન જોરથી વાવા માંડ્યો. બરફના ઝીણા કણો પવનની સાથે ધૂળની પેઠે આમતેમ હવામાં ફેલાયા. આપણી આસપાસ વીજળીના ચમકારા થવા મંડ્યા. પણ તે ભોમિયો કંઈ અટકતો નથી. એવા અંધારામાં પણ આગળ ચાલ્યો જ જાય છે. કમાલ કરી તેણે ! હવે તોફાન શમ્યું. સૂર્ય દેખાવા મંડ્યો. ચાલો, થોડો નાસ્તો લઈએ એટલે જરીક જોમ આવે. પણ આ શું ? ચક્કર આવવા મંડ્યાં ? કશું ખવાતું નથી ? તમારા શબ્દો મારાથી સંભળાતા નથી, મારા શબ્દો તમારાથી સંભળાતા નહિ હોય.

આ શુ થયુ વારુ? હા સમજી ગયો હવે આપણે દસબાર હજાર ફૂટ ઊંચાઈ ઉપર આવ્યા અહીંયાની હવા બહુ જ પાતળી છે તેથી શ્વાસ લેવામા મુશ્કેલી પડે છે અને બોલેલુ પણ સંભળાતુ નથી ચાલો, હવે થોડીજ મજલ રહી છે અરે વાહ! પેલો આગળનો બોમિયો આનંદમા નાચતા ગાતા મલકી શા કહો છો? પહોંચ્યા શિખર સુધી? ભલે શાબાશ! હાથમાનુ નિશાન મારો હવે બહાર શિખર ઉપર ફરકાવો પણે નીચે જુઓ બહુ જ ઊંડે પેલી હોટેલમાની બારીમાથી દુરબિન દ્વારા આપણા મિત્રો શિખર તરફ એકીટસે જોઈ રહ્યા છે તેઓએ બંદુકના બાર કર્યા તેઓએ આપણુ નિશાન ચોક્કસ જોયુ હા હવે અગ્ધો કલાક આરામ કરો જોતજોતામા આપણે ઝુંપડામા પહોંચીશુ ત્યા નાસ્તા ઉપર ઝાપટ મારીશુ આખી રાત ખૂબ ઊંઘી લઈશુ અને સવારે બાકીનો ઢાળ ઊતરીશુ

## બરફ ઉપરની રમતો—સ્કેટીંગ

હોટીના પ્રવાસીઓ સ્વિટ્ઝર્લેંડમા બરફમા ઘણી રમતો રમે છે મુખ્ય રમત સ્કેટીંગની લોકો બૂટ નીચે 'સ્કેટ' નામની લોખંડની પાવડીઓ બાંધીને બરફ ઉપર ઊભા રહે છે અને લીસા બરફ ઉપરથી નીચે સરકતા જાય છે એમા સમતોલપણુ સાચવવામા ખરુ કૌશલ્ય હોય છે છોકરાઓ પણ બરફ ઉપરથી બહુ જ ઝડપથી સરકતા જાય છે એટલુ જ નહિ પણ બરફ ઉપર સરકતા સરકતા આકૃતિઓ દોરે છે કેટલાક અંગ્રેજી આંકડા (8) ની આકૃતિની પેઠે ફરે છે કેટલાક ગોળ ફરે છે કેટલાક હાથમા હાથ ઝાલીને પૂર જોરથી સરકે છે સ્વિટ્ઝર્લેંડની તમામ મોટી હોટેલોની પડખે સ્કેટીંગને માટે એક બરફનુ મેદાન (અંગ્રેજીમા એને 'રીંક' કહે છે) બનાવેલુ રાખેલ હોય છે

## ટોબોગનની મઝા

પ્રવાસીઓની ખાસ શોખની રમત તે ટોબોગન કારણ કે સ્કેટીંગ તો શિયાળામા આખા યુરોપમા ગમે ત્યા કરી શકાય છે ટોબોગન

એટલે લાકડાની પૈડાં વગરની નાનકડી સરકતી ગાડી. એસ્કિમોની ગાડી જેવો જ તેનો આકાર હોય છે. આ ગાડીમાં એક કે એકથી વધારે માણસો બેસે છે. ડુંગરના ઢાળ ઉપર બરફ પડે ને તે પૂરેપૂરો લીસો થાય ત્યારે ઉપરથી ટોબોગન છૂટે છે અને ખૂબ ઝડપથી ટેકરીની તળેટીએ આવે છે. ઢાળ માફક હોય તો ટોબોગન ધીમે ધીમે સરકતી નીચે આવે છે અને તેમાં વિશેષ જોખમ પણ હોતું નથી. પણ ટોબોગનિંગના જે સાચા શોખીન છે તેમને એમ ધીમે ધીમે સરકતાં નીચે આવવામાં મઝા પડતી નથી. તે ઊંચા ડુંગર ઉપર ટોબોગન લઈ જાય છે અને ત્યાં તેમા બેસી તેને નીચે જોરથી ધકેલે છે. ઢાળ સીધો હોય છે અને તેમાં વચ્ચે વચ્ચે ઘણા વાંક આવે છે. હોંશીલા તરુણો પવનના વેગથી નીચે આવતી ટોબોગનને સુકાનની સહાયથી આ બધા વાંકમાંથી બિનચૂક વાળીને બહુ જ થોડા વખતમાં નીચે આવે છે. સેંટ મેરિઝ પાસે ક્રેસ્ટા નામનો એક હજાર વારનો ઢાળ ટોબોગનિંગને માટે પ્રસિદ્ધ છે. આ ઢાળ ઉપર દર શિયાળામાં ટોબોગનીંગની શરત થાય છે ત્યારે આ રમતનું ઉત્કૃષ્ટ કૌશલ્ય નજરે પડે છે. આ એક હજાર વારનો ઢાળ ઠેક સીધો છે અને ઠેરઠેર તેમાં બહુ જ વાંક આવે છે તો પણ ખેલાડીઓ એક મિનિટની અંદર જ આ ભયંકર ઢાળ સહીસલામત નીચે ઊતરી આવે છે. શરતની વખતે પોતાના શરીરથી પવનમાં રોકાણ થઈને ગતિ ઓછી ન થાય એટલા માટે ખેલાડીઓ ટોબોગનમાં સૂઈ જાય છે અને પગથી સુકાન ચલાવી વાંકેચૂંકે રસ્તે વાંક લઈને ગાડી નીચે લાવે છે. પણ હંમેશની રમતોમાં ટોબોગનને કોઈ એટલો ભયંકર વેગ આપતું નથી, અથવા એવા ભયંકર ઢાળ ઉપરથી તેને કોઈ આણતું નથી. ટોબોગન રમનાર લોકો મોટે રજ્જુથી ચડીને ડુંગર ઉપર જાય છે અને ત્યાંથી ટોબોગન છોડે છે. આખા રસ્તામાં ઢીંચણ સુધી બરફનો થર બાઝેલો હોય છે. એવા રસ્તા ઉપરથી કેટલાયે માઇલ ટોબોગન સરકતી સરકતી નીચે

આવે છે કયાક વધારે ઢાળ હોય તો ટાબોગનનો વેગ વધી જાય છે અને ઢાળ બહુ ઓછો હોય તો તે ધીમે ધીમે સરકે છે ટાબોગન નીચે આવતા કોઈક વખત ડુંગર ઉપરથી શુદ્ધ ખુલી હવા શરીરને સ્પર્શ કરે છે, તો કોઈક વખત રસ્તાની બે બાજુએ આવેલા દેવદારોની હારમાંથી ઝાંખા પ્રકાશમાં તે નીચે આવે છે.

## શીઈંગની રમત

શિયાળાની ત્રીજી રમત તે શીઈંગ (Skiing) સ્કી (Ski) એ સાતથી નવ ફૂટ લબાઈની પગના તળિયા જેટલી પહોળી અને લીસી લાકડાની પટ્ટીઓ હોય છે. આ પટ્ટીઓ સ્કેટની પેઠે બૂટની હેઠળ બાંધે છે અને પછી લોકો બરફ ઉપરથી સરકે છે બહુ જ કામેલ માલુમ હોય તો પગમાં સ્કી (Ski) બાંધીને કલાકના ચાળીસ માઈલના વેગથી તે બરફ ઉપરથી ચાલે છે. આ કુશળ લોકો સરકતી વખતે પર્વતના ખડક ઉપરથી દસબાર ફૂટ નીચે કૂદકો મારીને વેગથી ચાલે છે હાલમાં સ્વિટ્ઝર્લૅન્ડમાં સ્કી (Ski) બાંધીને બરફ ઉપરથી ચાલવાની રમત સર્વસામાન્ય થતી જાય છે. ત્યાં નિશાળે જતા નાના છોકરાઓ પણ પગમાં સ્કી (Ski) બાંધીને ત્રણ ચારપાંચ માઈલ બરફ ઉપરથી ચાલીને નિશાળે જાય છે

## સ્વિસ ખેડૂત અને ખેતી

સ્વિટ્ઝર્લૅન્ડ ડુંગરાળ હોવાથી જેટલુ સુદર થયુ છે તેટલુ જ ખેતીની બાબતમાં ડુંગરાળપણાને લીધે ઉતરતુ થયુ છે ત્યાં તમે જ્યાં જુઓ ત્યાં ડુંગર, હિમનદીઓ, સરોવરો, ધરો અને નાની નાની ખીણો જોવા મળશે સપાટ જમીન બહુ મળે જ નહિ આથી વાવેતરને લાયક જમીન ત્યાં બહુ જ થોડી છે પોતાના નાના દેશમાંથી માત્ર ⅓ જમીન સ્વિસ લોકો ખેડી શકે છે અને ખેડેલી જમીનમાં પણ અનાજની પેદાશ થાય એવી જમીન બહુ જ થોડી છે તેથી તે લોકોને પોતાના નિર્વાહને માટે પરદેશમાંથી અનાજ વેચાતુ લાવવુ પડે છે.

સ્વિત્ઝર્લૅંડ કોંકણની માફક ડુંગરાળ હોવાથી ત્યાંનાં ખેતરો કેવાં હોતાં હશે તેની કલ્પના સહેલાઇથી કરી શકાય. જમીન સપાટ ન હોવાથી ત્યાં મોટાં ખેતરો નથી. કેટલાક ખેડૂતના ખેતરો તો ઘરની ઓરડી કરતા પણ નાના હોય છે. કોંકણના ખેડૂતની માફક સ્વિસ ખેડૂતને કુદરતે મહેનતુ બના યો છે. ડુંગરની બાજુએ, ડુંગરને માથે, ડુંગરની તળેટીએ જ્યાં જ્યાં બને ત્યાં સ્વિસ ખેડૂત પોતાનું ખેતર તૈયાર કરે છે. ખીણમાં બધાને જ ખેતરો ક્યાંથી મળે? ખીણની જમીન મર્યાદિત છે અને લોકસંખ્યા વધતી જાય છે તેથી હિમ્મતવાળા અને મહેનતુ સ્વિસ ખેડૂતો ઊંચા ડુંગરની બાજુ ઉપર જાય છે અને ત્યાં કોદાળાથી થોડીઘણી જમીન સપાટ કરે છે. પછી તળેટીમાંથી માટી ટોપલામાં લઈ જઈ ઉપર નાખી દે છે અને એવી રીતે પોતાનું ખેતર તૈયાર કરે છે વરસાદમાં ડુંગર ઉપરથી પાણીના મોટા વહેળા વહે છે તેની સાથે આટલી મહેનતથી આણેલી માટી વહી ન જાય તે માટે ડુંગર ઉપરના દરેક ખેતરને ત્યાંના ખેડૂતો મજબૂત બંધોથી બાંધે છે.

## હિમરેષા

આલ્પ્સ પર્વતની ઊંચાઇના પ્રમાણમાં તેનાં ત્રણ ભાગ પાડી શકાય છે. બધા કરતા ઊંચો ભાગ એ કે જે હમેશ બરફથી ઢંકાએલો હોય છે. એના ઉપર ઘાસ અથવા અનાજ કંઈ પણ હોતુ નથી. શિયાળામાં ઘણુ કરીને આખા પર્વત ઉપર બરફ પડે છે અને તેના થર ઉપર થર બાઝે છે. પણ જેમ જેમ ઉનાળો થતો જાય છે તેમ તેમ પર્વતની નીચેના ભાગનો બરફ ઓગળતો જાય છે એમ થતાં પર્વતની એક વિશિષ્ટ ઊંચાઇથી નીચેના ભાગનો બરફ ઓગળીને જમીન ઉઘાડી થાય છે. જે રેષાથી ઉપર હમેશ બરફનુ રાજ્ય હોય છે તે હિમરેષા કહેવાય છે.

હિમરેષાની નીચેના પર્વતની બાજુ ઉપર ખીણ હોય છે. એના ઉપર

ઠંડું, કુમળું અને રસિક? એવું ઘાસ ઊગે છે અને તે ઢોરોને બહુ ભાવે છે આ ઘાસમા એટલું સત્વ છે કે બીડમા ચરનારી ગાયો એકદમ મીઠું અને જાડું દૂધ આપે છે આ બીડનો ઉપયોગ ઢોરોને



સ્વિસ ગાયો—એને ગળે ઘટ રા માટે છે?

ચારવા માટે કરવામા આવે છે આ ડુંગરાળ સપાટી ઉપરના બીડ 'આલ્પ્સ' કહેવાય છે અને આ 'આલ્પ્સ' નામના બીડો પર્વત ઉપર છે એટલે એ પર્વતનું નામ 'આલ્પ્સ' એમ પડ્યું છે

બીજો નીચાણવાળો ડુંગરી પ્રદેશ જે છે તેના ઉપર દેવદાર વગેરે ઝાડનાં જંગલો હોય છે સ્વિસ લોકો આ જંગલના લાકડાનો ઉપયોગ ઘર બાંધવાના અને બળતણ તરીકે વાપરવાના કામમા કરે છે ડુંગરની તળેટીએ આવેલી ખીણની જમીનમા સ્વિસ ખેડૂત દ્રાક્ષના ખેતર તૈયાર કરે છે અને ફળ અને શાકનું વાવેતર કરે છે ડુંગર ઉપર ખોદીને માટીથી બંધ બાંધી જે ખેતરો તૈયાર કરવામા આવે છે તેમા ઓટ, રાઈ અને જવ થાય છે. કારણ કે તે સખત ઠંડી માફક આવે છે પેટ ભરવા પૂરતી પણ

ખેતી થતી નથી એટલે નિરાશ થઇ સ્વિસ લોકો કપાળે હાથ દઇને અર્ધભૂખ્યા પેટે શાન્તિથી બેસી રહેતા નથી, પણ તેઓ પૈસાદાર અને સુખી છે. તેમના દેશમાં ભિખારી ભીખ માગતા દેખાશે નહિ, એનું કારણ એમની બુધ્ધિ અને મહેનત છે. પર્વત ઉપરના બીડમાં સુગંધિત અને કુમળું ઘાસ જોઇને તેમણે દૂધ વેચવાનો ધંધો કરવાનું નક્કી કર્યું, અને તે તેમાં હોશિયાર થયા. આખી દુનિયામાં 'કાન્ડેન્સ્ડ સ્વિસ મિલ્ક'– એટલે 'સ્વિસ લોકોએ ઠારેલા દૂધનો' ખૂબ ખપ હોય છે. તે જ પ્રમાણે તેમના માખણની ને દૂધમાંથી જ બનાવેલા ચીઝ નામના એક પદાર્થની ભારે માગણી હોય છે.

## સ્વિસ ગોવાળીઆનું જીવન

સ્વિસ ગોવાળીઆઓનાં ઘરો બે ઠેકાણે હોય છે. એક ડુંગરની તળેટીએ નીચેના પ્રદેશમાં હંમેશને માટેનું, અને બીજું ડુંગર ઉપર બીડમાં રહેવાને સારૂ કામચલાઉ ઘર. એને 'શાલે' (Chalet) કહે છે. આપણે ત્યાં પણ ગામડામાં હંમેશનું ઘર અને ખેતરોમાં પાકની વખતે રહેવાને માટે બાંધેલું ઝૂંપડું એવાં ખેડૂતોનાં બે ઘરો હોય છે. સ્વિસ ગોવાળીઆઓ તેમની ગાયો અને બકરીઓ લઈ શિયાળામાં નીચેના પ્રદેશમાં રહેવા આવે છે. આ વખતે ડુંગર ઉપર જઇ શકાતું નથી. વળી શિયાળામાં પર્વત ઉપર બરફ વગર બીજું મળે પણ શું?

શિયાળો પૂરો થાય, પર્વત ઉપરનો બરફ ઓગળીને હિમરેખા સુધીનો ભાગ ઉઘાડો પડે એટલે ઢોરો લઇને ઉપર જવાનો દિવસ આવે છે. આ દિવસ સ્વિસ ગોવાળીઆઓને અને તેમના ઢોરોને તહેવાર જેવો લાગે છે. ઢોરો તો તે દિવસે આનંદથી નાચે કૂદે છે. કારણ કે ચાર ૭ માસ સુધી વાડાની ચાર દીવાલોની અંદર જ તેમને દિવસો ગાળવા પડે છે અને ઉનાળામાં સંઘરી રાખેલા ઘાસ ઉપર દિવસો કાઢવા પડે છે. એ દિવસે લોકો મળસ્કે ઊઠે છે અને સરસ કપડાં પહેરીને ડુંગર ઉપર જવાને માટે તૈયાર થાય છે. તે ઢોરોના ગળામાં

ઘૂઘરીઓ બાંધે છે અને તેમનાં શીંગડામાં સુંદર ફૂલોનું ગૂંથણ કરે છે. પછી એક મોટો ઘંટ વાગે છે આ ઘંટ વાગવાની સાથે જ ગામમના ઢોર ભેગાં થાય છે અને ઘંટ વગાડનારની પાછળ ચાલવા માંડે છે કોઈ ગાય માંદી હોય અને વાડામાં બાંધી રાખી હોય તો તેના ઉપર તે દિવસે નજર રાખવી પડે છે કારણ કે તે પોતાનો ગાળિયો તોડી ક્યારે ડુંગર ઉપર ચડી જાય અને બીડમાં પહોંચી પોતાની બીજી બેનોની સાથે ક્યારે ભેગી થઈ જાય તે કહેવાય નહિ

બધા જ લોકો કંઈ નીચેનું ઘર છોડી ડુંગર ઉપરના બીડ ઉપર આખો ઉનાળો રહેવા સારુ જતા નથી કેટલાક જ ઢોરો લઈને ઉપર જાય છે તો બાકીના નીચેના પ્રદેશમાં રહી શાકભાજી ફળફળાદિ રાઈ ઓટ કે જવનું વાવેતર કરે છે નીચેના પ્રદેશમાં બાકી રહેલા લોકોનો બીજો મહત્ત્વનો ધંધો તે આવતા શિયાળા સારુ ઘાસ સંઘરી રાખવું તે તેને માટે તે રાતદિવસ મહેનત લે છે ને ઘાસનું તણખલું સરખું પણ તે ફોગટ જવા દેતા નથી જ્યાં ઘાસ ઊગેલું દેખાય ત્યાંથી તે કાપી લાવે છે ડુંગરના ઊંચા શિખરો કે જ્યાં બકરીઓ પણ જવાને માટે હિંમત કરે નહિ ત્યાં થોડા ઘાસ માટે જવા સારુ સ્વિસ લોકો પાછી પાની કરતા નથી

બીડ ઉપરના લોકોનો ઉદ્યોગ ઉપરના ભાગમાં આખા ઉનાળામાં ચાલુ જ રહે છે બીડ બહુ ઊંચાણ ઉપર હોવાથી તે લોકોથી દરરોજ નીચે આવી શકાતું નથી તેથી તે ઉપર જ રહે છે તેમની પાસે જે સેંકડો ગાયો હોય છે તેમને તેઓ રોજ દોહે છે અને દૂધનું માખણ અને ચીઝ બનાવે છે આ માખણ અને ચીઝ તેઓ અવારનવાર નીચે મોકલે છે

ગાયોને માટે અને બકરાંઘેટાંને માટે બીડોના જુદા જુદા ભાગ રાખી મૂકેલા હોય છે ગાયોને માટે ચરવામાં બહુ કઠણ ન હોય એવો ભાગ હોય છે કઠણ ચઢાણના ભાગમાં બકરાંઘેટાં ચરે છે આખો દિવસ ઢોરો મનમાની રીતે ચરે છે એક એક ગોવાળીઆના કબજામાં

સહજે હજાર ઉપર બકરાં ઘેટાં તેમ જ ગાયો હોય છે અને તેને તેમની પાછળ આખો દિવસ રખડવું પડે છે. સાંજ થાય એટલે તે જોરથી બણગું ફૂંકે છે તે સાંભળીને દૂર સુધી ગયેલાં અને આમતેમ ચરતાં ફરતાં ઢોરો ઉતાવળથી દોડતાં આવે છે. આ બણગું લાકડાનું બનેલું અને ૭ સાત ફૂટ લાંબું હોય છે. બણગું જોરથી ફૂંકીએ તો તેનો અવાજ ચોમેર ગાજી ઊઠે છે અને ખીણમાંથી તેનો પડઘો સંભળાય છે.

## ખેડૂતોનાં ઘરો અને 'શાલે'



સ્વિસ લોકોનું 'શાલે' નામનું ઘર અને કૂતરાગાડી

સ્વિસ ખેડૂતોનાં નીચેનાં ઘરો બહુ જ મજબૂત હોય છે. નાજુક અને કેવળ શોભા પૂરતાં એવાં ઘરો બાંધવાથી કેમ ચાલે? કારણ કે મુશળધાર વરસાદ પડે ને ડુંગર ઉપરથી બરફના ખડકો તૂટીને નીચે અથડાતા આવે એવી સ્થિતિમા જાપાનનાં જેવાં કાગળના ઘરો બાંધે તો પવન આવતા ઉપર ઊડી જ જાય. સ્વિસ ઘરોનો પહેલો માળ પથ્થરનો હોય છે તેના આગળના ભાગમાં અનાજના કોઠાર અને ખેતીના ઓજારો હોય છે, તે પાછળના ભાગમા ઢોરો બાંધે છે. ઘરનો ઉપરનો માળ લાકડાનો હોય છે.

આ લાકડા પાસેના ડુંગર ઉપરના દેવદાર ઝાડોના હોય છે. સ્વિસ લોકો ઉપરના માળ ઉપર જ રહે છે આ ખડમા પાચ છ ઓરડીઓ હોય છે. મોટી ઓરડીમા બધા સાથે જમે છે અને સાન્જે ભેગા થઈ વાતો કરે છે એક ઓરડી બહુ જ સારી રીતે શણગારેલી હોય છે. એ દરરોજ વપરાતી નથી, ફક્ત તહેવારને દિવસે અથવા કોઇ મહેમાન આવે તો તેનો ઉપયોગ થાય છે ઘરનું છાપરુ ઢાળવાળુ હોઈ, દેવદારના લાકડાનું હોય છે તોફાનમા ઊડી ન જાય એટના માટે આ છાપરા ઉપર મોટા મોટા પથ્થર મૂકેલા હોય છે ઘરના ઉપરની માળની આસપાસ છજુ હોય છે ઘરમાની ખુરશીઓ, ટેબલો, વગેરે લાકડાનો સામાન મજબૂત હોય છે અને તે ઘણેભાગે ઘરમા જ તૈયાર કરેલો હોય છે,

બીડમાના 'શાલે' બહુ જ સાદા હોય છે આ ઝૂપડા લાકડાના મોટા મોટા ઠૂઠા એકબીજા ઉપર મૂકીને તૈયાર કરેલા છે ઉપરનુ છાપરુ નાના પાટિયાનુ હોય છે અને તેના ઉપર મોટા મોટા પથ્થરો હોય છે પાટિયાનો જ ખાટલો, તેના ઉપર ગરમી મેળવવા માટે પાથરેલુ સૂકુ ઘાસ, ઘાસ ખૂચે નહિ એટલા માટે તેના ઉપર એકાદ ફાટેલા બનુસનો ટુકડો, એક બાજુએ ચૂલો, અને બગતણુનો ઢગલો, બારણાની પાસે બરફ કચરવાથી ભીના થયેલા બૂટ ને કપડા સુકવવાને માટે ખીલા, કેટલીક ચીજો મૂકવાને માટે જડેલા એક બે પાટિયા. એવો આ ઝૂપડાનો સસાર હોય છે ગાયોના વાડા પણ એવા જ સાદા અને લાકડાના હોય છે ગાયોને ગાળિયાથી બાધી રાખતા નથી. ઢોરો અદર પૂરીને બારણુ બધ કરીએ એટલે થયુ! વાડાની એક ભીંતમા બહારની બાજુએ પાટિયા મારીને છાણુને માટે જગા કરે છે. સવારે દૂધ દોહ્યા પછી બે ત્રણ ફૂટ ઊચા અને પીઠ ઉપર લઈ શકાય એટના માટે ખાસ સપાટ કરેલા પીપમા તેને ભરીને મોટા છોકરાઓ ને માણસો પાસેના ગામડામા અથવા શહેરોમા કે હોટેલોમાં વેચવાને માટે લઈ જાય છે, અથવા તેનુ માખણુ અને ચીઝ તૈયાર કરે છે.

## તેમના પૌષ્ટિક ખોરાક

સ્વિસ લોકો બહુ માંસ ખાતા નથી. રવિવારે બપોરે અવારનવાર માંસના પદાર્થો તૈયાર કરે છે. તેમના ખોરાકમાં દૂધ, માખણ, ચીઝ, મલાઈ અને ભાખરી એટલા પદાર્થો ઘણે ભાગે આવે છે. છોકરાઓ સવારે માખણની સાથે રોટલો ખાય છે અને કોફીમાં અગર દૂધમાં બોળો કરેલો મલાઈનો લોટ પીને નિશાળે જાય છે. બપોરે રોટલો, બાફેલા બટાટા, જારા અને ઓસામણ (એમાં કોઈક વખત માસ હોય કે ન પણ હોય) આટલા પદાર્થો હોય છે. રાતે સવારના નાસ્તાની માફક જ જમવાની યોજના હોય છે. આ પ્રમાણે દૂધ, માખણ ખાવાથી અને ખુલ્લી હવામા મહેનત કરવાથી તેઓ દેખાવડા અને મજબૂત બને છે. સ્વિસ ખેડૂત ઘરમાજ કાપડ તૈયાર કરે છે. ઘરમાની જમવાની મોટી ઓરડીના એક ખૂણામાં હાથશાળ હોય છે. તેના ઉપર પોતાના ઘરની બકરીના ઊનનાં કપડા ઘરમાના બૈરાઓ અને છોકરીઓ વણે છે. ઘરના વાડામાં શાક તૈયાર થાય છે. આસપાસ ફૂલઝાડો, દ્રાક્ષના વેલાઓ વગેરે ફેલાયેલા હોય છે. આ વાડામાંથી તેમને ખાવાને માટે તાજું શાક અને ફળો મળે છે. દ્રાક્ષનો અસલ દેશી દારૂ પણ ઘરમાં જ તૈયાર કરી શકાય છે. ટૂંકમા કોફી, મીઠું અને ઘઉં વગેરે કેટલાક પદાર્થો બાદ કરીએ તો સ્વિસ ખેડૂતને અને ગોવાળીઆને ઘરની બહાર કંઇ પણ વેચાતુ લેવાને માટે જવુ પડતુ નથી.

## બીજા ઉદ્યોગધંધા

ઢોરો રાખીને દહીંદૂધ વેચવુ આ એક જ કંઇ સ્વિસ લોકોનો ધંધો નથી. આ ધંધો તો માત્ર ઉનાળા પૂરતો હોય છે શિયાળામાં નીચે પોતાને ઘેર આવ્યા પછી સ્વિસ લોકોને અને તેમના બૈરાઓને ખૂબ ફુરસદ મળે છે આવે વખતે ચોરામા બેસીને આપણા અહીંના ખેડૂતોની માફક ગપ્પા મારતા તેઓ આળસમા દિવસ વીતાવતા નથી.

તેઓ ઘણા ઘરગથ્થુ ધંધા કરે છે. લાકડાનું કોતરકામ કરવાની બાબતમાં સ્વિસ લોકોની ઘણી પ્રસિધ્ધિ છે. બપોરે ઘેરબેઠાં સ્ત્રીપુરુષો કોતરકામવાળી ખુરશીઓ, ટેબલો, કોચ, સોટી, છત્રી મૂકવાને માટે ખીંટીઓ વગેરે વસ્તુઓ તૈયાર કરે છે. યુરોપ, અમેરિકા અને જાપાનમાં આ વસ્તુઓને માટે ઘણી માગણી હોય છે. ઉનાળામાં હવા ખાવાને માટે આવેલા મુસાફરો મોંમાગી કિંમત આપીને આ લાકડાની વસ્તુઓ ખરીદે છે. ઘરનું કામ કરી પરવાર્યા પછી બપોરના આરામના વખતમાં સ્વિસ સ્ત્રીઓ સુંદર જાળીના લેસીસ અને રીબન વણતી હોય છે.

## ઘડિયાળોની જન્મભૂમિ

સ્વિસ ઘડિયાળો તો બહુ જ પ્રસિધ્ધ છે. આખી દુનિયામાં તેની માંગ હોય છે. જીનિવા સરોવરની આસપાસના પ્રદેશમાં દરેક જણ કાંડાનાં નાનાં ઘડિયાળ અને દીવાલ ઉપર લગાડવાનાં મોટાં ઘડિયાળ તૈયાર કરવામાં મશગૂલ હોય છે. સ્વિસ લોકોએ ઉદ્યોગધંધા પોતપોતામાં વહેંચી લીધેલા હોય છે કે શું એવું ત્રાહિત માણસને લાગે છે. દરેક શહેરનો કંઇક વિશિષ્ટ ધંધો હોય છે. એક શહેરમાં લાકડાંનું કોતરકામ ચાલતું હોય છે તો બીજામાં ચામડાની વસ્તુઓ તૈયાર કરાય છે. ત્રીજામાં વળી જુદી જુદી ધાતુના પદાર્થો તૈયાર થયા કરે એવી જ ગોઠવણ હોય છે.

સ્વિત્ઝર્લૅંડમાં મિલો અને જુદાં જુદાં કારખાનાં ઘણાં છે. આલ્પ્સ પર્વત પરથી નીચે વહેતા અસંખ્ય જળપ્રવાહોની શક્તિનો સ્વિસ લોકોએ કારખાનામાં જોઇતી વીજળી પેદા કરવામાં ઉપયોગ કર્યો છે. આ વીજળીની મદદથી સુતરની તેમ જ રેશમી કાપડની મિલો, સંચા તૈયાર કરવાનાં કારખાનાં, લેસ અને ભરતકામ વગેરે યંત્રની સહાયથી કરવાનાં સેંકડો કારખાનાં સ્વિત્ઝર્લૅંડમાં ચાલે છે. આ

કારખાનામાં એટનો બધો માન પેદા થાય છે કે મિસ્ત્રને દરનો દર વરસે નિકાશનો વેપાર આશરે કરોડ પૌંડ ઉપર છે

આટલા ઉદ્યોગધંધા છે તો પણ વધતી જતી લોકસંખ્યાને માટે આ નાનાશા દેશમાં ગુજરાનને માટે જેટલી જોઇએ એટલી જગા મળતી નથી તેથી ઘણા સૈકાથી હજારો સ્વિસ લોકો પરદેશમાં પેટ ભરવાને સારુ જાય છે આ લોકો શરીરે મજબૂત અને વફાદાર હોવાથી અસલના વખતમાં યુરોપના રાજા લોકો પોતાનું સંરક્ષણ કરવા માટે સ્વિસ સિપાઈઓની સંરક્ષક ટુકડીઓ રાખતા અને આ સિપાઈઓ પ્રાણ આપીને પણ માલિકનું રક્ષણ કરતા હાલમાં પરદેશમાંના ભાડૂતી માણસો લશ્કરમાં રાખવાની પ્રથા બંધ થઈ છે, તેથી રસોઇઆ, પીરસણીઆ કે એવી જ બીજી નોકરી લઇને ઘણા સ્વિસ લોકો શિયાળાની મોસમ પરદેશમાં ગાળે છે અને ઉનાળો શરૂ થતાં જ પોતાની માતૃભૂમિ તરફ પાછા ફરે છે આપણે ત્યાં કોંકણના લોકો પણ આમ જ કરે છે ખેતી થોડી અને માણસો ઘણા હોવાથી બે લાખ ઉપરાંત કોંકણીઓ મુંબઇમાં આવીને મિલો વગેરેમાં મજૂરી કરે છે કેટલાક જણ બારેમાસ મુંબઇમાં રહે છે પણ ઘણાખરા ખેતીની મોસમમાં પાછા કોંકણમાં જઇને ડાંગરની ખેતી કરે છે.

## સ્વાતંત્ર્ય પ્રેમ

ડુંગરમાં ઘરો કરીને રહેનાર અને ડુંગર ઉપરની ખુલ્લી હવા ખાનાર લોકોના મન પણ તે હવાની માફક સ્વાતંત્ર વૃત્તિના હોય છે તેમનાથી પારતંત્ર્ય શી રીતે સહન થાય? મિસ્ત્રને દેશ ૭૦૦-૮૦૦ વરસ પહેલાં ઓસ્ટ્રીઆ નામના પાડોશના બળાઢ્ય દેશના તાબામાં હતો ડુંગરમાંના આ ખેડૂત લોકો ઉપર ઓસ્ટ્રીઆ મનમાન્યો જુલમ કરવા લાગ્યું તેને લાગ્યું કે આ ગરીબડા અનાડી લોકો આપણને શું કરી

શકશે? પણ સ્વતંત્ર વૃત્તિના આ ખેડૂતોએ અને ગોવાળીઆઓએ ઓસ્ટ્રીઆની ધૂંસરી ફેંકી દીધી અને સ્વાતંત્ર્ય જાહેર કર્યું. ઓસ્ટ્રીઆએ નામાંકિત સેનાપતિઓના આધિપત્ય હેઠળ મોટાં મોટાં સૈન્યો આ મૂઠીભર લોકોને ચગદી નાખવાને માટે મોકલ્યાં. પણ શૂર સ્વિસ લોકોએ પોતાના કઠણ ઘાટોમાં સતત યુદ્ધ કરીને તેમને સારી પેઠે હંફાવ્યા ત્યારથી એટલે કે આજ ૮૦૦ વરસ સુધી આ નાનકડું રાષ્ટ્ર સ્વતંત્ર છે એટલુંજ નહિ, પણ લોકસત્તાક છે. સ્વિત્ઝર્લૅંડ જુનામાં જુનું લોકસત્તાક રાષ્ટ્ર છે એમ કહેવાય છે.

## સંપૂર્ણ પ્રજાકીય રાજતંત્ર

સ્વિત્ઝર્લૅંડમાં ૨૨ કેન્ટન કે જિલ્લાઓ છે. દરેક જિલ્લામાં કોમ્યુન નામની ગ્રામસંસ્થા હોય છે. આખા દેશમાં કુલ ૩૧૬૪ કોમ્યુન છે અને તે પોતાનો ઘણોખરો કારભાર પોતે જ ચલાવે છે. આપણે ત્યાં પહેલાં જેવી રીતે ગ્રામપંચાયતો ગામ પૂરતો બધો કારભાર જોતી તેવો જ આ પ્રકાર છે. દરેક કેન્ટન પણ રાજ્યકારભારની બાબતમાં બીજાં કેન્ટનોથી લગભગ પૂર્ણ સ્વતંત્ર હોય છે. ફક્ત કાયદા કરવાને માટે બધા કેન્ટનોએ ચૂંટીને મોકલેલા પ્રતિનિધિઓની બે લોકસભા છે. નાના નાના કેન્ટનોમાં તો બધા ખેડૂતો અને ગોવાળીઆઓ ભીડમાં ભેગાં થાય છે, અધિકારીઓની ચૂંટણી કરે છે અને પોતાના કેન્ટન પૂરતા કાયદાઓ ઘડે છે. મોટા કેન્ટનમાં આ કામો લોકના પ્રતિનિધિઓને સોંપેલાં હોય છે તો પણ મહત્ત્વની બાબતમાં કેન્ટનોમાં રહેતા દરેક માણસનો મત લેવામાં આવે છે. આ પ્રમાણે સ્વિત્ઝર્લૅંડની રાજ્યપદ્ધતિ સંપૂર્ણ રીતે સ્વતંત્ર વૃત્તિની છે.

સ્વિત્ઝર્લૅંડની ભૂગોળની દૃષ્ટિએ એક દેશ માનીએ તો પણ તેમાં રહેતા લોકો એક જાતના, એક ધર્મના અને એક ભાષા બોલનારા નથી એ એક આશ્ચર્યકારક વાત છે. પશ્ચિમ તરફના સ્વિસ લોકોની માતૃભાષા ફ્રેંચ છે જ્યારે દક્ષિણ તરફના લોકો ઇટાલિયન ભાષા બોલે છે. પૂર્વ અને

ઉત્તર તરફના લોકો ફ્રેન્ચ જર્મન ભાષા બોલે છે. સિવાય સેંકડે ૫૮ પ્રોટેસ્ટન્ટ પંથના ૪૦ રોમન કેથોલિક પંથના અને બાકીના જ્યુ અને ઇતર પંથના લોકો છે. ભાષા અને ધર્મો જુદા જુદા હોવા છતા પણ સ્વિસ લોકોનુ એક રાષ્ટ્ર છે. તે એક જ માતૃભૂમિ ઉપર પ્રેમ રાખે છે, તેની સેવામા લડે છે. તેના જન ભેળા આવીને કાયદાઓ ઘડે છે અને હળીમળીને રાજ્યતંત્ર ચલાવે છે. ઘણા ધર્મ, ઘણી જાતો અને ઘણી ભાષાઓથી ભરપૂર એવો હિંદુસ્તાન દેશ આ નાનાશા રાષ્ટ્ર પાસેથી કંઈ પણ ધડો ન લઈ શકે?

---

## સ્વાધ્યાય

૧ સ્વિટ્ઝર્લૅંડમા બરફની રમતોમા તમને સૌથી વધારે કઈ ગમે? આ રમતોથી કયા કયા લાભ થાય? દરેક રમત કેમ રમાય છે તેનુ ટૂંક વર્ણન લખો. તમારી ચિત્રપોથીમા ટોબોગનનુ એક ચિત્ર દોરો.

૨ મોહનનુ સ્વિસ ખેડૂત પ્રતિકૂળ સંજોગોમા ડુંગરોપર ખેતી કેવી રીતે કરે છે તેની માહિતી આપતો એક પત્ર ગુજરાતના ખેડૂતને સંબોધીને લખો.

૩ ડાબેલુ દૂધ તમે જોયુ છે? ન જોયુ હોય તો બજારમાથી મંગાવીને ચાખી જુઓ. એ દૂધના ડબ્બા, પનીર, માખણ વગેરે સ્વિટ્ઝર્લૅંડથી પુષ્કળ આવે છે. એ માટે આ નાનકડા દેશની કઈ રીતે વધુ યોગ્યતા કહેવાય? બીજા કયા દેશો આ જ વસ્તુઓ નિકાસ કરે છે?

૪ સ્વિસ ગોવાળીઆના જીવનનુ એક ટૂંક રેખાચિત્ર આપો.

૫ સ્વિસ ઘરોની બાંધણી જાપાની ઘરોથી કઈ રીતે જુદી પડે છે? એમના ઘરોને શાનો ભય હોય છે?

૬ સ્વિસ લોકોના મુખ્ય હુન્નર ઉદ્યોગો કયા કયા? એમાના એકાદનુ વર્ણન આપો. સ્ત્રીઓ આ ઉદ્યોગોમા કઈ રીતે મદદ કરે છે?

૭ સ્વિસ પ્રજાના હુન્નર ઉદ્યોગો સંબંધી એક વાત તમે નોંધી હશે કે

તેઓ ઘડીયાળ જેવી નાની પણ કીમતી વસ્તુઓ બનાવે છે, પણ બહુ મોટી અને ભારે વસ્તુઓ નથી બનાવતા. આ માટે કંઇ ભૌગોલિક કારણો તમે આપી શકશો?

૮. સ્વિત્ઝર્લૅંડ દેશ આટલો નાનો હોવા છતાં આજે પણ સ્વતંત્ર કેમ રહી શક્યો હશે? એના રાજ્યબંધારણની ટૂંકમાં સમજૂતી આપો.

૯. આલ્પ્સ પર્વત પર ચડવાને માટે આપણે આગળથી શી શી તૈયારીઓ કરવી જોઇએ? ધારો કે તમે બરફથી ઢંકાએલા કોઇ ઊંચા પહાડ પર ચડવા ગયા હો, તો એ મુસાફરીમાં પડતી મુશ્કેલીઓ તથા ત્યાંનાં સુંદર દૃશ્યોનું બને એટલું આબેહૂબ વર્ણન આપો.

૧૦. આલ્પ્સ પર્વત પર ચડનારાઓની ભોમિયાઓ વગર શી હાલત થાય?

૧૧. હિમનદી એટલે શું? હિમનદીઓ પૃથ્વીના કયા ભાગોમાં હોય છે? એમની અને નદીઓની વચ્ચે શો સંબંધ છે?

૧૨. હિમરેખા ઉપર ટૂંક નોંધ લખો. હિમાલય પર અને ઉત્તરધ્રુવ પાસે હિમરેખા કેટલા ફૂટની ઊંચાઇએ હશે? જુદે જુદે સ્થળે હિમરેખા જૂદી જૂદી ઊંચાઇએ હોવાનું શું કારણ?

૧૩. આપણે ત્યાં હિમાલયના ગૌરીશંકર (એવરેસ્ટ) શિખર પર ચડવા અંગ્રેજ, જર્મન અને બીજા યુરોપિયન સાહસિકોએ અનેક વાર પ્રયાસ કર્યા છે, પણ તોયે હજુ ગૌરીશંકર અજેય રહ્યું છે. આ પ્રયત્નો સંબંધી કોઇક લેખ કે પુસ્તકો વાંચી એક નિબંધ લખો. એમાંના એકાદ પ્રયત્નનું વર્ણન કરો.

---

## ૧૨ : પવનચક્કીના અને નહેરોના દેશમાંના ડચ લોકો

અત્યાર સુધી આપણે જે દેશો જોયા તે સમુદ્રની સપાટીથી થોડાક તો ઊંચા હતા. કંઈ નહિ તો તેની ઊંચાઇ સમુદ્રની સપાટી જેટલી તો હતી જ. પણ હવે હું તમને જે એક ચમત્કારિક દેશમાં લઈ જવાનો છું તેની ઊંચાઇ સમુદ્રની સપાટીથી ઓછી છે. આ દેશ દરિયાકિનારે

આવેલો છે. તમે એ દેશના દરિયાકિનારે જમીન ઉપર ઊભા રહી દરિયા તરફ જુઓ તો તમને એવું માલમ પડશે કે સમુદ્રની સપાટી તમારા માથા કરતાં પણ ઊંચી છે અને તેમાંની માછલી તમારા માથા કરતાં પણ ઊંચે દરિયામાં તરે છે. તમે આ દેશનાં દરિયાકિનારા પાસેના કોઈ પણ ઘરમાં બેઠા હો તો દરિયાનાં વહાણો તમારા ઘરના બીજા માળ કરતાં પણ ઊંચાં છે એમ તમને માલમ પડશે.

આ ચમત્કારિક દેશને હોલેન્ડ કહે છે અને ત્યાંના રહેવાસીઓને ડચ લોકો કહે છે. આ દેશ ઘણો જ નાનો છે. તેની લંબાઈ સુરતથી અમદાવાદ જેટલી (આશરે ૧૫૦ માઈલ) અને પહોળાઈ સુરતથી નડિયાદ જેટલી (એટલે કે ૧૦૦ માઈલ) છે. ઉપરની હકીકત વાંચીને તમારી આગળ સવાલ ઊભો થશે કે આ લોકો આવા નીચાણવાળા દેશમાં કેવી રીતે રહેતા હશે? અને વધારામાં આ દેશ સમુદ્રના હુમલામાંથી શી રીતે બચ્યો હશે? કારણ કે પાણી તો હંમેશ ઢાળવાળી જમીન તરફ વહે અને તે જમીનને ડુબાડી દે છે. હોલેન્ડ શબ્દનો મૂળમાં જ અર્થ "હોલો લેંડ" (Hollow Land) એટલે કે નીચાણવાળો પ્રદેશ, એવો છે. તો પછી દરિયાનું પાણી આખાય દેશ ઉપર ફેલાવાથી હોલેંડ સમુદ્રમય કેમ થયો નથી? દરિયાને બાજુ પર ધકેલે એવો કયો અગસ્ત્ય ઋષિ હોલેંડને મળ્યો?

આ પ્રશ્નોનો ઉત્તર આપવાનો હોય તો ડચ લોકોના સાહસનું, પરિશ્રમનું, અને બુદ્ધિમત્તાનું વર્ણન કરવું પડે છે. વાસ્તવિક રીતે હોલેંડ એ અસલ ભેજવાળો પ્રદેશ. તેની ભેજવાળી જમીનમાં આખો માણસ પણ નીચે ઊતરી જાય તો ત્યા માણસોની વસતિ શી રીતે થઈ શકે? વળી ભેજવાળી જમીનમાં અનાજ શી રીતે ઊગે? એવી અસલની સ્થિતિ હોવા છતા આજે હોલેંડ દેશ શહેરો અને

ગામડાથી ખિચોખીચ ભરેલો છે ડચ ખેડૂતો અને ગોવાળીઆઓ સારી પેઠે સુખી છે અને તેમના બેંકમા ખાતા છે. લોકસખ્યાના પ્રમાણમા હોલેંડ દેશ યુરોપમા સૌથી શ્રીમત દેશ છે એમ કહેવાય છે.

## કુદરત પર વિજય

આ ચમત્કાર શાથી થઈ ગયો ? જમીનમાનો આ ભેજ શી રીતે જતો રહ્યો ? આ ફરક કેવળ માણસોના શ્રમથી અને બુદ્ધિથી થયો છે. માણસે કુદરત પર મેળવેલા વિજયનો હોલેંડ એક સરસ દાખલો છે ભેજવાળી જમીનની આસપાસ બહુ તો અર્ધા નાગા અનાડી મચ્છીમારો માછલીઓ પકડતા હોત અને ઝૂપડામા રહેતા હોત પણ ડચ લોકો 'ઇશ્વર જેવી સ્થિતિમા આપણને રાખે તેવી જ સ્થિતિમા રહેવુ' એવા મતના ન હતા પોતાની બુદ્ધિથી અને શક્તિથી ઇચ્છા મુજબ કુદરત પાસેથી કામ લેવાની તેમનામા હિંમત હતી અને તેથી તેઓ કામ કરવા મડયા

તેઓએ ભેજવાળી જમીનના નાના નાના ટુકડા કરીને ભાગ પાડ્યા અને તેની આસપાસ દીવાલો ચણી પછી તે ભીંતની પાસે મોટી મોટી પવનચક્કીઓ બાધી હોલેંડ દેશ સપાટ હોવાથી અને દરિયાની પાસે હોવાથી દરિયા ઉપરનો પવન ત્યા સતત વાતો હોય છે આ પવનથી પવનચક્કીના ગજાવર હાથ ઉપરનીચે રેંટની ઘડમાળની માફક ફરવા માડે છે અને તે યત્રોને ગતિ અને શક્તિ આપે છે આ પવનચક્કીઓથી પપ ચાલુ થાય છે અને પપથી ભેજવાળી જમીનમાનુ બધુ પાણી બહાર ખેચવામા આવે છે આ પાણી દીવાલની પેલી તરફ ખોદેલી નહેરોમાથી સમુદ્રમા લઇ જવામા આવે છે દીવાલની અદરના પ્રદેશમાંનુ બધુ પાણી ખેચી કાઢવાથી તે જમીન સૂકી થાય છે ત્યા ઘરો બાધી શકાય છે અને ખેતી કરી શકાય છે આ રીતે ડચ લોકોએ જમીનનો એક એક ટુકડો લઇ તેને સૂકો કર્યો છે આ કામ

ભારે શ્રમનું અને કંટાળા ભરેલું હતું. થોડી જમીન પણ સૂકી કરવામાં કેટલાયે દિવસો ગાળવા પડ્યા અને પૈસો પણ બહુ ખરચવો પડ્યો. પણ મહેનતુ ડચ લોકોએ આ રીતે ધીમે ધીમે પોતાની પવનચક્કીઓ અને નહેરોની યુક્તિથી આખો દેશ સૂકો કર્યો ને એ સૂકી જમીન ઉપર મોટાં મોટા શહેરો વસાવ્યા, આગગાડીઓ શરૂ કરી અને ઉદ્યોગધંધા વિકસાવ્યા.

આ તેમનુ કામ કેટલાયે વરસો સુધી ચાલતુ હતુ. હજુ પણ તે કામ બંધ પડયું નથી. તમે યુરોપના નકશામાં હોલૅંડ દેશ તરફ જુઓ. તેની ઉત્તરમાં "ઝાઇડર ઝી" (Zuider Zee) નામના સમુદ્રનો બહુ જ મોટો પણ છીછરો ફાંટો છે. આ આખો ઉપસાગર સૂકવી નાખવાનો પ્રયત્ન આ ડચ અગસ્ત્યોએ આદર્યો છે. જ્યા આજે દરિયો દેખાય છે ત્યા થોડાં વરસ પછી નાના મોટા શહેરો આપણે જોઈ શકીશુ.

## સમુદ્રનો સામનો

હવે તમે સવાલ પૂછશો કે ભેજ ઓછો કરવામા પવનચક્કી અને નહેરો કામમાં આવી એ તો ઠીક, પણ જમીનની સપાટીથી ઊંચાણ ઉપર આવેલો દરિયો પોતાની જગ્યાએ કેમ રહ્યો? તે માટે ડચ લોકોએ શી યુક્તિ કરી હશે? ડચ લોકોએ દરિયો અટકાવવાને પ્રચંડ બંધ બાંધ્યા છે. આ બંધને તેઓ ડાઇક Dyke કહે છે આ બંધ ત્રણ માળવાળા ઘર જેટલા ઊંચા અને ઓગી વખતે ઉપર થઈને બે ટાંગાઓ જઈ શકે એટલા પહોળા છે. આ બધ બાંધવાનુ કામ પણ ઘણી મહેનતનું હતુ પહેલી મુશ્કેલી તે પાયાની. આ ભેજવાળી જમીનમાં ગમે તેટલું ઊંડુ ખોદીએ તોપણ મજબૂત પાયો શી રીતે બંધાય? વળી પાયો મજબૂત ન હોય તો ઉપરનો બધ કહો કે ઘર કહો એ શી રીતે બાંધી શકાય? તે તો આગળ ઉપર ગબડી પડવાનો જ.

જવામાં આવી છે. સમુદ્રના મુખની પાસે સમુદ્રને અટકાવવાને સારૂ મોટા મોટા દરવાજા છે.

હોલેંડમાં જ્યાં જાઓ ત્યાં નાની મોટી નહેરો હોવાથી ડચ લોકો તેમનો રસ્તા તરીકે ઉપયોગ કરે છે. ગામડાના લોકોનો જવા આવવાનો માર્ગ તો આ નહેરો જ. દરેક ખેડૂત અને ગોવાળીઆની પાસે નાની મોટી હોડીઓ હોય છે. આ હોડીમાં ઘઉં, શાકભાજી વગેરે ભરીને તે શહેરનાં બજારોમાં વેચવાને માટે લઈ આવે છે. ઘરાકો પણ પોતપોતાની હોડીમાં બેસીને બજારમાં આવે છે. કેટલાંક શહેરોમાં રસ્તાના બદલામાં નહેરો હોય છે અને તેમાંથી લોકો હોડીમાં બેસીને પોતપોતાના કામે જતાં દેખાય છે. આ નહેરો જમીન કરતાં ઊંચી હોવાથી હોડીમાં બેસીને જતી વખતે કિનારા ઉપરના ઘરને માળે શું ચાલે છે તે સ્પષ્ટ જોઇ શકાય છે. આ ઘરમાં રહેનારા છોકરાઓ પોતાના ઘરની બારીમાં ઊભા રહી નહેરમાંની માછલીઓ પકડે છે. ઘરનાં બૈરાંઓ દીવાલમાં મોટા મોટા આરસા ટીંગાવે છે અને નહેરોમાંથી કોણ આવ-જા કરે છે તે જુએ છે. તેમનાં છોકરાંઓ નિશાળમાં પાછાં આવતાં આરસામાં દેખાય છે. તેમને ત્યાં મળવા આવતા લોકોનું પ્રતિબિંબ તેમને આરસામાં જોવા મળે છે. કેમ, સરસ સગવડ છે કે નહિ?


હોલેંડમાં ગમડાનો એક દેખાવ

શિયાળામાં નહેરનુ પાણી ઠરી જઈને તેનો બરફ થાય છે તે વખતે જે મઝા પડે છે તેનું તો કંઈ કહેવું જ નહિ. ઘરડાંઓ, છોકરાંઓ તમામ માણસો પગમાં સ્કેટ બાંધીને નહેરના બરફ ઉપરથી સ્કેટીંગ કરતા ઝડપથી જાય છે. આવે વખતે નહેરમાં માણસોની કેટલી ભીડ થાય છે તે કહેવાય નહિ.

## પવનચક્કીના ઉપયોગ

નહેર ઓળંગવાને માટે ઠેરઠેર નાના મોટા પુલો હોય છે. મોટી નહેરમાં વહાણો પુલની પાસે આવે તો પુલ ઉંચકવાની ગોઠવણ કરેલી હોય છે. જહાજ આગળ જાય એટલે પુલ પાછો નીચે અસલની જગ્યામાં આવી જાય છે. બંધ કરતા અને નહેરો કરતાં પણ પવનચક્કીઓની સંખ્યા હોલેન્ડમાં ઘણી છે. નહેરોના કિનારા ઉપર થોડા હાથને અંતરે એક એક પવનચક્કી આવેલી હોય છે. તમે એકી વખતે સહેજે ૫૦–૭૫ પવનચક્કીઓ જોઈ શકો. આ ચક્કીનો એક બહુ જ ઊંચો બુરજ હોય છે અને બુરજની ટોચમાં ૫૦ થી ૧૦૦ ફુટ લંબાઇના પવનચક્કીના બે હાથ આવે છે. પવનથી આ હાથ ઉપરનીચે હંમેશ ફર્યા કરે છે. કેટલાક બુરજોના નીચેના ભાગમા ખેડૂતનું ઘર હોય છે. પવનચક્કીનુ મુખ્ય કામ ખેડૂતના ખેતરમાની ભીનાશ કાઢી નાખવી તે. કારણકે ભેજવાળી જમીન મરી જાય તો યે એ જમીન આસપાસ ચોમેર પાણી વહેતુ હોવાથી અને જમીન પાણી કરતાં નીચાણવાળી હોવાથી તેમા ભીનાશ તો આવે જ. આ ભીનાશ સતત કાઢી નાખવી પડે છે. આ ઉપરાત પવનચક્કીની મદદથી લોટની ઘંટી, લાકડા કાપવાનાં તથા બીજી જાતના કારખાના ચલાવવામા આવે છે.

હોલેન્ડનાં લોકો વ્યવહાર અને રાહદારીને માટે કેવળ નહેરોનો જ ઉપયોગ કરે છે એમ માનવાની જરૂર નથી. આ દેશ તદ્દન સપાટ હોવાથી અહીંયાં આગગાડીઓ ચલાવવી એ ઘણુ સગવડ ભરેલુ છે.

## ડાઈક અથવા સમુદ્રબંધ

ડચ લોકોએ પહેલાં મોટાં મોટાં ઝાડો કાપીને તે જમીનમાં ખૂબ ઊંડાં અને બે હાર કરી એક બીજા ઉપર પૂર્યાં અને આ લાકડાંની બે હારની વચ્ચે મોટા મોટા પથ્થર મૂકી દીધા. હોલેંડમાં પથ્થર મળવા બહુ જ મુશ્કેલ છે. તેટલા માટે પથ્થર દૂરથી વહાણોમાં લાવવા પડ્યા. આ પથ્થર અને લાકડાના બંધ ઉપર બે બાજુએ માટી નાખવામાં આવી. કેટલાક બંધ ઉપર ઝાડો અને ઘાસ ઊગાડવામાં આવ્યાં. આ પ્રચંડ બંધ બાંધવા જેટલું જ તેની દેખરેખ કરવાનું કામ પણ ઘણી મહેનતનું છે. ડચ લોકો ગતદિવસ બંધની દેખરેખ રાખે છે અને પોતાનો દુશ્મન જે દરિયો છે તેને પોતાના પ્રદેશમાં એક તસુ જેટલી જગ્યા પણ લેવા દેતા નથી. વસ્માદમાં દરિયો ખળભળી ઊઠે છે અને તેનાં પ્રચંડ મોજાં આ બંધ ઉપર આવીને અથડાય છે. એવા સમયે બંધની ભીંતમાં એકાદ નાનકડું કાણું પડે તો યે દરિયો તેની અંદર માથું મારીને તે કાણું મોટું કરે અને ઘણા માઈલ સુધીનો પ્રદેશ પાણીમાં ડૂબી જઈને પ્રાણહાનિ થાય. પંદરમાં સૈકામાં એવો જ એક અકસ્માત થયો હતો. બંધમાં કાણું પાડી દરિયો અંદર ધૂસ્યો અને તેથી ઘણાં શહેરો અને ગામડાઓ પાણીમાં ડૂબી ગયા, ઘણા માણસો મરી ગયા. એવો અકસ્માત ફરી ન થાય એટલા માટે ડચ લોકો બંધની દેખરેખ ઘણી કાળજીથી રાખે છે. થોડું કે કાણું પડે તો પહેરેગીર ભયની સૂચના તરીકે ઘંટ વગાડે છે. તરત જ લોકો દોડતા આવે છે અને કાણું પૂરી નાખે છે.

ડચ લોકોએ કેવળ સમુદ્રને રોકવાને માટે જ બંધ બાંધ્યા છે એમ નહિ, તેમની બધી નદીઓ અને મોટી મોટી નહેરોની બે બાજુએ ઠેઠ સુધી બંધ બાંધેલા હોય છે. નદીની સપાટી પણ આસપાસના પ્રદેશ કરતાં ઊંચી છે અને નદીઓમાં પૂર આવે ત્યારે પૂરનું પાણી ચારે

બાજુ ફેલાવવાનો ભય રહે એટલા માટે નદીઓને પણ બે બાજુએ બંધથી રોકવી પડે છે

## હોલેંડની નહેરો

ટૂંકમાં હોલેંડમાં જ્યાં જાઓ ત્યાં બધે, નહેરો અને પવનચક્કીઓ તમારી નજરે પડશે જ. હોલેંડમાં એટલા બંધ છે કે બધાને એકની આગળ બીજો એવી રીતે જોડીએ તો હજારો માઇલ લાંબી એક મોટી દીવાલ તૈયાર થાય. વળી હોલેંડમાં નાનીમોટી ઘણી નહેરો છે. તે બધાની મળીને લંબાઇ સહેજે હજાર માઇલ થાય કેટલીક નહેરો



હોલેંડની નહેર અને પવનચક્કીઓ

એટલી મોટી અને એટલી ઊંડી છે કે તેમાં થઇને સમુદ્રમાંના વહાણો અંદર આવી શકે છે. કેટલીક નહેરો ખેતરોને પાણી પાવા માટે કરેલી નીક (અથવા ઢાળીઓ) જેટલી નાની છે હોલેંડની રાજધાની આમ્સ્ટર્ડામની પાસે નોર્થ સી કરીને એક નહેર છે તે ૧૫ માઇલ લાંબી અને ૨૫ ફૂટ ઊંડી છે આ નહેરની બે બાજુએ બંધની અંબાવર દીવાલો છે. આ નહેર જમીનથી ઊંચી છે. તે સમુદ્રમાં લઇ

અહીંયા ડુંગર કોતરીને સુરંગો કાઢવાની અથવા રસ્તો તૈયાર કરવાની તકલીફ લેવી પડતી નથી અથવા મોટા મોટા પૂલો પણ બાંધવા પડતા નથી તેથી હોલેન્ડમા આગગાડીની જાળ પથરાઈ છે આગગાડી ઉપરાંત વરાળથી અને વીજળીથી ચાલનારી ટ્રામગાડીઓ પણ ઘણા છે

હોલેન્ડમા એક જાતના પંખીએ ઘણું મહત્ત્વ મેળવ્યુ છે એ પંખી તે સારસ આ પંખી બંધ ઉપર બેસીને બંધ ઉપરના જીવડા ખાય છે આ જીવડા બંધના લાકડા કોતરી ખાય છે પણ સારસ જીવડા ખાતુ હોવાથી તેને દેશનો મિત્ર માનવામા આવે છે હોલેન્ડમા સારસો મારવાની અથવા તેને ઇજા કરવાની કાયદામા મના કરવામા આવી છે

## શાકભાજીની ખેતી

ઉપર આપેલી માહિતી ઉપરથી ડચ લોકોમા કયા ગુણ છે તે જોઈ શકાય છે ડચ લોકોની ખેતી વ્યવસ્થિત અને સારી પેઠે ચાલે છે તે ઘઉં, ઓટ જવ વગેરેનો પાક વાવે છે પણ તેમનો મુખ્ય આધાર બાગાયત ઉપર છે ઘણાખરા ખેડૂતોના ઘરના વાડામા કોબીજ, ગાજર, શાકભાજી ડુંગળી બટાટા અને ફળઝાડો વાવેલા હોય છે આ વાડામાના વાવેતરની ખેડૂત ઘણી જ સારી પેઠે સંભાળ રાખે છે પાણી પુષ્કળ હોવાથી જ્યા જુઓ ત્યા નાના નાના લીલાછમ ખેતરો નજરે પડે છે અને તેમા થી આમતેમ રૂપેરી રંગની લહેરો દોડતી જાય છે એવો ભાસ થાય છે

## "હોલેન્ડ-ઇંગ્લેન્ડનો રબારીવાડો"

ડચ લોકોની વિશેષ પ્રસિદ્ધિ તેમની ખેતીને માટે નથી તેઓ દહીંદૂધના ધંધાને માટે ઘણા જ પંકાયેલા છે હોલેન્ડમાથી ઇંગ્લેન્ડમા એટલું બધુ માખણ અને ચીઝ જાય છે કે હોલેન્ડને રમુજમા ઇંગ્લેન્ડનો રબારીવાડો કહે છે પાણી પુષ્કળ હોવાથી આ દેશમા સરસ ઘાસ ઊગે છે અને તે ઢોરોને બહુ ભાવે છે હોલેન્ડમાની કેટલીક

ગાયો એક ટંકે ૧૦ થી ૧૫ શેર સરસ અને મધુર દૂધ આપે છે. ઉનાળામાં ગાયોને ખીડમાં જ રાખે છે અને દરરોજ સવાર સાંજ ગોવાલણો ખીડમાં જઇને ગાયોને દોહે છે. ફક્ત વરસાદમાં અને શિયાળામાં ગાયો વાડામાં પૂરાય છે. હોલેન્ડમાં લાકડું અને પથ્થર આ બે વસ્તુઓ મળવી મુશ્કેલ છે. તે પરદેશમાંથી મંગાવવી પડે છે તેથી ઘરનું બાંધકામ કરકસરથી કરવુ પડે છે. તેટલા માટે ઢોરોને માટે આગળ મકાનો બાંધવાને બદલે રહેવાના મકાનમાં જ એક બાજુએ તેમને માટે સગવડ કરવામાં આવે છે. ડચ લોકો ઢોરોની બહુ કાળજી લે છે અને ઘરના માણસોની પેઠે તેમને પ્રેમથી અને મમતાથી પાળે છે. ઢોરોની જગ્યા ઘરની અંદર ઓરડી જેટલી જ ચોકખી હોય છે. શિયાળામાં ઢોરોના ડીલ ઉપર બનુસ ઓઢાડવાનું ડચ ગોવાળીઆઓ કદી ભૂલે જ નહિ વળી તે ઢોરોને દરરોજ સારી રીતે નવરાવી ચોકખા રાખે છે.

## તેમનાં ઘર અને રાચરચીલું

ડચ લોકો ઘરના પાયા તરીકે લાકડા રોપે છે અને પછી તેના ઉપર ઘરો બાંધે છે. ઝાડો કાપીને તે ઘરોના પાયા તરીકે કામમાં લાવવાના આ તેમના રિવાજને ઉદ્દેશીને એક લેખકે રમૂજમાં કહ્યું છે કે ડચ લોકો ઝાડ ઉપર રહે છે. આ લોકોના ઘરની દીવાલો નાની હોય છે પણ છાપરા ઊંચા અને સીધા હોય છે, તેથી વરસાદનુ પાણી ઘર ઉપરથી તરત જ ઢળી જાય છે. છાપરા ઉપર લાલ રંગના નળિયાં હોય છે. દિવાલોને સફેદ રંગથી ધોળવામા આવે છે. ઘરમા છોકરાઓને સૂવાને માટે પલંગના બદલામા દીવાલમા જ કબાટ જેવી જ ગોઠવણ કરેલી હોય છે. ડચ લોકોનો ચૂલો બહુ મઝાનો હોય છે. ચૂલો લગભગ હોતો જ નથી એમ કહીએ તો ચાલે. એક ઓરડીમા રંગબેરંગી ઈટોનો એક ઊંચો ઓટલો હોય છે. આ જ તેમનો ચૂલો. આ ઓટલા ઉપર લોઢાનો એક આંકડો ટીંગાવેલો

હોય છે આ ડામા વાસણ ભરાવવામા આવે છે અને તે ઓગ્લા ઉપર લગ તુ રાખે છે ઓગના ઉપર કોનસા સળગાવે છે અને પછી રસોઈ કરવાની શરૂ થાય છે ચ ઘરમાની બીજી એક વિશેષ વાત તે ઘરનુ એક શોભાનુ બિછાનુ આ બિછાનાનો ઉપયોગ કોઈ દિવસ થતો નથી તે કેવળ શોભા માટે જ હોય છે આ બિછાનુ બની શકે તેટલુ સુંદર રાખવામા આવે છે અને હમેશા ઢાકેલ હોય છે મહે માનો સોડીઓ વગેરે લોકો આવે ત્યારે તે ઉઘાડુ કરવામા આવે છે



ડચ મતા અને બાળક

## રમૂજી પહેરવેશ

ડચ લોકોના કપડા બહુ જ રમૂજી હોય છે પુરૂષો અને છોકરાઓ આપણે ત્યના કાબૂલી લોકોની માફક ખૂનતી ઘેરાવાવાળી કાળી મખમલની ઇજારો પહેરે છે અને કેડે એક મોટો પટો બાધે છે પુરૂષો નાના રગબેરગી જાકીટો પહેરે છે અને માથા ઉપર અપાર ટોપીઓ મૂકે છે તેઓ મબૂલીની માફક વાળ વધારે છે અને તે ગરદન સુધી લટકતા રાખે છે બૈરાઓ એક બીજા ઉપર એમ ઘણા ચ મ ેવા પહેરે છે તેમની ટોપી લેસની હોય છે અને બે બાજુએ લમણાની નીચે સુધી તેના બે કાન લટકતા હોય છે તહેવારને દિવસે ડચ સ્ત્રીઓ માથા ઉપર સોનાનો, ચાદીનો અથવા ધાતુનો એપ

ચઢાવેલાં પતરાંનાં બખતરો પહેરે છે. આ બખતરો પેઢીની પેઢી સુધી ઘણી કાળજીથી સાચવી રાખેલાં હોય છે. ડચ લોકો પગમાં લાકડાની પાવડીઓ પહેરે છે. તેમની જમીનમાં ભેજ હોવાથી તેઓ ચામડાના જોડા જવલ્લે જ વાપરે છે. આ જ કારણસર જાપાની લોકો પણ પાવડીઓ પહેરે છે. શહેરમાંના ડચ લોકો હાલમાં બીજા યુરોપિયન લોકોના જેવો પોશાક પહેરે છે.

## સ્વચ્છતાની ટોચે

ડચ લોકો આખી દુનિયામાં સ્વચ્છતા અને ટાપટીપની બાબતમાં બહુ જ પ્રસિધ્ધ છે. હોલેન્ડમાં ગયા પછી એક જ દિવસમાં આ ગુણો તમારી નજરે આવશે. તેમની નહેર ઉપરના અસંખ્ય પૂલો જુઓ, તેમના ઘરની દીવાલો જુઓ, જાણે કે હમણાં જ તે રંગ્યા હોય એમ તમને લાગશે. નહેરમાં ફરતા વહાણોને જુઓ. તેમના તૂતકો રોજ ધોઇને લૂછીને તદ્દન ચોક્ખા કરેલા હોય છે અને તે બરફ જેવાં શુભ્ર દેખાય છે. ક્યાંયે તેના ઉપર ડાઘો મળે જ નહિ. બહારના લોકોને એમ લાગે છે કે ડચ લોકોની ચોક્ખાપણાની આ ટેવ હદ ઉપરાંત પહોંચેલી છે. તેમના ઘરમાં પેસતા પરદેશી માણસો ગભરાઇને આખો પગ પણ મૂકતા નથી એટલાં તે ઘરો ચોક્ખાં હોય છે. ડચ ઘરધણિયાણી પરોઢીએ ઊઠીને સાબુનું પાણી, કપડાનો કૂચો અને સાવરણી લઇને સાફસૂફ કરવા માંડે છે પહેલા તે ઘરની સામેનો રસ્તો સાફ કરશે, પછી ઘરનો ઉમરો, બારણા, બારીઓ, વગેરે સાબુના પાણીમાં બોળેલો કૂચો લઇને ઘસી ઘસીને ચકચકીત કરશે અને લાંબો વાસ લઇ ખૂણાખાંચા સાફ કરશે. તેનો આ દરરોજનો હુમલો ઘરમાના નિર્જીવ બારીબારણાં ઉપર જ થાય છે એમ નહિ પણ ઘરમાના કૂકડા, બતકો, કુકરો, ગાયો, વગેરે પ્રાણીઓ પણ આ હુમલામાંથી બચતા નથી. તેમના ઉપર પણ સાબુના પાણીનો પ્રયોગ થાય છે. તેઓ બિચારાં વાંધો

ઉઠાવે પણ ઘરધણિયાણી તેની શેની પ વા કરે ? તેના રસોડામાના વાસણોમા તમે તમારૂ મો સારી પેઠે જોઈ શકો એરના તે મર૭ અને ચકચકીત હોય છે બહુ તો શુ કીએ, ઘરની છત પણ રોજે રોજ ધોઈ અને લુછીને બરા ર ચોકખી કરેતી હોય છે દોરો બાધવાની જગા પણ માણસોની ઊંઘવાની ઓરડી જેટલીજ ચોકખી હોય છે

## મહેનતુ ડચ સ્ત્રીઓ.

ડચ બૈરાઓ ઘણા ઉદ્યોગી હોય છે પુરુષો ખેતરમા કે બગીચામા કામ કરવામાં પરોવાઈ ગયા હોવાથી ગાયને દોહવી તેમને વાસી ચારો નીરવો છાસ અને માખણ તૈયાર કરવા વગેરે કામો બૈરાઓ જ કરે છે દૂધ વેચવાનુ કામ પુરૂ કરે છે દૂધથી ભરેલા ડબા એક નાનકડી ગાડીમા મૂકે છે એ ગાડીને બે કૂતરા જોડે છે બૈરાઓ હાથમા લગામ લઈ ગાડીની પાછળ ચાલે છે બપોરે કામકાજ પૂરૂ થાય એટલે ડચ બૈરાઓ સુતર કાતે છે ને શણનુ કાપડ તૈયાર કરે છે તેમનામા એક ઘણો રમુજી રિવાજ છે છોકરી જન્મે ત્યારથી તેનુ લગ્ન થાય ત્યા સુધી તેની મા તેને માટે અત્યત સુદર શણનુ કાપડ વણતી હોય છે લગ્ન થયા પછી તે વખત સુધી વણેલું કાપડ લઇને છોકરી સાસરે જાય છે

જાપાની લોકોની માફક ડચ લોકો ફૂલોના ઘણા શોખીન છે તેમના ફૂલઝાડોના બગીચા જોવા જેવા હોય છે તેમને ખાસ કરીને 'ટયુલીપ નામનુ એક સુદર ફૂલઝાડ બહુ ગમે છે એક વખતે ફૂલઝાડ ઉપરનો તેમનો પ્રેમ સાચેજ અનહદ હતો ૧૦૦–૧૫૦ વરસ પહેલા ટયુલીપની એક ગાઠ તેના જ વજનના સોનાની કિંમતે વેચાતી હતી ટયુલીપની એક જાતની ગાઠની કિંમત રૂ ૫૦૦૦ આવતી આજે પણ હોલેડમાથી ટયુલીપ તથા બીજા ફૂલઝાડોની હજારો ગાઠો દરસાલ પરદેશમા રવાના થાય છે અને તેને માટે હોલેડને દર સાલ લાખ્ખો રૂપિયા મળે છે

હવે આપણે ડચ શહેર તરફ વળીએ. કે ડચ લોકો શહેરમાં જ રહે છે. ૨૦૦૦૦ કરતાં વધારે લોકસંખ્યાનાં ૩૦ શહેરો છે. આ બધાં શહેરો નહેરો વડે એકબીજાની સાથે જોડાયેલા છે. શહેરમાંનાં ઘરો ચારપાચ માળવાળા હોય છે. આ ઘરના પાયામાં તેઓ ઊભાં ને ઊભાં ઝાડો પૂરે છે. ડચ લોકો ઝાડો ઉપર છે એમ કહેવુ કેટલુ બધું સાચું છે? શહેરમા મોટા મોટા બગીચા, ઉપવનો, જુદા જુદા પ્રકારની સુશોભિત દુકાનો, ગ્રથસંગ્રહાલયો, પદાર્થસંગ્રહાલયો, નાટકગૃહો, ચિત્રગૃહો અને બેંકોની તથા નિશાળોની ઈમારતો હોય છે. આમ્સ્ટર્ડામ તથા રોટર્ડામના બંદરોથી હોલેંડ સાથે દુનિયાનો બહોળો વેપાર ચાલે છે. આ બંદરોમા દુનિયાના જુદા જુદા દેશના વહાણો વેપારને માટે આવે છે. હોલંડ દરિયાઈ રાષ્ટ્ર છે. ઇગ્લંડ અને ફ્રાન્સના પહેલાં તેણે હિંદુસ્તાન અને સ્ટ્રેટ્સ સેટલમેંટમા વેપારની વખારો ખોલી હતી. આજે યુરોપની બહાર હોલેંડથી ૬૦ ગણા વિસ્તારનો મુલક ડચ લોકોના કબજામા છે.

હોલેડમા કોલસાની ખાણો નથી. તો પણ વહાણો મારફતે ડચ લોકો બીજા દેશમાથી કોલસા લાવે છે. આ કોલસાની તથા પવનચક્કીની મદદથી હોલેડમા જુદી જુદી જાતનું કાપડ તથા યંત્રો તૈયાર કરવાનાં કારખાના ચાલે છે.

## હીરાના વેપારનું મથક

આમ્સ્ટર્ડામ શહેર એક ધધાની બાબતમા દુનિયામા ભારે પ્રસિધ્ધ છે. એ ધધો તે હીરાને પહેલ પાડવાનો અને તેથી જ આ શહેર દુનિયામાં હીરાના વેપારનું મુખ્ય મથક ગણાય છે ખાણમાથી કાઢેલા હીરા ખરબચડા તેમ જ બીજા પણ દોષોવાળા હોઈ તેની તેમની બજારમાં જોઈએ તેટલી કિંમત ઊપજતી નથી. પણ હીરાને સારો આકાર આપીએ અને ઘસીને સાફ કરીએ તો તે પ્રમાણસર અને સુદર દેખાય છે અને

તેની કિંમતમા વધારો પણ થાય છે હીરો અતિશય કઠણ પદાર્થ છે. બીજા કોઇ પણ પદાર્થ વડે તેને કાપી શકાય નહિ. એરણની ઉપર હીરો મૂકીને તેના ઉપર ગમે તેટલા ઘણ મારીએ તોએ તે ભાગે નહિ ઇ સ ૧૪૫૬ મા બર્ગેમ નામના બેલ્જિયમના ઝવેરીએ એવી શોધ કરી કે હીરા એકબીજાના ઉપર ઘસીએ તો બન્નેમાથી ભૂકો પડે છે આ હીરના ભૂકાથી બીજા હીરા ઘસીએ તો તે સાફ કરી શકાય છે

બર્ગેમની આ શોધ પછી ડચ લોકોએ હીરાને પહેલ પાડવાનો તેમ જ તે સાફ કરવાનો ઉદ્યોગ શરૂ કર્યો પોતાની બુદ્ધિ અને ચીવટના આધારે તેઓ આ ધધામા નિષ્ણાત થઇ ગયા આજ આમ્સ્ટર્ડામ શહેરમા હીરાના પહેલ પાડવાના ૬૦ ઉપરાન કારખાના છે અને એક એક કારખાનામા સેકડો લોકો કામ કરે છે તેમા બૈરાઓ અને છોકરાઓ પણ હોય છે આ કારખાનામા મુખ્ય મહત્ત્વનું કામ તે ખાણમાથી કાઢેના હીરાનો જે ભાગ ચપટો બેસી ગયેલો કે ખરબચડો દેખાય તે બરાબર માપીને પ્રમાણસર કરવો તે છે આ કામને માટે બારીક અણીદાર હીરા ચોટ ડેના ચપ્પુ જેવા એક હથિયારનો તે ઉપયોગ કરે છે પહેલ પાડવાનુ કામ ઘણુ જ બારીકાઇનું અને જોખમનુ હોય છે જરાક ઓછોવત્તો ભાગ કપાઈ જાય તો હજારો રૂપિયાનુ નુકસાન થવાનો સભવ હોય છે આ કામને માટે વરાળથી ફરતા એક પૈડાનો ઉપયોગ કરવામા આવે છે આ પૈડામા હીરાનો ભૂકો લગાડેલો હોય છે પૈડુ દર મિનિટે ૧૫૦૦ આંટા ફરે છે આ પૈડા ઉપર હીરો ઘસીને તેને યોગ્ય તે આકાર આપે છે અને તેનો પહેલ પાડે છે હીરાના કારખાનામાનુ બધુ કામ સાચવીને કરવુ પડે છે હીરાના ભૂકાનો એક કણ પણ ફેંકટ જવા દેતા નથી મોટા હીરાના ઘરેણા કરે છે પણ નાના હીરાના બીજા ઘણા ઉપયોગ થાય છે તે કાચ કાપવામા, ધાતુ ઉપર નકશી કામ કરવામા, કાણા પાડવામા વગેરે કામમા આવે છે.

ડચ લોકો ચિનાઇ માટીનાં વાસણ તૈયાર કરવામાં બહુ હોશિયાર છે. ખાસ કરીને ડેલ્ફટ નામના ગામમાંના ચિનાઇ માટીના વાસણના કારખાનાં જોવા જેવાં છે. ડચ લોકો ચિનાઇ માટીનાં વાસણો ઉપર પવનચક્કી, વહાણો, નહેરો, તથા હોલેંડના સુંદર દેખાવો ભૂરા રંગમાં દોરે છે.

લાકડું, પથ્થર, કોલસા વગેરે આ આધુનિક દુનિયાની મહત્વની વસ્તુઓનો અભાવ એવી પ્રતિકૂળ પરિસ્થિતિ હોવા છતાં શીતકટિબંધમાંનું એક નાનકડું રાષ્ટ્ર પોતાની હિંમતથી અને ચીવટથી કેવી રીતે આગળ વધ્યું, અને પોતાના સુખસગવડ માટે તેણે કુદરતનું સ્વરૂપ કેવુ બદલી નાખ્યું તેનું હોલેન્ડ એક સુંદર ઉદાહરણ છે.

---

## સ્વાધ્યાય

૧. હોલેન્ડ પૃથ્વી પરના બીજા દેશો કરતાં ભૌગોલિક દૃષ્ટિએ કઇ રીતે જુદો પડે છે ? એ દેશની પ્રજાએ પોતાની કુદરતી મુશ્કેલીઓને પહોંચી વળવા શુ શુ કર્યું છે તે જણાવો.

૨. 'ડાઇક' અને પવનચક્કીઓ ન હોત તો હોલેન્ડની આજે કેવી પરિસ્થિતિ હોત તેનુ એક કલ્પનાચિત્ર દોરો.

૩. 'ડાઇક' સંબંધી પીટર નામના ડચ છોકરાની વાર્તા તમે વાચી છે ? ન વાચી હોય તો તમારી શાળાના પુસ્તકાલયમાથી એ નાનકડું પુસ્તક મેળવી વાચો.

૪. 'પવનચક્કીઓનો દેશ' એવુ ઉપનામ હોલેન્ડને શા માટે મળ્યું હશે ? એ પવનચક્કીઓ બાંધવાનો હેતુ શો છે ?

૫. હોલેન્ડની નહેરોના ઉપયોગ વિષે એક ટૂંક નોધ લખો. આપણે ત્યા સિંધની નહેરોથી આ નહેરો કઇ રીતે જુદી પડે છે ?

૬. તમે હોલેન્ડમાં મુસાફરી કરતા હો અને આસપાસના પ્રદેશમાં જે જે જુઓ તેનુ એક સુંદર વર્ણન કરતો નાનો લેખ લખો.

મુખ્ય ધંધો ખેતીનો જ છે પણ ડેન્માર્ક દેશ યુરોપ ખંડના શ્રીમંત દેશોમાં બીજે નબર આવે એટલા તે લોકો સુખી અને સંપન્ન છે, વળી ડેન્માર્કમા હિંદુસ્તાનની પેઠે જ નાના ખેતરની પદ્ધતિ છે. અને આ પદ્ધતિ તે સાહસિક અને ઉદ્યમ લોકોએ સપૂર્ણ રીતે યશસ્વી કરી બતાવી છે આપણે આ પદ્ધતિ જોઈ લઇએ.

## સ્વાશ્રયી પ્રજાનો સહકાર

ડેન્માર્ક સાવ નાનો દેશ છે તેનુ ક્ષેત્રફળ આપણે સાંના મિશ્ર પ્રાતના ⅔ જેટલુ કદાચ હોય ડેન્માર્કમા ગણવા જેવો હોય તો શ્લેશવીગ-હોલ્સ્ટેન પ્રાત ફળદ્રુપ છે. જર્મનીએ જબરજસ્તી કરીને આ નાના નબળા રાષ્ટ્ર પાસેથી તે પ્રાત છીનવી લઇને જાણે કે તેના કાળજાનો લોચો જ લીધો ન હોય એમ લાગે છે. તે પહેલા ૧૮૦૭ મા પાદશાહ નેપોલિયનના હુમલાને લઇને ડેન્માર્ક ઉજ્જડ થઈ ગયું હતુ અને લોકોમા કશો પ્રાણ રહ્યો ન હતો એના કરણ પ્રસગે ડેન્માર્ક હિંમત હાર્યું નહિ અને મહેનત કરીને ટૂંક વખતમા જ તેણે પોતાની ઉન્નતિ કરી લીધી શ્લેશવીગ-હોલ્સ્ટેન હાથમાથી ગયા પછી બાકી રહેલી જમીન ખડકવાળી રેતાળ અથવા ઉજ્જડ હતી. ડેન્માર્કે પહેલા જેટલી પડતર જમીન હતી તેટલી ખેડવા માડી. ગાઢ જંગલો હતાં ત્યાં તેઓ આગગાડી લઈ ગયા અને ત્યા વાવેતર શરૂ કર્યું. નીકો અને નહેરો બાધીને ઉજ્જડ અને રેતાળ મુલક ફળદ્રુપ બનાવ્યો ખાડાટેકરા, વહેળા વગેરે પૂરીને જમીન સપાટ કરી જેટલેંડ બેટમાની ૧૭૭૨ એકર પડતર જમીન એક ખાનગી સંસ્થાએ ખેડી ડેન લોકોએ પોતાની ખેતીમા બે મોટી નદીઓનો ઉપયોગ કર્યો. આ નદી ઉપર ઘણા પુલો બાધ્યા, બધ બાધ્યા, નદીનો પટ ઠેરઠેર ખોદીને ઊડો કર્યો, અને લાખ્ખો રૂપિયા ખરચીને આ નદીઓનુ પાણી ખેતીના કામમા લીધુ ટૂંક વખતમા જ કુલ ૨૫૦૦૦ એકર રેતાળ, ઉજ્જડ જમીન ખેતીના કામમા આવી અને ૭૫૦૦૦

એકર જમીનમાં ફૂલઝાડો થવા માંડ્યાં. પોતાની જમીનમાં ક્યા પાકો કેવી રીતે લણી શકાય, જમીન ખેડવાના પ્રકાર સુધારીને જમીનનો કસ શી રીતે વધારી શકાય તે નિશ્ચિત કરવાને માટે ડેન લોકોએ ૪૦૦ ખેતરો પ્રયોગને માટે અલગ રાખ્યા છે અને ત્યાં નવા નવા પ્રયોગો ચાલુ છે.

આ બધી અદ્ભુત ઘટના ખાનગી સંસ્થાઓએ જ કરી બતાવી તેઓએ સરકારની રાહ જોઈ નહિ. કેટલાક લોકો ભેગા થાય, મૂડી ભેગી કરે, કોઈ એક પડતર જમીનનો ભાગ ખેડવા માંડે, નીકો અને નહેરો બાંધે, આગગાડીના રસ્તા તૈયાર કરે, આવી સહકારી પધ્ધતિથી ખાનગી રીતે ડેન્માર્કે પોતાની જમીન સુધારી.

જમીન તો તૈયાર થઈ. પણ તેમાં કામ કરનાર ખેડૂતોનું શું? ડેન્માર્કમાં માણસોની ખોટ ન હતી. તે વખતે ગરીબ બેકાર લોકો ત્યાં જોઈએ એટલા હતા. મજૂરોને મજૂરી બહુ જ થોડી મળતી. ગરીબ લોકો પેટને માટે થોડી મજૂરી લઈને ઢોરોની માફક કામ કરતા અને શ્રીમંત લોકો જોઈએ એટલા મજૂરો મળતા હોવાથી મજૂરીના દરો ઓછા કરતા. આને લઈને દેશમાં કંગાળ લોકોનો રાફડો ફાટ્યો. આ લોકોને ઠેકાણે પાડવા એ સરકારની ફરજ હતી. ડેન્માર્કમાં કારખાનાં અથવા ઉદ્યોગધંધા ન હતા તેથી ખેતીમાં જ આ લોકોનો ઉપયોગ કર્યા વગર છૂટકો ન હતો.

## ડેન્માર્કની ખેતીની પદ્ધતિ

આ લોકોને પોતાની જમીનને વિષે પોતાપણું લાગે, તેઓ કાળજી-પૂર્વક જમીનનું ખેડાણ કરે, અને સુખી થાય એટલા માટે ડેન્માર્ક સરકારે એક નવા પ્રકારની જમીનમહેસૂલની પધ્ધતિ અમલમાં આણી. તેણે એક કુટુંબને માટે પૂરા પડે એવા જમીનના સાતથી દસ એકર સુધીના નાના નાના ટુકડા પાડ્યા અને સારી વર્તણૂકવાળા કોઈ પણ પુરુષને અથવા અવિવાહિત સ્ત્રીને એક એક ટુકડો ખેડવા

આપી દીધો. એક બીજાની સાથે આવેલા બેચાર ટુકડા વેચાતા લઈને અને તે એક બીજાની સાથે અખંડ જોડીને મોટા પાયા ઉપર ખેતી કરવાનો કોઈ વિચાર કરે તો તેને તેમ કરવાની રજા આપવામાં આવતી નહોતી.

જેને જે જમીનનો ટુકડો પસંદ પડે તે અથવા પંચ ચૂંટીને જે આપે તે ખેતર મળતું. આ ખેતરમાં તે માણસને રહેવાને સારુ ઘર, વાડો, અને કોઠાર બાંધવા પડતા અને તેને કેટલાંક નક્કી કરેલાં ઢોરો અને ખેતીનાં ઓજારો વેચાતાં લેવાં પડતાં.

આ બધાને માટે પેલા કંગાળ લોકો પૈસા ક્યાંથી લાવે? પણ પૈસાની ગોઠવણ પણ સરકારે કરી. ખેતર, ઘર, ઢોરો ને ઓજારોને માટે જરૂરી રકમનો $\frac{1}{10}$ ભાગ પોતાને એકઠો કરવો પડતો. બાકીનો $\frac{9}{10}$ ભાગ સરકાર સેંકડે ૩ ટકાના વ્યાજથી ધીરતી. આ મદદ બે હપ્તામા મળતી. આ રકમ પાછી આપવાને માટે સરકારે ૯૩ વરસની મુદત રાખી હતી. રકમ પાછી આપવાની પધ્ધતિ પણ ઘણી રાહત-વાળી હતી. દર વરસે વ્યાજના ૩ ટકા અને મુદ્દલનો ૧ ટકો એવા ૪ ટકા કરજદારને સરકારમાં ભરવા પડતા. આ પ્રમાણે થોડી રકમના હપ્તામાં બધું કરજ આપી દેવાનું, સરકારનુ મહેરબાની આપીને, પણ લોકોને માટે સહેલું પડતું.

આ નાનકડા ખેતરની પધ્ધતિથી ડેન્માર્કને અત્યંત લાભ થયો. બધાનાં ખેતરો પાસે પાસે અને સરખાંજ હોવાથી "આ મોટો જમીનદાર અને આ ગરીબ ખેડૂત" એવો વિષમ ભેદ સમાજમાંથી જતો રહ્યો. ઇંગ્લૅંડના રાયડર હેગર્ડ નામના શ્રીમંત જમીનદારે ડેન્માર્કના ખેડૂતોની પરિસ્થિતિ પોતાની આંખે જોઈને નીચે પ્રમાણે લખ્યું છે:

"ડેન્માર્કમાં છેક નીચલા દરજ્જાના મજૂરો પણ આજે સંપૂર્ણ

સ્વાશ્રયી બન્યા છે ઇંગ્લેંડમા સરકારને આધળા, લૂના, ઘરડા, અને અનાથ લોકોને માટે દર વરસે લાખ્ખો રૂપિયા ખરચવા પડે છે ઔદ્યોગિક પ્રગતિમા દુનિયામા બધા રાષ્ટ્રોને મોખરે આવેલા જર્મનીના પાટનગરમા ૫૦૦૦૦ ભિખારીઓ અન્નવસ્ત્ર વિના રખડ્યા કરે છે. પણ એનાથી તદ્દન ઊલટુ આ નાનકડા દેશની હથેળી જેટલી જમીનના ટુકડા ખેડનાર લોકોમા સપૂર્ણ સ્વાશ્રયી, આત્મવિશ્વાસવાળા અને હષ્ટપુષ્ટ તરુણો તૈયાર થાય છે "

## આદર્શ ખેડૂતો

ડેન્માર્કના નાના ખેતરની કથની અત્યાર સુધી કહી હવે પછીની કથની એના કરતા પણ વધારે અદ્ભુત અને મનોરજક છે. ડેન્માર્કની હવા ખેતીને માટે બહુ અનુકૂળ નથી ચારે બાજુ સમુદ્ર હોવાથી અને હોલેન્ડની પેઠે આખો દેશ નીચાણમા હોવાથી સમુદ્ર તરફથી આવેલા ધુમ્મસથી ડેન્માર્કનુ આકાશ છવાઇ રહેતુ હોય છે તેને લઇને હવા ભેજવાળી હોય છે અને તેથી ઘણા પ્રકારના અનાજ ત્યા થતા નથી તો પણ ડેન ખેડૂતોએ ઘઉં, જવ, બટાકા, ઓટ, વગેરેનુ વાવેતર પધ્ધતિસર કર્યું હતુ એટલામા જર્મનીએ ૧૮૭૨મા પોતાની ખેતીના સરક્ષણને માટે પરદેશથી આવતા માલ ઉપર આકરો કર નાખ્યો તેથી ડેન્માર્કનું અનાજ જર્મનીમા મોકલવાનુ બધ પડયુ

આ અણીને પ્રસગે ડેન્માર્ક સરકારે એવુ જાહેર કર્યું કે આપણા અનાજનો પરદેશમા હવે ભાવ આવતો નથી તે માટે બહુ અનાજ હવે ઉગાડવાનુ બધ કરીને ઢોરોની પેદાશ આપણે વધારીએ અને દૂધદહીંનો ધધો શરૂ કરીએ તરતજ જાદુગરની લાકડી ફરી ન હોય તેમ ડેન્માર્કની પરિસ્થિતિ સાવ બદલાઇ ગઇ લોકોએ મોટા પાયા ઉપર અનાજ ઉગાડવાનુ છોડી દીધુ અને ઢોરોને ચરાવવાને સારૂ બીડ રાખવા માંડ્યા તેમજ ઢોરોનો સગ્રહ વધારવા માડ્યો

પણ એટલેથી જ વાત પતી નહિ. દરેક ડેન ખેડૂતે પાંચપચાસ ઢોર રાખીને અને પગભર થઇને ગોવાળીઆનો ધંધો કર્યો ન હોત તો દુનિયામાં ડેન્માર્કની આટલી પ્રસિદ્ધિ થઈ ન હોત અને કદાચ આ પ્રકરણ મેં લખ્યું પણ ન હોત. ડેન્માર્કના લોકોની ખરી કુશળતા જેમ તેમની નાના પાયા ઉપરની ખેતીમાં દેખાઈ આવે છે, તેમ સહકારી પદ્ધતિથી ગોવાળીઆઓનો જ માત્ર ધંધો નહિ પણ બીજી જાતનો વ્યવહાર કરવામાં પણ દેખાઈ આવે છે.

## સહકાર એટલે શું ?

આ સહકારી હિલચાલ એટલે શું તે આપણે સમજી લઈએ, અને એ સમજી લેવું તે સહેલું છે. ડોસો અને તેના છોકરાની વાત તો પ્રસિદ્ધ છે. ડોસાના છોકરાઓએ એક એક અલગ લાકડી સહેજમાં ભાગી નાખી, પણ એ જ લાકડીઓનો ભારો તેમાંથી કોઈ પણ ભાગી શક્યો નહિ. એનું કારણ ઐક્યનું અથવા સહકારનું બળ. જે કામ એકલાથી થાય નહિ અથવા જે કરવામાં એકલાને પુષ્કળ વખત ગાળવો પડે અને પુષ્કળ મહેનત લેવી પડે તે કામ ઘણા માણસો ભેગા થાય તો થોડી મહેનતથી કરી શકે છે. એનું જ નામ સહકારી હિલચાલ. એની હવે બીજી બાજુ પણ આપણે જોઈએ. ધારો કે એક માણસ પોતાની માલિકીની એક દુકાન ખોલે. તે દુકાનમાંના માલની ગામને જરૂર હોય છે તેથી તે દુકાનદાર જે ભાવ કહે તે ભાવે વસ્તુઓ વેચાતી લેવાની ગામને ફરજ પડે છે તેથી કરીને આખા ગામનો પૈસો એકલા દુકાનદારના ખિસ્સામાં જઈ પડે છે. એથી ઊલટું જો આખું ગામ ફાળા પ્રમાણે પૈસા ભેગા કરીને તે પૈસાથી પૈસા આપનાર તમામ વ્યક્તિઓની માલિકીની દુકાન ખોલે તો તે જ વસ્તુઓ ગામના લોકોને ઓછી કિંમતે મળી શકે. એવી દુકાન તે સહકારી તત્ત્વથી અથવા સહકારના ધોરણ પર ચાલતી દુકાન કહેવાય.

એવા સહકારના અભાવે આપણા લોકો કેટલા છેતરાઈ જાય છે અને તેમને કેટલું નુકસાન થાય તે એક બે દાખલા આપીને સ્પષ્ટ કરીએ. મુંબઈ, અમદાવાદ, સુરત કે બીજાં શહેરોનાં બજારોમાં આપણે પોરબંદર, મહેમદાવાદ કે તાપી કાંઠાનું સરસ ઘી એવાં પાટિયાં દુકાને લગાડેલાં વાંચીએ છીએ, અને તે દુકાનમાંથી રૂપિયાનું ૧૦ અધોળ કે ૧૨ અનોજાને ભાવે ઘી વેચાતું લઈએ છીએ. આ ઘી સાચે જ અસલ કોનું? તાપીકાંઠાના ગરીબ અને મુસ્કેલીમાં આવેલા ખેડૂતોનું. ગામડાંમાં શાહુકાર લોકો પૈસાની થેલીઓ ભરીને બજારને નાકે બેસે છે અને માખણ કે ઘી લઈ આવતા ખેડૂતોને ભોળવીને, પાણીના મૂલે તેમની પાસેથી તે વેચાતું લે છે. કેટલાક તો વળી ખેડૂતોને આગળથી પૈસા આપીને બાંધી લે છે અને ગમે તે ભાવે તેને માખણ આપવાની ફરજ પાડે છે. આ શાહુકારો પોતાનો નફો ચડાવીને તે અમદાવાદ કે મુંબઈ મોકલે છે. હવે ત્યાંના દુકાનદારો પોતાનો નફો અને ખરચ તેના ઉપર ચડાવીને પછી તે ઘરાકને આપે; એટલે મૂળ ખેડૂતને પણ નુકસાન અને ઘરાકને પણ નુકસાન. વચ્ચેના મફતીઆ દલાલોને તેમ જ શાહુકાર દુકાનદારોને માત્ર ફાયદો. એના કરતાં માખણવાળાઓ પોતાનું સહકારી મંડળ શરૂ કરી બધાનું માખણ એકત્ર કરે અને તે અમદાવાદ કે મુંબઈ મોકલી ત્યાં સહકારી રીતે વેચવાની જો ગોઠવણ કરે તો તેમને પોતાના માલનો યોગ્ય બદલો મળે અને ઘરાકોને પણ માફક ભાવે માખણ મળે. આ વચલા મફતીઆઓને દૂર કરવા અને માલ પેદા કરનાર તથા માલ વેચાતો લેનાર આ બંનેનો પ્રત્યક્ષ સંબંધ કરી આપવો એ જ સહકારી હીલચાલનો મુખ્ય ઉદ્દેશ છે.

બીજો દાખલો ટૂંકમાં કહી દઉં. શહેરોનાં ચૌટામાં માખણ વેચવાના રસ્તાને નાકે માથા ઉપર ટોપલા લઈ ગરીબ લોકો

શાકભાજી અને ફળો લઇને દસબાર માઇલ ચાલતા આવે છે તેમને દરરોજ કેટલો નાસ વેઠવો પડતો હશે ? અને તેમને કેટલું નુકસાન થતું હશે ? થોડા પૈસાની શાકભાજી માટે ઘરબાર છોડીને તેમને દસબાર માઇલ જવું પડે છે. દનાવની માગફને કાછીઆઓ બને તેટલે ઓછે ભાવે આ લોકોનો માલ લીલામમાં વેચાતો લે છે અને મારકેટમાં આણીને વેચી નાખે છે આ શાકવાળાઓને સહકારી સંસ્થા ખોલવામાં આવે તો જેગ બેઠા તેમના શાક, ફળો, માખણ બધું શહેરોમાં મોકલવાની વ્યવસ્થા થાય અને વેચાણના પૈસા ઘેર બેઠા મળી શકે.

ઠીક, હવે આપણે ડેન્માર્ક તરફ જોઈએ ડેન્માર્ક આખા દેશમાં સહકારી સંસ્થાઓની જાળ પાથરી છે ત્યાં શાહુકાર, ગુમાસ્તો, આડતિયો, દલાલ વગેરેનું નામ પણ નથી ગામડાના માણસને જો કંઇ પણ માલ વેચી નાખવાનો હોય તો તે માલ સહકારી સંસ્થાઓ તેને ઘેરથી વેચવાને માટે લઇ જાય છે અને કપડું, ધાન્ય અને ઘર માટે કે ધંધાને માટે ઉપયોગી એવી જે જે વસ્તુ એને જોઈતી હોય તે તે આ સંસ્થાજ પૂરી પાડે છે આ બે પ્રકારની સંસ્થાઓ (માલ લઈ જનાર અને વસ્તુ વેચાતી આપનાર) નો માલિક એક રીતે ગામડાનો દરેક માણસ હોય છે કારણ કે આ સંસ્થામાં તેની મૂડી ફાળાના રૂપમાં રોકાયેલી હોય છે

## માખણ, મરઘાં અને ડુક્કર

અગાઉ લખ્યું છે કે ૧૮૭૨થી ડેન્માર્ક બીટ રાખીને અને ગાયો પાળીને દહીંદૂધનો ધંધો જોરથી શરૂ કર્યો આ ધંધામાં આ નાનાશા દેશને ઘણો જ ફાયદો થયો દુનિયામાં જેટલી માખણની પેદાશ છે તેમાંથી સેંકડે ૨૮ ટકા જેટલો ડેન્માર્કના માખણનો ફાળો છે એકલા ઇંગ્લેંડમાં ડેન્માર્કમાંથી દર વરસે ૫૦ લાખ શેર માખણ જાય છે આ ઉપરાંત લાખ્ખો શેર માખણ દૂરદૂરના દેશમાં, અરે હવા

ન જાય એવી રીતે બધ ડબ્બામા ભરીને ડેન્માર્ક મોકલે છે-આ સિવાય આ દેશનો બીજો મોટો ધધો મરઘીના ઈંડા દર વર્ષે ડેન્માર્કના લાખ્ખો ઇંડા પરદેશ વેચાય છે ઇંગ્લેંડમા અંગ્રેજો જે ઇંડા ખાય છે તે ઘણે ભાગે ડેન્માર્ક મોકલેલા હોય છે ડેન્માર્કનો ત્રીજો મહત્ત્વનો ધધો તે ડુક્કર પાળીને તેનુ માસ વેચવાનો આ ધધો તેમને અચાનક સૂઝ્યો દૂધમાથી માખણ કાઢયા પછી જે છાશ બાકી રહે છે તે ડુક્કરોને બ સરી પેરે સદે છે અને તેને નરને તેઓ બ જ જાડા થાય છે પોતાની છાશ ટ્રિપ્ટ ન જાય એના માટે ડેન્માર્ક ડુક્કરો પાળવાની શરૂઆત ગી દર સાન આ ડુક્કરોના માસની નિકાશ ડેન્માર્કમાથી મોટા પાયા ઉપર થાય છે

આ બધા ધધાઓ સહકારી સિધ્ધાન ઉપર જ ચાલે ? ડેન્માર્કની પ્રમુખ સહકારી સસ્થાઓ તે સહકારી ડેરીદૂધની સસ્થાઓ તેમની મારફતે ચલાવેલા સહકારી દૂધઘરો ડેન્માર્કમા ૧૯૦૮મા આશરે ૧૧૫૭ હતા અને તેમા એક લાખ સત્તાવન હજાર લોકો કામ કરતા હતા કેવળ દૂધ અને માખણની પરીક્ષા ક નારાણી સસ્થાઓ જ ૫૧૯ હતી અને તેમા દસ હજાર લોકો કામ કરતા હતા

આ પરસ્પર સહકારી સસ્થાના સભાસદો પણ ખેડૂતો જ અને તેમાની બધી મૂડી પણ ખેડૂતોની જ હોય છે આ મૂડી નાની નાની રકમોના શેરો લઈને જ ભેગી કરેલી હોય છે તેથી નાના નાના ખેડૂતોને આ સસ્થાઓમા ભાગ લેવો પરવડે છે દરેક દૂધની સસ્થાના દૂધઘરો હોય છે અને આ દૂધઘરમા તે તે સસ્થાના સભાસદ ખેડૂતોને ઘેરથી તેમનુ દૂધ દરરોજ સવારે લાવવામા આવે છે જે ખેડૂતને જેટલુ દૂધ દૂધઘરમા આવે છે તેટલા જ દૂધના પ્રમાણમા તેનો તે સસ્થામા ભાગ હોય છે આ પધ્ધતિથી માનના પ્રમાણમા જ તેને નફો થાય છે

## ડેન્માર્કના સહકારી દૂધઘરો

આ દૂધઘરમાં દૂધમાંથી માખણ, મલાઈ, ચીઝ વગેરે પદાર્થો તૈયાર થઇને વેચવાને માટે બહાર મોકલવામાં આવે છે. એવાં એક દૂધઘરનો આપણે દાખલો લઇએ—

ઓરીપમાં સહકારી દૂધઘરનું એક મોટું કારખાનું છે. આ સંસ્થામાં ૨૬૪ ખેડૂતો ભાગીદાર છે. આ સભાસદોનાં ઘરનું દૂધ લાવવાને માટે ૧૮ મોટર ગાડીઓ છે. આ દૂધઘરમાંથી રોજ ત્રણ હજાર શેર દૂધ ઘેરઘેર વેચાય છે. આ ઉપરાંત માખણ, ચીઝ, વગેરે વસ્તુઓ બનાવે છે તે તો જુદી જ.

સવારે ૭ વાગે મોટરગાડીમાંથી સભાસદોનાં ઘરનું દૂધ કારખાનામાં આવે છે. આવ્યા પછી તરત જ દૂધનું વજન થાય છે અને તેની રજીસ્ટરમાં નોંધ થાય છે. દૂધમાં ભેળસેળ ન થાય તેટલા માટે જુદા જુદા માલિકોના દૂધના નમૂના અલગ મૂકવામાં આવે છે અને આ નમૂનાના દૂધમાના ઘીના પ્રમાણ ઉપર તેની કિંમત આકારવામાં આવે છે. આ ઉપરાંત પરસ્પર સહકારી સંસ્થાના અધિકારીઓ અવારનવાર દરેકને ત્યાં જઇ દૂધના કસની અને ચોક્ખાપણાની તપાસ કરે છે. દૂધ રેડીને ખાલી થયેલા ડબ્બા નીતરવાને માટે ઊંધા રાખે છે. એવા નીતરતાં ટીપાંમાંથી યે આશરે ૪૦-૪૫ શેર દૂધ ભેગું થાય છે। ત્યાર પછી દૂધનું માખણ બનાવે છે. માખણ બનાવવાની રીત આ પ્રમાણે છે:


ડેન્માર્કની દૂધ-ગાડી

પહેલાં 'ફિલ્ટર' પધ્ધતિથી દૂધ ગાળી નાખે છે. પછી તે દૂધ એક મોટા નાળચામાં જાય છે. આ વાસણને યંત્રની સહાયથી ચક્રાકાર ગતિ આપે છે, તે એટલી કે એક મિનિટમાં વાસણના ૭ હજાર ફેરા થાય છે. આ ગતિને લઇને દૂધ એટલું વેલવાય છે કે દૂધનાં બધાં ચીકણાં ટીપાં હલકાં હોવાથી વાસણના મધ્યમાં ભેગાં થાય છે. પછી એક નળીમાંથી મલાઇ અને બીજીમાંથી ચીકાશ વગરનાં ટીપાં (એનેજ સંચાનું દૂધ કહે છે) બહાર પડે છે. પછી એ સંચાનું દૂધ પહેલાંનાં કરતાં પણ વધારે તપાવે છે. પછી તે બીજી ટાંકીમાં જઇને પડે છે. અને ત્યાં તેનું વજન થાય છે. પછી સભાસદ ખેડૂતને ઘેર તેણે મોકલેલા દૂધનો પોણો ભાગ દૂધ પાછું મોકલે છે અને બાકી પોણા ભાગ દૂધનો ચીઝ નામનો એક ખાવાનો પદાર્થ એક જુદા કારખાનામાં બનાવે છે. તૈયાર થએલાં મલાઈ તથા માખણ ડબ્બામાં ભરીને વેચવાને માટે રવાના કરે છે.

આ દૂધઘરોજ લોકોને દૂધ વેચે છે. અચ્છેર દૂધના સીલબંધ ડબ્બા ઘેરઘેર વારા પ્રમાણે મોકલાય છે. દૂધવાળા ગોવાળીઆને દૂધ કેવી રીતે અને કયાં વેચવું તે જોવું પડતું નથી. દૂધની સંસ્થાનો સભાસદ થાય એટલે પતી ગયું. ત્યારે આપણે ત્યાં પૂનાની આસપાસનાં ૪૭ ગામોમાંથી આશરે પંદર રસ્તેથી રોજ ૩૭૮૦ શેર દૂધ બૈરાંઓ લાવે છે, એમ કહેવાય છે. આટલા લોકોને માટે જો ઠેર ઠેર દૂધઘરો ઉઘાડવામાં આવે તો કેટલું સારું!

## બીજી સહકારી સંસ્થાઓ

ડેન્માર્કમાં કેવળ દૂધની સંસ્થાઓજ છે એમ નહિ, સહકારનો સિધ્ધાંત ડેન લોકોની રગેરગમાં ફેલાયો છે. કોઇ પણ નાનુંસનું કામ કરવાનું હોય તો તે સહકારથીજ તેઓ કરે છે. તેમનાં ઢોરા ઉછેરવાનાં સહકારી મંડળો પ્રસિધ્ધ છે. આ મંડળો ઢોરોની યોગ્ય સંભાળ

તથા તેમની શાસ્ત્રીય પેદાશ તરફ ધ્યાન આપે છે. ખેડૂતોને ખાતર, બી, ઓજારો, કપડાં વગેરે પૂરાં પાડવા માટે માલ પૂરો પાડનાર સહકારી મંડળો ખોલવામાં આવ્યાં છે. "માલ પૂરો પાડનાર સંયુક્ત સહકારી મંડળ" નામની ત્યા એક મોટી રાષ્ટ્રીય સંસ્થા છે. તેની કુલ ૮૦૦ શાખા છે અને દરેક ગામડામાં તેની એક એક ઉપશાખા છે. દરેક ગામડામાં આ શાખાનો એક કોઠાર હોય છે અને તેમાંથી ખેડૂતને જોઇતા બધા પદાર્થો પૂરા પાડવામાં આવે છે. કોપનહેગન નામના પાટનગરમાં માલની એક ગંજાવર વખાર છે. આ વખારમાંથી બધી શાખાઓને માલ મોકલવામા આવે છે.

ડેન્માર્કમાં ઢોરોને ચારો પૂરો પાડવાને માટે ૭ મંડળો છે. દૂધનાં ૬૦૦ મંડળોએ જ આ ૭ મંડળો સ્થાપન કર્યાં છે. આ સિવાય આ જ મંડળોએ કેવળ ખાતર પૂરું પાડવાને માટે ચાર મોટાં મંડળો ખોલ્યાં છે. આ મંડળોએ દૂધના કારખાનાંને લગતાં યંત્રો પૂરાં પાડવાને માટે એક અલગ સહકારી મંડળ સ્થાપન કર્યું છે. આ પ્રમાણે મોટી સહકારી સંસ્થાઓએ *બીજી ઘણી નાનકડી સંસ્થાઓ* પોતાને લગતા વ્યવહારને માટે ખોલી છે. એક ખેડૂત સહેજે આઠ દશ જુદા જુદા પ્રકારની સહકારી સંસ્થાઓનો સભાસદ હોય છે.

આવા અદ્ભુત સહકારથી ડેન લોકો ટૂંક વખતમાં થોડી મહેનતથી પોતાનો માલ પેદા કરી શકે છે અને જે દેશના બજારમાં ભાવ વધારે ઊપજતો હોય ત્યાં તે માલ લઈ જઇને વેચી શકે છે. તેજ પ્રમાણે જરૂરિયાતની બધી વસ્તુ યોગ્ય ભાવે તેમને ઘેરબેઠા મળી શકે છે તેથી ડેન લોકો બહુ તવંગર થઈ ગયા છે અને ત્યાના દરેક ખેડૂતનું સેવિંગ્સ બેંકમાં ખાતુ છે. ટૂંકમા ડેન્માર્ક દેશ એટલે સહકાર્યનો વિજય.

---

નોધ—આ પ્રકરણ સ્વર્ગસ્થ સહકારી કૃષ્ણના એક લેખના આધારે લખ્યુ છે.

### સ્વાધ્યાય

૧. ડેન્માર્કે ખેતી વિષે પોતાની ઉન્નતિ કેવી રીતે કરી? એ કાર્યમાં ત્યાંની સરકારે કઈ રીતે મદદ કરી?

૨. "સહકારી હિલચાલ" નો અર્થ અને સિદ્ધાંત સમજાવો. એથી ડેન્માર્કને શા શા ફાયદા થયા તે વર્ણવો.

૩. આપણા દેશમાં પણ સહકારના સિદ્ધાંત પર અનેક સંસ્થાઓ ચાલે છે. એ સંબંધી અભ્યાસ કરી ટૂંકી માહિતી આપો.

૪. ડેન્માર્કનું કોઇક દૂધઘર જોવા તમે ગયા હો એમ ધારી એનું સવિસ્તર વર્ણન કરો. ગુજરાતમાં પણ આવાં દૂધઘર અથવા 'ડેરી' છે, તે જો તમે જોયાં હોય તો તેનું વર્ણન લખો.

૫. 'ડેન્માર્ક દેશ એટલે સહકારનો વિજય' એ વાક્ય કેટલે અંશે સાચું છે એ આ પ્રકરણમાં તમે વાંચેલી વિગતો પરથી બતાવો.

---

## ૧૪: સુંદર ગ્રીસ દેશમાંના બોલકણા ગ્રીક લોકો

યુરોપ ખંડની રજા લેતાં પહેલાં એ ખંડનો એક દેશ આપણે જરૂર જોવો જોઇએ. આ દેશ તે ગ્રીસ. તેમાં રહેનાર લોકોને ગ્રીક કહે છે. ગ્રીસ દેશ યુરોપમાં ઘણો પછાત છે તેમ જ ખેતી, ઉદ્યોગધંધા, કારખાનાં વગેરે બાબતોમાં આપણે આ દેશ પાસેથી શીખવા જેવું કશું નથી. આ દેશ જોવાનો આપણો ઉદ્દેશ બીજો જ છે.

આપણે જેને આજ પાશ્ચાત્ય સુધારણા અથવા સંસ્કૃતિ કહીએ છીએ તેનું મૂળ સ્થાન ગ્રીસ છે. ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ, જર્મની વગેરે હાલના સુધરેલા યુરોપિયન રાષ્ટ્રો જ્યારે જંગલી સ્થિતિમાં હતાં ત્યારે ગ્રીસની જાહોજલાલીનો વખત હતો, ગ્રીક શહેરો સમૃદ્ધ હતાં; ત્યાંની રાજ્યવ્યવસ્થા ઉત્કૃષ્ટ હતી અને કલાકૌશલ્ય, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં ગ્રીસે પ્રાવીણ્ય મેળવ્યું હતું.



ગ્રીક પદ્ધતિની 'પેંથિયાન' નામની ઇમારત



એક્રોપોલિસ—પ્રાચીન ગ્રીસનાં અવશેષ

## પ્રકૃતિનું સૌંદર્ય

ગ્રીસ દેશમા યુરોપના બીજા દેશોની માફક ધૂમસનુ અથવા ટાઢનુ રાજ્ય નથી ત્યા સૂર્યપ્રકાશ ભરપૂર અને સુખકારક છે હવા એટલી ચોખ્ખી હોય છે કે ત્યા અનેક માઇલ સુધી બધુ સ્પષ્ટ દેખાય છે અને માણસની નજરમા આસપાસનો વિસ્તૃત પ્રદેશ એકદમ આવે છે ગ્રીસની ત્રણ બાજુએ ભૂખરો સમુદ્ર વીંટળાએલો છે અંદરનો આખો પ્રદેશ ડુંગરાળ છે જ્યા જાઓ ત્યા ઊંચા બરફથી ઢંકાએલા સફેદ ડુંગરો, લીલીછમ ખીણો ને ધારો આવેલા છે ડુંગરાળ પ્રદેશમા ઠેરઠેર સમુદ્ર અંદર ધૂસ્યો છે જાણે કે સમુદ્ર અને પર્વત એક બીજા સાથે સતાકૂકડી ના રમતા હોય! ઊંચા સફેદ પર્વતો લીલી ખીણો, ભૂરા સમુદ્રની અંદર ફેલાએલા ડુંગરો લીલાછમ ઝાડોથી છવાએલા મેદાનો અને આસપાસનુ સ્વચ્છ વાતાવરણ — આ પ્રમાણે ગ્રીસ દેશ વિવિધ રંગોનો એક સુંદર બગીચો છે

## પ્રકૃતિ અને મનુષ્ય

આ સુંદર દેશની રચના જ એવી છે કે ત્યા રહેતા માણસોને ભવ્ય અને સુંદર વિચાર સૂઝે ને તેમને હાથે ભવ્ય અને સુંદર કાર્યો થાય પ્રાચીન કાળના ગ્રીક લોકો એવા જ પ્રકારના હતા સૌંદર્ય અને ભવ્યતા એ બે ગુણોના તેઓ પૂજારી હતા પોતાના શરીરો સુંદર અને ભવ્ય દેખાય તેવો તે સતત પ્રયત્ન કરતા અને તે માટે સ્ત્રીપુરુષો પધ્ધતિસર વ્યાયામ લેતા ગ્રીક કારીગરોએ બનાવેલા મહાન્ અને સુંદર બાવલાઓમાથી કેટલાક હજુ પણ આપણી નજરે પડે છે તેમણે ભવ્ય અને સુંદર સભાગૃહો અને ક્રીડાગણો બાંધ્યા તેઓએ શરૂ કરેલો શિલ્પકલાનો વિશિષ્ટ સપ્રદાય આજે પણ જગમા ય છે અને તેનુ બધે અનુકરણ થાય છે

## શિલ્પકલા અને સસ્કૃતિનુ ધામ

પાટનગર એથેસની પાસે એક્રોપોલિસ નામની ઊંચી ટેકરી

ઉપર ગ્રીક શિલ્પકળાના ઉત્તમ નમૂનાના અવશેષો નજરે પડે છે અને



ગ્રીસમાં સુંદર સ્ત્રીઓના શિલ્પનું દેવાલય—પાર્થેનન

તે જોવા દુનિયાના તમામ દેશોના લોકો ભક્તિભાવથી ઊભરાય છે. પાર્થેનન નામના એક મંદિરમાં તો થાંભલાને બદલે સ્ત્રીઓનાં આરસ-પહાણનાં પૂતળાં છે. એથીના નામની યુદ્ધદેવીનું ભવ્ય બાવનું ૩૮ ફૂટ ઊંચું છે. તે આરસપહાણ અને સોનાથી બનાવેલું છે. આવા આવા અનેક શિલ્પકૃતિના અવશેષો એક્રોપોલિસ ઉપર જોવા જેવા છે.

ગ્રીક સાહિત્યમાં આદિ કવિ હોમર પ્રસિદ્ધ છે. તેણે 'ઇલિયડ' નામનું આપણા 'રામાયણ' જેવું એક મહાકાવ્ય રચ્યું હતું. આ કવિ આંધળો હતો એમ કહેવાય છે. ગ્રીક તત્ત્વવેત્તાઓ સૉક્રેટિસ, પ્લેટો અને ઍરિસ્ટૉટલના નામો મશહૂર છે.

સૉક્રેટિસે વાસ્તવિક રીતે મનુષ્યપ્રાણીનું જ્ઞાન કેટલું અલ્પ છે તે

પ્રશ્નોત્તરપધ્ધતિથી જન્મભર મથીને સિધ્ધ કર્યું. તેના શિષ્ય પ્લેટોના સૃષ્ટિની ઉત્પત્તિ વિષેના વિચારો આપણા વેદાન્તની સાથે મળતા આવે છે. તેની ભાષા કાવ્યમય અને પ્રાસાદિક છે. તેના શિષ્ય એરિસ્ટોટલે તે વખતે જ્ઞાત એવા તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, રાજકારણ, તર્કશાસ્ત્ર, જ્યોતિષ વગેરે બધાં શાસ્ત્રો ઉપર ગ્રંથો લખ્યા છે. એવો તે ભારે પંડિત હતો. તેના ગ્રંથોને યુરોપખંડમાં એટલું બધું માન અપાતું કે ૧૫૦૦ વરસ સુધી તેના ગ્રંથોને યુરોપના વિદ્વાન લોકો વેદ જેવા પ્રમાણ માનતા. ૧૬મી સદી સુધી યુરોપમાં એરિસ્ટોટલના મતથી વિરૂધ્ધ બોલવું કે લખવું એ ગુનો મનાતો હતો.



ગ્રીસનો વાલ્મિકી અંધ હોમર

વકતૃત્વકળામાં ડિમોસ્થેનિસ નામનો ગ્રીક ભાષણકર્તા પ્રસિધ્ધ છે. શૌર્યમાં પણ પ્રાચીન ગ્રીક લોકો કોઈનાથી ઊતરતા ન હતા. લિઓનિડાસ નામના તેમાંના એક યોધ્ધાએ માત્ર ૧૪૦૦ જુવાનોની મદદથી થર્મોપિલી નામના ઘાટમાં તે વખતે અજીત મનાતા ઈરાનના સમ્રાટના પ્રચંડ સૈન્યની સામે ટક્કર ઝીલી. પ્રસિધ્ધ ગ્રીક બાદશાહ એલેક્ઝાન્ડરની કોને ખબર નથી? બત્રીસમા વરસ પહેલાંજ તેણે ગ્રીસથી પંજાબ

પંજાબ સુધીનાં તમામ રાજ્યો સર કર્યાં. જીતવાને હવે દેશ બાકી રહ્યો નથી એ વિચારથી તેની આંખમાં પાણી આવ્યું એમ કહેવાય છે.

### લોકસત્તાક નગરરાજ્યો

ગ્રીસ દેશમાં ડુંગરની તળેટીમાં ખીણોમાં વસેલાં ઘણાં શહેરો હતાં. એક ખીણમાંથી બીજી ખીણમાં જવાને સારા સારા રસ્તા ન હતા તેથી તે લોકોનો પરસ્પર ઝાઝો વ્યવહાર થતો નહિ. દરેક શહેર અને તેની આસપાસનો પાંચ દસ માઇલનો પ્રદેશ સ્વતંત્ર અને સ્વયંપૂર્ણ હતો. દરેક શહેર એક નાનકડું રાજ્ય હતું. શહેરના બધા ડાહ્યા નાગરિકો સાંજે સભાગૃહમાં એકઠા થતા અને પોતાના શહેર પૂરતા કાયદા ઘડતા તેમ જ યુદ્ધ કરવું કે સુલેહ કરવી તેનો પણ નિર્ણય કરતા. આ પ્રમાણે આ જૂના નગરરાજ્યો ખરેખરાં લોકસત્તાક હતાં! અને લોકસત્તાક રાજ્યપદ્ધતિનો પાઠ તેમણે જ યુરોપખંડને શીખવાડ્યો.

### ઓલિમ્પિક રમતો

રાજ્યકારભારની બાબતમાં આ શહેરસત્તાક રાજ્યોનો પરસ્પર જો કે બહુ સંબંધ રહેતો નહિ તો પણ રાષ્ટ્રીય રમતગમતોની હરીફાઇમાં તમામ શહેરો હોશથી ભાગ લેતા. આ હરીફાઇઓ ઓલિમ્પીઆ નામના એક વિસ્તીર્ણ મેદાનમાં દર ચોથે વરસે થતી. ચાર વરસના આ સમયને એક "ઓલિમ્પીઆડ" કહેતા અને તે ઉપરથી ગ્રીક લોકો સમયની ગણતરી કરતા. આ ઉપરથી રમતોને અને શરીરના શરીરના સુડોળપણાને ગ્રીક લોકો કેટલું મહત્ત્વ આપતા તે દેખાઇ આવે છે.

ઓલિમ્પીઆ મેદાનના મધ્ય ભાગમાં ગ્રીક દેવતા ઝુસનું મનોહર મંદિર હતું અને તેની આસપાસ મોટા સ્નાનગૃહો, કુસ્તી, અખાડા, સભાગૃહો, રમતોનાં વગેરેની સુંદર ઈમારતો હતી મેદાનના જુદા જુદા

ભાગમાં દોડવાની, ઘોડદોડની, ઘોડાના રથ ચલાવવાની, કૂદકા મારવાની, ભાલા ફેંકવાની, કુસ્તી કરવાની, બૉક્સિંગની વગેરે ઘણા પ્રકારની રમતોની હરિફાઈઓ થતી અને વિજયી વીરોને કુમારિકાઓએ ખાસ વણેલા ખાસ ઝભ્ભાઓ આપવામાં આવતા. આ હરિફાઈઓ ઝુસ દેવતાના સંતોષને ખાતર રાખવામાં આવતી. કારણ કે મનની માફક શરીર પણ મજબૂત અને ચપળ બનાવવું એ એક ધાર્મિક કર્તવ્ય છે એમ ગ્રીક લોકો માનતાં. હાલમાં યુરોપમાં જગતના તમામ હરિફોને માટે ઘણી રમતોની હરિફાઈઓ શરૂ થઈ છે. જૂની ગ્રીક હરિફાઈના માનમાં આ રમતો પણ 'ઓલિમ્પિક ગેઈમ્સ, કહેવાય છે.

હવે આપણે પ્રાચીન ગ્રીસથી અર્વાચીન ગ્રીસ તરફ વળીએ. ખીણો અને પહાડોમાં રહેતો હાલનો ગ્રીક પણ જૂના જમાનાના ગ્રીકની પેઠે જ સ્વાતંત્ર્ય અને સમતાનો પ્રેમી છે. ગ્રીસમાં શેઠ પોતાના નોકરોની સાથે સમાન દરજ્જે માનીને હાથ મિલાવે છે ને તેમ કરવામાં તેને કશું હીણપદ લાગતું નથી. પૈસાદાર લોકો રસ્તામાં બૂટપૉલિશ કરનાર રખડતા ગરીબ માણસની સાથે વિના સંકોચે હાથ મિલાવે છે.

## સાહસિક ગ્રીક વ્યાપારીઓ

સમુદ્રકિનારે રહેવાથી ગ્રીક લોકો પહેલેથી જ દરિયાઈ લોકો છે. જૂના જમાનાથી ભૂમધ્ય સમુદ્ર ઉપરનો વ્યવહાર અને બીજો વેપાર ગ્રીક લોકોના હાથમાં છે. ભૂમધ્ય સમુદ્રના દરેક બંદરમાં માલથી ભરેલાં ગ્રીક વહાણો તમારી નજરે પડવાનાં જ. આ સમુદ્રની પાસેના બધાં શહેરોમાં મોટી મોટી ગ્રીક પેઢીઓ અને દુકાનો છે. એમ કહેવાય છે કે સ્વદેશ કરતાં પરદેશમાં ગ્રીક લોકોની સંખ્યા વધારે છે.

સમુદ્ર ઉપર બહુ જ સાવચેતીથી રહેવું પડે છે. પવન જોરથી ક્યારે વાય, ક્યારે શમી જાય, તોફાન ક્યારે થશે, વગેરે બાબતો તરફ

દરિયાઈ લોકોને હંમેશ ધ્યાન આપવું પડે છે. દરિયાના અનુભવથી ગ્રીક લોકો બહુ ચકોર અને દક્ષ બન્યા છે. વ્યાપારમાં એ એટલા હોશિયાર છે કે એક ગ્રીક બે જયુના મુકાબલામાં મૂકી શકાય એવી યુરોપમાં કહેવત છે. જયુ લોકો યુરોપના મારવાડીઓ છે એમ કહીએ તો ચાલે. હંમેશ એક બંદરથી બીજા બંદરમા ભટકતા રહેવુ પડતું હોવાથી ગ્રીક લોકોને એક જગ્યાએ સ્વસ્થ બેસવુ બિલકુલ ગમતું નથી. આમ બેસવું તે તેમને સજા જેવુ લાગે છે. તેમના પગમાં જાણે ચળ થઈ ન હોય! શરીરની સાથે તેમની મનની વૃત્તિ પણ ચંચળ બની ગઈ છે. તેમની છબ સવારથી સાંજ સુધી ચાલ્યા જ કરે છે. ગ્રીક લોકોના ગળામાં મણિની એક માળા હોય છે. તેમનું મોં ચાલુ થાય કે તેમના હાથની આંગળીઓ આ મણિઓ ફેરવ્યા જ કરે છે.

ગ્રીક લોકો ભારે ખણખોદિયા હોય છે. તેમને નાનીસૂની દરેક વાતની માહિતી જોઈએ. તમે એમના સકંજામાં સપડાયા કે તમારા ઉપર તેઓ પ્રશ્નોનો મારો ચલાવશે. પ્રશ્ન પૂછવો એ તેમના મનનો મર્મ જ થઈ ગયો છે. બીજું કાંઈ ન હોય તો એક ગ્રીક તમને "તમે વાળ કપાવ્યા, તે હજામનુ નામ શુ?" કે "તમે બૂટનું પોલીશ ક્યારે કરાવ્યું?" એવા એવા નિરર્થક પ્રશ્નો પૂછે ત્યારે જ જંપે છે.

ગ્રીક લોકોને ગામડામાં કે એકાન્તમાં રહેવું ગમતુ નથી. ક્યાંથી ગમે? ત્યાં ગપાટા મારવાને માટે દુકાનો કે હોટલો ક્યાંથી હોય? તો પણ ખેડૂતોને સ્વાભાવિક રીતે જ પોતાના ખેતરમા રહેવું પડે છે.

### 'કરંટ' અને મધ

ગ્રીસમાં મુખ્યત્વે કરીને બે વસ્તુના પાક થાય છે. 'કરંટ' નામની નાની બી વગરની દ્રાક્ષ અને ઓલિવ ફળઝાડો. આ બન્નેના પણ ત્યાં મોટામોટા બગીચા છે. હજારો સ્ત્રીપુરુષો અને છોકરાઓ બગીચામાં દ્રાક્ષ તોડવાનું કામ કરતા હોય છે. આ દ્રાક્ષ પહેલાં તડકામાં સારી પેઠે તપાવી સૂકવીને પછી પેટીમાં બંધ કરીને બંદર

ઉપર પરદેશ મોકલવાને માટે રવાના કરે છે. ગ્રીસ દેશની કરંટ દ્રાક્ષના દરસાલ લાખ્ખો રૂપિયા ઉપજે છે. ઓલિવનો સ્વાદ સારો હોય છે. તેમાથી તેલ પણુ નીકળે છે આ તેલની સાથે ગ્રીક લોકો રોટલો ખાય છે. સ્વિસ લોકોની પેઠે તેમને દૂધ, માખણુ ને પનીર મળતું નથી કારણુ કે ત્યાં બહુ ઘાસ ઊગતુ ન હોવાથી કોઈ ઢોરે પાળતા નથી. ગ્રીક લોકો ઘરમા ફક્ત ભાત તૈયાર કરે છે. બાકી રોટવો શેકવો, માસનુ ઓસામણુ કરવુ, માછલી તળવી વગેરે દુકાનમાથી પૈસા આપીને કરાવી લે છે. દુકાનમાં માંસના કટકા, કાપેલી માછલી, ડુંગળી, લોટ વગેરે પદાર્થ આપીને બધા પદાર્થો તૈયાર કરાવી લે છે.

ગ્રીસમા સવારે સ્વારી લોકો રસ્તામા બકરીઓ લઇને ઘેર ઘેર ફરતા દેખાય છે. ઘરમાંની નોકરડી પોતાની નજર સામે બકરીનું દૂધ દહોવરાવીને લે છે. ગ્રીસમા ગાયો ન હોવાથી લોકો બકરીનું દૂધ પીએ છે.

ગ્રીક લોકોને મધ બહુ ભાવે છે. હીમીટસનું મધ ઘણુ જ પ્રસિધ્ધ છે. મધમાખીઓ હીમીટસ નામના પર્વત ઉપર ઊગતા પીળા ફૂલોનું મધ મધપુડામા ભેગું કરે છે. તેથી મધનું નામ હીમીટસ પડ્યું છે. ગ્રીસમા સુગધી તથા મધથી ભરપૂર એવાં ઘણા ફૂલો ખીલતા હોવાથી મધ પણુ પુષ્કળ મળી આવે છે. રસ્તાઓમા ડોશીઓ ઝાડની ડાળી સાથે લટકતો મધપૂડો લઈ વેચતી દેખાય છે.

### ગ્રીક લોકોનો પહેરવેશ

ગ્રીસમા મધની પેઠે નારંગી અને જંજીર બહુ થોડી કિંમતમાં વેચાતાં મળે છે. નાના છોકરાઓ ગધેડા ઉપર, આ ફળો લાદીને રસ્તે વેચાતાં ફરે છે રસ્તામા વસ્તુ વેચતા ફરવાનો રિવાજ ત્યાં બહુ છે. તમે ગ્રીક શહેરોના રસ્તામાં લહેર કરવા નીકળો તો

તમને કોઇ કુંજળીની માળા વેચતો, તો કોઈ લસણની માળા વેચતો જણાય, તો કોઇ લેમોનેડ કે મીઠાઈ લઇને ફરતો મળી આવે, ત્યારે કોક વળી મરઘીઓ લઈ ઘેર ઘેર ભટકતો દેખાશે. ઘરમાની સ્ત્રીઓ મરઘી હાથમા લઈ સારી પેઠે નિહાળી, હાથથી દાબીને જુએ છે અને પસંદ પડે તો વેચાતી લે છે. બૂટને થીંગડાં મારનાર ચમાર આપણા દેશની માફક જ રસ્તામા કામ કરતો હોય છે. પણ રસ્તામા ચોક્કસપણે મળી આવતો માણસ તે તો બૂટપોલીશ કરનાર ગ્રીક લોકોને બૂટ જરાયે ગંદા થએલા ગમતા નથી. દિવસમા બે ચાર વખત પણ તે પોતાના બૂટને પોલીશ કરાવી લે છે. તેમનાં બૂટ બીજા યુરોપિયન લોકોના બૂટ જેવા હોતા નથી. તે ઘણે ભાગે લીલા રંગના હોય છે. તેની ટોચ દક્ષિણી જોડાની માફક ઉપર વળી ગએલી હોય છે અને તેના ઉપર કાળા રંગનું એક ભપકાદાર


વર્તમાન ગ્રીક પુરુષ

ફૂમતુ હોય છે બીજા પોષાકની બાબતમા પણ ગ્રીક લોકો બીજા યુરોપિયન લોકોથી જુદા પડે છે. ઢીંચણ સુધી તંગ ઇજાર, ઢીંચણ સુધીનુ લાબું અંગરખું, ઉપર કસબી જાકીટ અને માથે લાલ રંગની એક લાંબા ફૂમતાવાળી કાનટોપી એ તેમનો પોષાક હોય છે.

વેપારમાં પૈસા કમાઇને હાલનો ગ્રીસ દેશ ખૂબ પૈસાદાર થતો જાય છે. શિક્ષણ તરફ પણ તેઓ સારું ધ્યાન આપે છે પણ પૂર્વજોની અસાધારણ બુદ્ધિ, કલાકૌશલ્ય

અને પરાક્રમ તેમની પાસે નથી તે બધુ તો પૂર્વજોની સાથે જ નાશ પામ્યુ છે

## સ્વાધ્યાય

૧ પ્રાચીન કાળમા ગ્રીસનું સ્થાન સસ્કૃતિની દૃષ્ટિએ ઘણું મોટુ હતુ એમ શાથી કહેવાય છે? જે જે ક્ષેત્રોમા ગ્રીસે તે જમાનામા ખ્યાતિ મેળવી હતી તેનો નિર્દેશ કરી જણાવો

૨ ડિમોસ્થેનિસ જગપ્રસિદ્ધ વક્તા બન્યો ત્યાર પહેલા એને અનેક મુશ્કેલીઓ નડી હતી એ સર્વ પર એણે કેવી રીતે વિજય મેળવ્યો એ એના સબધી કોઈ પુસ્તક કે લેખમાથી વાચો અને તમારા પોતાના શબ્દોમા લખો

૩ લિઓનિડાસે ઈરાનના શાહ સાથે થર્મોપિલીની આગળ ઇતિહાસપ્રસિદ્ધ યુધ્ધ કર્યું હતું એનુ રસિક વર્ણન ગ્રીસના ઇતિહાસમાથી વાચી એક નાના લેખ તરીકે લખો

૪ પ્રાચીન ગ્રીસના મહાન પુરુષો કયા કયા? એ દરેકના જીવન અને કાર્ય સબધી તમે જાણતા હો તો કહો

૫ પ્રાચીન ગ્રીસની ઓલિમ્પિક રમતો વિષે ટૂકમા લખો હમણા ઓલિમ્પિક રમતોની ફરી શરૂઆત થઈ છે તે સબધી વિગતો શોધી એક નાનો નિબધ લખો

૬ આધુનિક ગ્રીક લોકોની તમને જે જે વિશિષ્ટતાઓ જણાય તે વર્ણવો

૭ હાલના ગ્રીક લોકોને બહુ ભોળામણા એવુ ઉપનામ કેમ આપ્યુ છે?

૮ ગ્રીસ દેશની અમેરિકા ભૂમધ્ય સમુદ્રની આમેરિકા કહેવાય છે એમ તમે ભૂગોળમા શીખી ગયા હશો તો એ વિષે તમે જાણતા હો તે લખો

# ૧૫ : ઘેટાંનો દેશ ઑસ્ટ્રેલિયા અને તેના લોકો

હવે આપણે એક જુદા જ ખંડ તરફ વળીએ. આપણા દેશની અગ્નિ દિશામાં ઑસ્ટ્રેલિયા નામનો એક દેશ છે. આ દેશ દુનિયામાંનો સૌથી મોટો એક બેટ છે. ઑસ્ટ્રેલિયા અને તેની આસપાસના નાના નાના બેટો મળીને ઑસ્ટ્રેલિયા નામનો એક નોખો જ ખંડ મનાય છે.

ઑસ્ટ્રેલિયાની શોધ એક અંગ્રેજે કરી તેથી આ બેટ અંગ્રેજોના કબજામાં આવી ગયો. શરૂઆતમાં બ્રિટિશ સરકાર જન્મટીપના કેદીઓને આ બેટમાં મોકલતી, પણ પછી ઑસ્ટ્રેલિયાના કિનારા પાસેનો પ્રદેશ વસાહત કરવા યોગ્ય છે એમ માલમ પડવાથી બ્રિટિશ લોક ત્યાં આવીને રહેવા લાગ્યા. તો પણ આ બેટના વિસ્તારના પ્રમાણમાં ત્યાં વસતિ ઘણી જ ઓછી છે. ૧૯૨૩ની સાલમાં ઑસ્ટ્રેલિયાની લોકસંખ્યા માત્ર ૬૦ લાખ હતી. એટલે કે એકલાં લંડન શહેરમાં જેટલા માણસો રહે છે તેટલા જ લગભગ આ વિસ્તીર્ણ દેશમાં છે. પૂર્વ તરફના કિનારાની પાસેનો મુલક છોડી દઈએ તો ઑસ્ટ્રેલિયાના $\frac{9}{10}$ કરતાં વધારે ભાગમાં એક ચોરસ માઈલે બે માણસોનું પ્રમાણ આવે છે.

## નિર્જન પ્રદેશ

એમ શા માટે થયું હશે? આ બેટમાં વસાહત શરૂ થયે લગભગ સો વરસ તો થઈ ગયાં. આટલા સમયમાં અમેરિકામાં લાખ્ખો નવા માણસો ઉપરાઉપરી આવ્યા. તેમણે જંગલો કાપ્યાં, જમીન ખેડી અને શહેરો વસાવ્યાં. આજે પૂર્વ કિનારાથી માંડીને પશ્ચિમ કિનારા સુધી અમેરિકામાં કીડીની માફક માણસોની ગીચ વસ્તિ થઈ છે. અમેરિકાની માફક ઑસ્ટ્રેલિયામાં વસતિ ન થઈ તેનું કારણ એ છે કે સમુદ્રની પાસેનો પ્રદેશ છોડી દઈએ તો આ બેટ એક મોટું

વેગન રણ છે, અને તેમા એટલી બધી ગરમી છે કે ઠંડી હવામા ઊછરેલા યુરોપિયન લોકોથી ત્યા રહેવાતુ નથી આ વિસ્તીર્ણ પ્રદેશમા વરસાદ બહુ થોડો જ પડે છે અને દેશમા નદીઓ પણ નથી

## ઓસ્ટ્રેલિયા-ઘેટાઓનું વતન

આવી પરિસ્થિતિમા વસાહત કરવા ગએના લોકો સમુદ્ર કિનારની પાસે જ વસી રહેના તેમા નવાઈ નથી આ વાડા પ્રદેશમાજ તેઓએ મોટા મોટા શહેરો વસાવ્યા અને ઉદ્યોગધધા ચલાવ્યા આ લોકોનો મુખ્ય ધધો ઘેટા પાળીને તેમના ઊન અને માસ વેચવાનો છે દુનિયામા જેટલા ઘેટા છે તેમનો છઠ્ઠો ભાગ એકલા ઓસ્ટ્રેલિયામા છે ૧૯૨૧ ની સાલમા ત્યા આઠ કરોડ ૪૦ લાખ ઘેટા હતા એક માણસે એવો હિસાબ કર્યો છે કે ઓસ્ટ્રેલિયામાના બધા ઘેટા એકઠા કરીએ ને તેમની ચાર હારો કરી વિષુવવૃત્તની ઉપર ઊભા કરીએ તો આખી પૃથ્વીની આસપાસ આ જીવતો ઊનનો પટો વીંટાઈ જાય ! વસાહતવાળાઓના આવતા પહેલા એટમા ઘેટુ એક ન હતુ વસાહતવાળાઓએ પૂર્વ અને દક્ષિણ ભાગમા એક બારીક જાતનુ ઘાસ ઊગતુ જોયુ વરસાદ ઓછો પડે તોએ આ ઘાસ ઊગે જ અને જમીન ફળદ્રુપ ન હોય તોએ તે ઘાસના કામમા આવે વસાહતવાળાઓના ધ્યાનમા આ વાત આવી તેઓએ યુરોપમાથી સારી જાતનું ઘાસ આણીને ત્યા ઉગાડયુ અને સ્પેનમાથી ઘણા ઊનવાળા મેરીનો નામની એક ઘેટાની જાત અહીંયા આણીને તેની ઊછેર કર્યો આ પ્રમાણે પરિસ્થિતિ જોઈને તેઓએ પોતાનો ધધો નક્કી કર્યો અને તેમા તે પૈસાદાર અને સુખી થયા

### ભરવાડના રાજાઓ

આપણે ત્યા ભરવાડ પાસે બહુ બહુ તો ૧૦૦-૨૦૦ ઘેટા હોય પણ ઓસ્ટ્રેલિયામાં કેટલાક શ્રીમત ભરવાડો પાસે લાખ-લાખ ઘેટા

હોય છે. આ ભરવાડોને 'ભરવાડના રાજાઓ' કહે છે. ઓસ્ટ્રેલિયન ભરવાડો એટલે લંગોટી વાળીને અને ખભે કામળો નાખીને ઘેટાંની પાછળ ફરનાર અનાડી લોકો હશે એમ કોઇ ન માને. આ લોકો સારા ભણેલા હોય છે ને બહુ સારા કપડા પહેરે છે, આલીશાન મકાનોમા રહે છે ને મોટરગાડીઓમા ફરે છે. પણ આપણે આવા એક ભરવાડને ઘેર જઇએ એટલે આ લોકોની રહેણીકરણીની માહિતી આપણને મળશે.

ચાલો, આપણે આગગાડીમા બેસીને જઈએ. આપણે ત્યાંની માફક અહીં પણ બહુ ઘામ થાય છે, તો પણ તરસ લાગે તો ફિકર કરવા જેવુ નથી. કારણ આગગાડીના ડબ્બામાં બહારથી પાણીથી ભરેલી કેનવાસની થેલીઓ ટીંગાવેલી હોય છે. તેની પાસે પીવાના પ્યાલા પણ હોય છે. કેટલી સરસ સગવડ? આપણા કાઠિયાવાડની રેલ્વેગાડીમા એવી સગવડ કરવામા આવે તો કેટલુ સરસ થાય? બારીમાંથી જુઓ, કેવા વચ્ચે વચ્ચે ઘઉના ખેતરો નજરે પડે છે! ઘઉંને માટે વરસાદ ઓછો હોય તો ચાલે. આપણે ત્યાના ખેડૂતો દસ ઈંચ કરતા ઓછો વરસાદ હોય તો પણ ઘઉનો સારો પાક કરી શકે છે. બારીમાથી દેખાતુ એક હંમેશનું દૃશ્ય તે ઘેટાંનું. નજર પહોંચે એટલે દૂર ક્ષિતિજ સુધી જ્યા જુઓ ત્યાં ઘેટાંજ ઘેટાં! આ ઘેટાંનોજ દેશ તેથી તેમાં નવાઈ શી? ચાલો, આવ્યુ સ્ટેશન પેલા જુઓ, આપણા ભરવાડ મિત્ર આપણને લેવા પ્લેટફોર્મ ઉપર ઊભા છે. આપણને લઈ જવા સારુ તેઓ પોતાની મોટર લઈ આવ્યા છે. બેસો મોટરમા.

## ઓસ્ટ્રેલિયન 'ભરવાડ'ની મુલાકાતે

આ જુઓ, આપણે આપણા મિત્રને ત્યા આવી પહોચ્યા. શુ કહો છો? આ તો એક નાનકડું ગામ જ છે એમ? હા ભાઈ, સાચે જ એમ છે. આ બધાં ઘરો આપણા મિત્રનાજ છે. વચ્ચે એક મોટો

પણ આ તો છે રેડીઓમાંથી તેઓ સીડ્ની, મેલબોર્ન વગેરે મોકડો માઈલ દૂર આવેલા શહેરમાં ચાલતા ગાયન અને ભાષણ ઘેર બેઠા સાંભળી શકે છે

## ઘેટાંઓના શત્રુઓ

બધા જ ભરવાડોની પાસે હજારો ઘેટા હોય છે એમ નથી ઘણાની પાસે થોડા જ ઘેટાં હોય છે આજે એક લાખ ઘેટાનો જે માલિક થઈ બેઠો હોય તે અથવા તેનો બાપ શરૂઆતમાં બિલકુલ સાધારણ પણ હોય તેની પાસે ૨૦૦-૩૦૦ ઘેટા, ૮-૧૦ ઘોડા અને માત્ર બેત્રણ રખેવાળો એટલુ જ હોય ધણાખરા ભરવાડના ગજાનો અસલનો ઇતિહાસ એવો જ છે તે નિર્જન પ્રદેશની વસાહત કરવાનુ સરકારના મનમા હતું તેથી સરકારે નામની કિંમત લઈને સમુદ્ર પાસેની જમીન શરૂઆતમા વસાહતવાળાઓને આપી દીધી ઘેટાઓ જેમ જેમ વધતા ગયા તેમ તેમ તેમના વાડાઓ પણ મોટા થતા ગયા અને ભરવાડો ધીમે ધીમે અને બીતા બીતા સમુદ્રથી દૂર દૂર રહેવાના માંડ્યા

બીતા બીતા કહેવાનું કારણ આગળ આપ્યુ છે આ મોટા પ્રદેશમા વરસાદ પડે છે અને જમીન પણ સારી છે પણ દુકાળ ક્યારે પડે તેનો ભરોસો નથી દુકાળ પડે તો ઘેટાઓને ખાવાને ઘાસ અને પીવાને પાણી મળતુ નથી અને તે જોતજોતામા મરી જાય છે ૧૫-૨૦ વરસ પહેલા પાચ વરસ સુધી દુકાળ પડયો હતો આ વખતે ઓસ્ટ્રેલિયામા ૬૦ કરોડ ઘેટા ભૂખતરસથી વ્યાકુળ થઈને મરણ પામ્યા હતા પોતાની નજર આગળ ઘેટા મરતા જોઈને કેટલાક ભરવાડોને દુ:ખથી ગાંડા થવાનો વખત આવ્યો હતો ઓસ્ટ્રેલિયામા વસતિ કેમ વધતી નથી તે આ ઉપરથી જણાય છે

દુકાળ જેવા જ ઘેટાઓના બીજા શત્રુ તે સસલા કાંગારૂ, એમ્યૂ

વગેરે પ્રાણી. આ પ્રાણીઓ બીડમાનું ઘાસ ખાઈ જાય છે અને પછી ઘેટાઓને ભૂખે મરવાનો વખત આવે છે. કાંગારૂ એ ઑસ્ટ્રેલિયામાં મળી આવતુ એક વિચિત્ર પ્રાણી છે. તેની માદાના પેટની બહાર એક કોથળી હોય છે. બચ્ચા મોટાં થતાં સુધી તે તેમને આ કોથળીમા સંતાડે છે. એમૂ એ શાહમૃગ જેવુ પણ નાના આકારનુ પ્રાણી છે. ઑસ્ટ્રેલિયન ભરવાડો આ પ્રાણીઓનો શિકાર કરીને તેમને મારી નાખે છે.


કાંગારુ

દુકાળથી ઘેટા મરી ન જાય એટલા માટે આ દૂરના પ્રદેશમાં ઠેર ઠેર યન્ત્રોથી જમીનમા હજારો ફૂટ ઊંડા ખાડા ખોદે છે અને પંપથી પાણી ઉપર લઇ આવે છે એવા કૂવાઓને 'આર્ટીઝીયન' કૂવા કહે છે. આ કૂવાને લઈને હવે પાણીની સારી સગવડ થતી જાય છે.

તે જ પ્રમાણે નદીઓને બધ બાધીને અને તેમનું પાણી અટકાવીને તે બારેમાસ ટકાવવુ અને તેની નીક કાઢીને તે ખેતીને માટે અને ઘેટાને માટે દૂર સુધી લઇ જવી એવા પ્રયત્નો હાલ ઑસ્ટ્રેલિયન સરકાર કરી રહી છે. આ પ્રયત્નમા તેમને સારો જશ મળે તો ઑસ્ટ્રેલિયાનું સ્વરૂપ બદલાઈ જશે ત્યાની ઘણીખરી જમીન ખેડાશે અને લોકસંખ્યા પણ વધી જશે.

## મેરીનો શ્રેષ્ઠ ઊનવાળું ઘેટું

ઑસ્ટ્રેલિયન લોકોએ સ્પેનમાથી મેરીનો નામની ઘેટાની જાત

બંગલો છે તેમાં તે પોતે રહે છે. કેટલું મજબૂત ઘર છે એ! બંગલાની આસપાસ જે દેખાય છે તે કચેરી, કોઠાર, લુહારકામ, સુતારકામ વગેરે ઘણાં કામોને માટે ઇમારતો છે. બાકીનાં ઘરોમાં આપણા મિત્રના નોકરો રહે છે. આપણા મિત્રના બંગલાની પાછળ ક્રીકેટ, ગોલ્ફ અને ક્રોકે રમવાનાં મેદાનો છે. ઓસ્ટ્રેલિયન લોકો રમતગમતના બહુ શોખીન હોય છે. દરેક આસ્ટ્રેલિયન સ્ત્રીપુરૂષ અઠવાડિયામાંથી કેટલોક વખત રમવામાં ગાળે છે. તેમના દરેક શહેરમાં ક્રીકેટનાં ઘણાં મેદાનો અને બીજી મનોરંજક રમતો માટે કેટલાયે ઉપવનો હોય છે. આપણો ભરવાડ મિત્ર શહેરથી સેંકડો માઇલ દૂર બીડમાં રહે છે. તે અને તેના નોકરચાકરો રમવાને માટે એટલા દૂર શી રીતે જઇ શકે? તેમને રમવાને માટે ઘરમાં જ સગવડ કરવી જોઇએ.

પેલા જુઓ, ઘરની ઉપર લોઢાના હોજ કેવા છે તે? તે પાણી ભેગું કરવાને માટે બનાવ્યા છે. અહીંયાં વરસાદ ઓછો પડે છે તેથી વરસાદનું પાણી ફોકટ જવા ન દેતાં તેને સંઘરી રાખવાને માટે આ ઉપાય છે. આપણે ત્યાં ગૂજરાતમાં કેટલેક ઠેકાણે અગાશીમાંનું વરસાદનું પાણી નીચે સંઘરી રાખવાને માટે ઘરની જમીનની હેઠળ એવા ચૂનાના બનાવેલા હોજ હોય છે તેને ટાંકાં કહે છે.

### ઘોડેસ્વાર ભરવાડો

આપણા ભરવાડ મિત્રની માલિકીનું ૫૦–૬૦ માઇલ મોટું બીડ છે. તેની આસપાસ તારની વાડ કરી છે. વાડની અંદર બધે ઘેટાં છે. એ જ તેમનો વાડો. બીડમાંનું ઘાસ ખાય, હેરફેર મૂકેલું પાણી પીએ અને બીડમાં જ ઊંઘી જાય એવો તેમનો જીવનક્રમ હોય છે. ઘેટાં સાચવનાર નોકરો ઘોડા ઉપર બેસીને ફરે છે. એટલા મોટા બીડમાં આટલાં બધાં ઘેટાં રાખવાને માટે પગે ચાલીને જવું કેમ પરવડે?

કેટલાક ભરવાડનાં બીડો એટલાં બધા મોટાં હોય છે કે તેની આસપાસ ઘોડા ઉપર બેસીને ફરવાને માટે કેટલાયે દિવસો જોઇએ. બીડ મોટાં હોવાથી ઓસ્ટ્રેલિયન લોકોને ઘોડા વગર ચાલતું જ નથી. તેઓ ઘોડાની પેદાશ બહુ સારી રીતે કરે છે. વેલર નામના એક જાતના ઓસ્ટ્રેલિયન ઘોડા મજબૂત અને દેખાવડા હોય છે. ૧૯૧૯ મા આ દેશમા ૨૫ લાખ ઘોડા હતા. માછીમારના છોકરાઓ જેમ સમુદ્રમા નાનપણથી હોડી લઇને નિઃશંક રીતે જાય છે તેમ ઓસ્ટ્રેલિયન છોકરાઓ ઘોડા ઉપર જીન વગેરે ન મૂકતા બેધાશક ખુરી પીઠ ઉપર બેસે છે અને લગામ વગર તેમને ગમે ત્યાં લઈ જાય છે ઘોડાઓને તબેલો જોઇતો નથી: તેઓ છૂટથી બીડમા હરેફરે છે અને ચરે છે.

ઘેટા રાખનાર લોકો ભારે ચપળ અને હોશિયાર હોવા જોઇએ. તેમને ઘણા કામો કરતા આવડવુ જોઇએ. તેમને ઘોડા ઉપર બેસતા સારી પેઠે આવડવુ જોઇએ. હજારો ઘેટા ઝડપથી ગણતાં આવડવુ જોઇએ. બધા ઘેટા એક ઠેકાણે ભેગા કરતા આવડવુ જોઇએ. ઘેટાઓને કંઈ દર્દ થયુ હોય તો તે જાણીને તેના ઉપર ઇલાજ કરતાં આવડવુ જોઇએ. ઘેટાને નવરાવતા તેમને આવડવુ જોઇએ અને ઊન ઉતારતા તથા કાપતા પણ આવડવુ જોઇએ.

૨૦-૨૫ માઇલ તો ઓસ્ટ્રેલિયન ભરવાડના હિસાબમા હોતા નથી. તેમના છોકરાઓ ક્રિકેટ રમવાને સારુ સહેજે દસેક માઇલ જાય છે અને પાછા આવે છે. છોકરીઓ પણ પોતાની બેનપણીને ત્યા મળવા માટે સહેજે વીસ માઇલ જાય છે પણ આ તો બધુ ઘોડા ઉપર જ. હાલમા તો મોટરો પણ વાપરે છે એક ભરવાડના ઘરથી ૫૦-૬૦ માઇલ દૂર રહેતા બીજા ભરવાડના ઘર સુધી હવે તો ટેલિફોનની સગવડ થઈ છે અને પોતાના દૂર રહેતા મિત્રની સાથે માણસ ઘેર બેઠા પોતાની ઓરડીમા બજારના ભાવ અને બીજી નજીવી બાબતોની ચર્ચા કરી શકે છે આ ઉપરાંત તેમના ઘરમા તાર વગરનો રેડીઓ

આણીને તેનો ઊછેર કર્યો એમ આગળ કહ્યું જ છે. આ ઘેટાં ઉપર પુષ્કળ ઊન હોય છે. કેટલાંક ઘેટાં ઉપર તો ૨૦ શેર સુધી ઊન હોય છે અને તે ઘેટાં ઊનની ગાંસડી જેવા જ દેખાય છે. ઊનના ભારથી તેઓના શરીર ઉપર કરચલીઓ પડે છે. તેમના માથા ઉપરનું ઊન એટલું ઘાટું હોય છે કે તેમના કાનની ટોચો જ ફક્ત બહાર દેખાય છે અને આંખની જગ્યાએ બે ઊંડાં કાણાં દેખાય છે. આપણે તેમના ઊનમાં હાથ ઘાલીએ તો કાંડાં સુધી અંદર પેસી જાય તો યે હાથને શરીર લાગતું નથી. આવા એકેક ઘેટાની કિંમત ૬–૭ હજાર રૂપિયા આવે છે. બધાં જ ઘેટાં ઉપર આટલું ઊન હોતું નથી, તો પણ ૮–૧૦ શેર ઊન તો નીકળે જ. ઓસ્ટ્રેલિયનોની મુખ્ય આવક ઊનની જ હોય છે તેથી ઘેટાં ઉપર ઊન જેટલું વધારે તેટલી ધણીની આવક વધારે. એમ હોવાથી ઘેટાંની સરસ પેદાશ કરવા તરફ ઓસ્ટ્રેલીયન સરકાર બહુ ધ્યાન આપે છે. દર વરસે સીડની નામના શહેરમાં ઘેટાંઓનું પ્રદર્શન ભરાય છે અને તેમાં સારાં ઘેટાં માટે પ્રમાણપત્ર અને બક્ષીસ આપવામાં આવે છે. આ પ્રદર્શનને સારૂ આખા ઓસ્ટ્રેલિયામાંથી ભરવાડો પોતાના ચુનંદા ઘેટાંને લઈ જાય છે. પ્રદર્શનમાં પ્રશંસાપાત્ર મેળવવું એ ઘણું મોટું માન મનાય છે અને તેને માટે ભરવાડો હંમેશ પ્રયત્ન કરે છે.

## ઘેટાંની 'હજામત'

ઘેટાંના ડીલ ઉપરનું ઊન ઉતારવાનો દિવસ તે ભરવાડોનો મોટા મહત્ત્વનો દિવસ કહેવાય. તે દિવસે બધા વહેલી સવારે ઊઠે છે. કામની શરૂઆત ૭ વાગે થાય છે. પણ તે પહેલાં એન્જિનવાળાઓ એન્જિન સાફ કરવામાં અને તેમાં તેલ પૂરવામાં પરોવાઈ ગયેલા હોય છે. મૅનેજર આમતેમ દોડધામ કરીને બધું વ્યવસ્થિત છે કે નહિ તે જુએ છે. રખેવાળ છોકરાઓ પોતાને સોંપેલાં ઘેટાંઓ લઈ આવવાની

તૈયારી કરે છે અને તેમના હાથ નીચેના નોકરો જે કામ કહેવામા આવે તે કરવાને માટે તૈયાર હોય છે

આજ પણ વરાળ કે વીજળીની મદદથી ચાલતા સચાથી ઘેટાનુ ઊન ઉતારે છે આ મચાઓ દાતના વૈદ્યો જે પ્રકારના યત્રથી દાત સાફ કરે છે તે પ્રમાણના હોય છે દરેક સચાની પાસે એક એક જણ ઊભો રહે છે. હાથમા નવુ ઘેટુ આવે કે તરત જ તે સચો ચાલુ કરે છે કાતરથી ઝપાટાબધ બધુ ઊન ઉતરવામા આવે છે તરત જ તે માણસ તે ઘેટાને બીજાને ઉપર સોપી દઈ નવુ ઘેટુ લે છે અને પોતાનુ કામ શરૂ કરે છે વખતે ભૂલથી ઘેટાને જખમ થાય તો તેને માટે Tarboys એવે ડામરવાળા છોકરાઓ ડામર લઇને તૈયાર રહે છે તેઓ જખમ ઉપર ડામરનો લેપ કરે છે આ પ્રમાણે અધારૂ થાય ત્યા સુધી કામ ચાલે છે વચ્ચે માત્ર બે વખત જમવાને માટે અને એક બે વખત બીડી પીવાને સારૂ રજા મળે છે

ઘેટા ઉપરથી ઉતારેલુ ઊન ભેગુ કરવાને સારૂ જુદા જ માણસો હોય છે તેઓ તે ઊન ભેગુ કરીને ટેબલ ઉપર ફેંકી દે છે ત્યા બીજા લોકો ઊભા હોય છે તેઓ ઊનની ગડી વાળીને પસદગી કરનાર માણસોના હાથમા આપે છે તે માણસો સારા પરિક્ષક હોય છે તે ઝપાટાબધ ઊનની જુદી જુદી જાતોની પસદગી કરી અલગ મૂકે છે પગ ઉપરનુ અને પૂછડી ઉપરનુ ઊન જુદા પ્રકારનુ હોય છે પેટ ઉપરનુ જુદી જાતનુ હોય છે વળી કેટલાક ઘેટાનુ ઊન હલકા દરજ્જાનુ હોય છે, જ્યારે કેટલાકનુ ઊચા દરજ્જાનુ હોય છે ઊનની પસદગી થયા પછી તે દાબીને તેની જુદી જુદી ગાસડીઓ બાધે છે અને તેના ઉપર ઘેટાની જાત ઊનનો દરજ્જો ગાસડીનુ વજન અને સ્ટાર્ટ વાળાનુ નામ આટલી વિગતો લખે છે પછી ગાસડીઓ પાસેના બદર તરફ રવાના થાય છે આ પ્રમાણે કેટલાક અઠવાડિયામા પચાસ હજારથી બે લાખ સુધીના ઘેટાનુ ઊન ઉતારવામા આવે છે

બંદર ઉપર ઊનની ગાસડી સંઘરવાને માટે મોટી ગંજાવર વખારો હોય છે. દરેક વખારમા હજારો ગાસડીઓ હોય છે. દરેક ગાસડીનું વજન આસરે ૨૦૦ શેર હોય છે. આ વખારોમા માલનો સોદો થાય છે. વેપારીઓ વખારોમા આવે છે અને ગાસડીને ફાડીને ઊનની કુમાશ જુએ છે અને પછી ભાવ નક્કી કરે છે. આ જ વેપારીઓ પછી આ માલ પરદેશ મોકલે છે ઓસ્ટ્રેલિયાનો ઘણોખરો વેપાર ઇંગ્લેન્ડની સાથે થાય છે.

## માંસ અને માખણ

ઓસ્ટ્રેલિયા બીડોનો દેશ હોવાથી ઘેટાની પેઠે ત્યા ગાયો પણ પુષ્કળ છે ૧૯૧૯ની સાલમા ત્યા કુલ એક કરોડ ત્રીસ લાખ ઢોરો હતા ઘેટા અને ઢોરોનુ માસ મોટા પ્રમાણમા ઓસ્ટ્રેલિયામાથી બહાર જાય છે ઇંગ્લેન્ડમા જે માસ દરરોજ ખવાય છે તેમાનું ઘણુ ઓસ્ટ્રેલિયા પુરુ પાડે છે આ માસ બરફમા રાખવામા આવે છે તેથી ઘણા દિવસ સુધી તે બગડી જતુ નથી માસ લઇ જવાને માટે ખાસ જુદી જાતની આગબોટો તૈયાર કરેલી હોય છે તેમા માસ, માખણ વગેરે પદાર્થો બગડી ન જાય એટના માટે રાખવામા આવે છે ઓસ્ટ્રેલિયાનો માખણનો વેપાર પણ બહોળા પ્રમાણમા ચાલે છે. એકના ન્યુ સાઉથ વેલ્સમા ૧૯૦૭મા ૨૦૯૧૪૫ દુઝણી ગાયો હતી. દૂધદહીંનો વેપાર સહકારી પધ્ધતિ ઉપર ચલાવવાનો ઉપક્રમ ઓસ્ટ્રેલિયામા થયો છે. બાઉરલ બે નામની જગ્યામા માખણનુ સહકારી કારખાનુ છે કહેવાય છે કે આટલુ મોટુ કારખાનુ દુનિયામા બીજે કયાય નથી દરરોજ સવારે દૂધ ઉપરની મલાઇના આશરે ૫૦૦ ડબ્બા ખેડૂતો આ કારખાનામા લઇ આવે છે અને અઠવાડિયામા તેનું ૬૦ ટન માખણ તૈયાર થઇને પરદેશ જાય છે દર મહિને ખેડૂતોને વકરાના પૈસા મળે છે સાધારણ રીતે ખેડૂતોમા એક મહિને

૩૮ હજાર પાઉન્ડ વહેંચાય છે. આ ઉપરથી કારખાનાના પ્રચંડ ઉદ્યોગની કલ્પના થઈ શકે.

## સુવર્ણભૂમિ ઑસ્ટ્રેલિયા

ઑસ્ટ્રેલિયામાંથી સોનાનો ધૂમાડો નીકળે છે એમ કહેવામાં વાંધો નથી. કારણ કે તેના પશ્ચિ પ્રાંતમાં સોનાની ઘણી ખાણો છે. એકલા ક્વીન્સલેન્ડ પ્રાંતમાં આશરે બે હજાર ખાણો છે. આ પ્રાંતમાં માઉન્ટ મોર્ગન નામનો જે ડુંગર છે તેમાં સોનું અને લોઢું બેગાં થયેલાં મળી આવે છે. માઉન્ટ મોર્ગન દુનિયાની સૌથી મ્હોટી સોનાની ખાણ છે. ક્વીન્સલેન્ડની જમીનમા ધૂળની જોડે બેગું થએલું એટલું બધું સોનું છે કે વરસાદ પડ્યા પછી છોકરાઓ ગટરોમાં સોનાના કણ બેગા કરતાં ફરે છે. તો પણ સોનાનો મુખ્ય પ્રાંત તો વિક્ટોરિયા. આ પ્રાંતમાં ઘણીખરી જમીનમાં સોનાની કણો મળી આવે છે. એમ કહેવાય છે કે વિક્ટોરિયા પ્રાંતનો એવો એક પણ જમીનનો ટુકડો નથી કે સોનાને માટે તરસી રહેલા લોકોએ એની માટીને પાચ દસ વખત ચાળી કે ગાળીને તપાસી લીધી ન હોય.

સોનાના ધંધાની શરૂઆત બેલેરેટ નામના ગામમાં થઈ. આ ઠેકાણે પ્રથમ મોટા પ્રમાણમાં સોનું મળી આવ્યું. એ ખબર મળતાં જ સાહસિક લોકો સોનાની આશાથી ઉપરાઉપરી આ પ્રાંતમાં આવ્યાં. ઑસ્ટ્રેલિયામાં આજ સુધી થોડી ઘણી જે વસાહતો થઈ છે તેનું કારણ આ સોનું. સોપચાસ ઘેટાં પાળીને અને ઘણા વરસ મહેનત કરીને અને ઊન વેચીને પૈસા કમાવા જેટલી ધીરજ બધાને ક્યાંથી હોય? ઑસ્ટ્રેલિયામા સોનુ મળી આવે છે, આપણું નશીબ સારું હોય તો ઢગલાબંધ સોનુ આપણને મળે અને એક દિવસમાં આપણે કુબેર બની જઇએ, એ આશાથી હજારો લોકો ઑસ્ટ્રેલિયામાં રહેવા ગયા. આ બધા પહેલા મેલબોર્ન બંદરે ઊતરતા ને પછી પગે ચાલતાં બેલેરેટમાં આવતા બેલેરેટની ખાણોને લીધે મલબોર્ન

જોતજોતામા મોટુ શહેર બધુ કેટલાકોને સોનુ મળી ગયુ કેટલાકને કઈ ન મળ્યુ જેઓ એકદમ કુબેર થઈ ગયા તેઓએ વિચાર કર્યો કે હવે પાછા જવામા શો માલ છે? આપણે અહીંયા જ રહીએ. આમ કહીને તેઓ કાયમના જ ત્યા વસ્યા ને ખેતીવાડી કરવા લાગ્યા ધંધે વળગી ગયા. અગમચેતનથી થોડા વરસમા આ લોકો કુબેર તો નહિ પણ ઘણા તવંગર તો થયા જ

સવા બે મણ સોનાનું દેફ઼ુ

બેલેરેટમા ખોદતા ૪૮ શેર વજનનુ સાનાનુ એક દેફ઼ુ મળી આવ્યુ આ દેફ઼ુ મળ્યા પછી તો ૧૨ શેર વજનનું એક બીજુ દેફ઼ુ પણ મળી આવ્યુ આ દેફ઼ાને ઓસ્ટ્રેલિયન લોકોએ વેલકમ નગેટ એટલે કે 'સુસ્વાગત પાટ' એવુ નામ આપ્યુ આ પાટ મેલબોર્નની શરાફબજારમા દોઢ લાખ રૂપિયામા વેચાઈ બેલેરેટની ખાણમાંથી માટી ચાળણીમા લઈ તેના ઉપર પાણી રેડે છે આમ પાણી રેડવાથી માટી ઓગળીને ચાળણીમાથી નીચે ગળી પડે છે અને સોનુ રહે છે સોનાને ગાળીને તેની પાટો બનાવે છે બીજા પણ કેટલીક ખાણોના ખડકમા સોનુ હોય છે આ ખડકના ઉપર જોરથી પ્રહાર કરીને તેનો ચુરો કરે છે પછી એ ચુરો પારાના વહેતા પ્રવાહમા નાખે છે સોનુ પારામા ભળી જાય છે અને બીજા દ્રવ્યો બહાર પડે છે પછી પારા અને સોનાના મિશ્રણને ખૂબ તપાવે છે જેથી પારાની વરાળ થઈ બહાર આવે છે અને વાસણમા માત્ર સાનુ બાકી રહે છે આ સાનાની પછી નાની પાટો અથવા લગડીઓ બનાવે છે

બેલેરેટની ખાણ ખોદી ખોદીને અર્ધો માઇલ ઊંડી લઈ જવામા આવી છે આટલી ઊંડી જમીનની અંદર ચોમેર રસ્તાની જાળ તૈયાર કરી છે ને તેમા ઘોડાની ટ્રામગાડીઓ આમતેમ ફરતી હાય છે ખાણમા રાતદિવસ વીજળીના દીવા અને પંખા ચાલતા હોય છે

બેલેરેટ ખાણની પાસે ખનિજશાસ્ત્રની એક કોલેજ આવેલી છે આ કોલેજના તાબામા એક સ્વતંત્ર ખાણ છે શિક્ષકોની દેખરેખ

હોઈ વિદ્યાર્થીઓ આ ખાણમાં કામ કરે છે. વિદ્યાર્થી સુરંગ ફોડીને ખડક ઉડાવે છે. જે યંત્રથી ખડક ખાણમાંથી ઉપર ખેંચાય છે તે યંત્ર પણ તેઓ જ ચલાવે છે. ખાણમાના ખડકોનો ચૂરો કરવાનું, સોનું જુદું કરવાનું અને તેની પાટ કરવાનું વગેરે કામ આ કારખાનામાં વિદ્યાર્થીઓ જ કરે છે.

## સોનાની ખાણમાં

પશ્ચિમ ઓસ્ટ્રેલિયા એક ઉજ્જડ અને ગરમ રણ છે. આ પ્રદેશમાં સેંકડો માઇલ ચાલીએ તો પણ ખડક અને રેતી વગર બીજું કશું દેખાતું નથી. આ ખડકમા સોનાનું મિશ્રણ છે અને રેતીમાં સોનાના કણ છે. સાહસિક લોકોએ આ રણમા સમુદ્રકિનારાથી અને પાણીથી સેંકડો માઇલ દૂર સોનાની ખાણ ખોદવાનું કામ ચલાવ્યુ છે. આ રણમાં કામ કરનાર લોકોને માટે ખોરાક તથા પાણી ઊંટ મારફત સેંકડો માઇલ દૂરથી રોજ લાવવામાં આવે છે. હાલમાં સમુદ્રકિનારાથી પાણીના નળ છેક આ સોનાની ખાણ સુધી લાવવામાં આવ્યા છે.

પશ્ચિમ ઓસ્ટ્રેલિયાની ખાણમાં છેક હાલના જમાનાના સુધરેલા યંત્રસાધનોથી કામ ચાલે છે. ખાણને મોઢે ઉપર લાવેલા ખડક લઈ જવાને સારુ ચાલતી ટ્રામગાડીઓ જમીન ઉપર ચાલતી નથી. તે ઉપર લગાડેલા તાર ઉપરથી ખડક લઇને કારખાના તરફ જાય છે. તે જ પ્રમાણે ત્યાં માલ લઈ જવા લાવવા માટે એક મઝાનુ યંત્ર છે. લોકો તેને ગમ્મતમાં 'ઊડતુ શિયાળ' કહે છે. આ 'ઊડતુ શિયાળ' એટલે તાર સાથે ટીંગાડેલી એક ડોલ. એ ડોલ ખાણના મો પાસે આવેલા ખડક યંત્રની શક્તિથી અંદર લઈ લે છે અને પછી તાર ઉપરથી આશરે પા માઇલ છેટે આવેલા કારખાનામાં લઈ જાય છે અને ત્યાં યંત્રના બળથી જ તે ખડક નીચે નાખીને ફરી તાર ઉપરથી ખાણ તરફ જાય છે. ખાણને તળિયે થઈને દેશણે પીળાપીળા દીસાતા

ઝગઝગાટ હોય છે આ પ્રકાશમા સોનાથી મિશ્રીત એવા ખડકોનો રગ બહુ સુ ર દેખાય છે ખાણમા હવાના દબાણથી મોટા મોટા ખડક ફોડવામા આવે છે અને યત્રથી તે ઉપર આવે છે કારખાનામા રસાયણિક મિશ્રણની પ્રચડ કડાઈઓ હોય છે પાસે જ ખડકોનો ચૂરો કરનાર ભયકર યત્રો મોઢુ ફાડીને તૈયાર ઊભેલા હોય છે તેની આગળ પ્રચડ કઢાઈઓ વાળી મોટી ભઠ્ઠી હોય છે આ ભઠ્ઠીની કિંમત એક લાખ પૌંડ જેટલી મોઘી હોય છે આ ભઠ્ઠીની ઉષ્ણતા એટલી ભયકર હોય છે કે એની પાસે જઈ શકાય નહિ કામ કરનાર માણસો પગથી માથા સુધી એસબેટોસનો પોશાક પહેરીને તેની પાસે જાય છે

## રણના બે અનુભવો

હવે બે પ્રવાસીઓના શબ્દોમા પશ્ચિમ ઓસ્ટ્રેલિયાના રણનો કાઈક ખ્યાલ આપીએ

પહેલો પ્રવાસી પોતાના સાથીઓ સાથે પાણીથી આવે ભૂલો પડીને ભટકતો હતો તે લખે છે ભયકર તડકો હતો મારી સાથેના લોકો દુખથી એબાકળા થયા હતા તેમનું દુખ મારાથી જોવાયુ નહિ બોમિયાની સાથે લઈને હું મહામુશ્કેલીથી પાણીની શોધ કરવા નીકળ્યો અમે ખૂબ ભટક્યા પણ ચોમેર વેરાન ગરમ પ્રદેશ હતો પાણીનું નામ ન મળે હું એમ ને એમ નિરાશ થઈ પાછો ફર્યો મારી સાથેના લોકોની સ્થિતિ ઘણી ખરાબ થઈ હતી મારી સ્થિતિ પણ એટલી જ ખરાબ હતી ગળુ સુકાઈ ગયુ હતુ અને તરસને લઈને સારી પેઠે બોલી શકાતુ ન હતુ સાભળી પણ શકાતુ ન હતુ મે મારી સાથેના લોકોને કહ્યુ ભાઈઓ જો પાણી મળે તો જ આપણે હવે જીવવાના એટલે ગમે તે થાય તો પણ પાણીની શોધ કરવ ચાલો અમે આગળ ચાલતા મડ્યા બે માઈલ ચાલતાં અમને દૂ

કલાક લાગ્યો આખરે અમે એક નાનીશી ભેજવાળી જમીન ઉપર આવી પહોચ્યા. તરત જ મારો ભોમિયો દોડતો દોડતો એ ભેજવાળી જમીનમા પેઠો. હુ પાછળથી જઇને જોઉં છુ તો એક કોરાણે સહેજ પાતળા કાદવમાં તેણે પોતાનુ મોઢું ઘાલ્યુ હતુ. તેણે અર્ધો કાદવ ખાઇ નાખ્યો હતો. મેં તેના ટાટિયા પકડીને તેને પાછો ખેચ્યો પછી અમે બધાએ એ ભેજવાળો કાદવ ઘણા આનંદથી ખાધો તે અમને કેટલો મીઠો લાગ્યો, તે શી રીતે કહું?

બીજો પ્રવાસી જણાવે છે, "સવારથી પૂર્વ તરફથી લૂ વાતી હતી આ લૂ એટલી ભયકર ગરમ હતી કે હું એક બચવાની પાછળ સંતાઈ ગયો. એ બાટલુ બળીને ખાખ કેમ ન થયુ તે કોણ જાણે? બપોરે પેટીમાથી મે થર્મોમીટર કાઢ્યુ. પારો ૧૨૫ ડીગ્રી સુધી ચઢ્યો હતો! એક કલાક પછી ફરી જોઉ તો પારો છેવટની ડીગ્રી સુધી એટલે ૧૨૭ ડીગ્રી સુધી ચઢીને નળી તોડીને બહાર આવ્યો! એ ઉપરથી ગરમી કેટલી ભયકર હશે અને પવન પણ કેટલો ભયકર હશે તેની કલ્પના કરી શકાય"

## ગોરાઓને માટે અનામત

ઓસ્ટ્રેલિયા નવીન પ્રદેશ છે ત્યા કામધંધાને માટે ખૂબ ક્ષેત્ર છે. કામ ભરપૂર મળે છે અને મજુરી પણ પુષ્કળ મળે છે લોકો ખૂબ પૈસા કમાય છે અને છૂટથી ખરચ કરે છે ભારે કીમતની વસ્તુ વેચાતી લેવામા અને વાપરવામા તે પાછી પાની કરતા નથી તેથી ત્યાનુ જીવન બહુ ખર્ચાળ છે. ઓસ્ટ્રેલિયન લોકો સામાન્ય રીતે અગ્રેજ લોકોના વંશજો હોઈ સ્વરૂપમા તેમના જેવાજ જ હોય છે ફક્ત ઓસ્ટ્રેલિયાની ઉષ્ણ હવામા તેઓ ઊછરેલા હોઇ તેમનો રંગ ફિક્કો હોય છે કદમા તેઓ પાતળા અને ઉચા હોય છે ઘણાખરા ૭ ફીટ કરતા પણ ઉચા હોય છે એમ કેમ હશે તે સમજાતુ નથી ઓસ્ટ્રેલિ-

યન લોકો ઘણા ઊંચો અને પાતળા હોવાથી બીજા લોકો તેમને મશ્કરીમાં મકાઇનાં ઠુંઠા કહે છે. ઑસ્ટ્રેલિયામાં ચાર પાંચ વાતો પ્રતિકૂળ છે. સૌથી પ્રતિકૂળ વાત તે ત્યાંની ઉષ્ણ હવા. ઑસ્ટ્રેલિયામાંના ગોરા લોકો સમુદ્ર પાસે રહેલા હોય છે. બહુબહુ તો દરિયાની પાસેના ડુંગરો અને તે પછીનાં મેદાનો સુધી તેઓ આગળ વધ્યા છે. તે પછીના વિશાળ મધ્ય ભાગમાં અને ઉત્તર ભાગમાં જઈને વસાહત કરવાની હિંમત તેમનાથી થતી નથી. ઉષ્ણ હવાવાળા પ્રદેશ તરફ જે ગોરા લોકો જાય છે તેઓ ટુંક વખતમાં કાળના મોંમાં સપડાઈ જાય છે. આ મધ્ય ભાગની જમીન ઘણી ફળદ્રુપ છે. વળી ઘણી કીંમતી ધાતુની ત્યાં ખાણો છે. પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં સેંકડો માઈલ ઉપરથી પાણી લઇ આવીને મોટી મોટી ખાણો ખોદવાનું કામ ઑસ્ટ્રેલિયન લોકોએ શરૂ કર્યું છે; પણ તેની પેલી પાર પ્રસરેલા વિશાળ પ્રદેશનું શું ? ગોરા લોકોને બીક લાગે એવા એ પ્રદેશમાં હિંદુસ્તાન, ચીન, જાપાન જેવા ઉષ્ણકટિબંધમાંના દેશમાના લોકો રહી શકે અને વસાહત કરીને જમીન ખેડી પણ શકે; કંઈ નહિ તો મજુર તરીકે પણ તેઓ ગોરા લોકોને ઘણી મદદ કરી શકે. પરંતુ ઑસ્ટ્રેલિયન લોકો એશિયા-ખંડના કાળા લોકોને પોતાના દેશમાં આવવા દેવાની તદ્દન વિરુદ્ધ છે. ઑસ્ટ્રેલિયા દેશને સો એ સો ટકા ગોરો રાખવાની તેમની મહત્ત્વાકાંક્ષા છે. પછી તે દેશની વસાહત અને ખેડાણ થવામાં વાર લાગે તો યે વાંધો નહિ. તેઓ કહે છે, "આ કાળા લોકોની સંસ્કૃતિ અમારા કરતાં ઉતરતા દરજ્જાની, નિદાન જુદી તો છે જ. તેઓ અમારા દેશમાં આવીને રહે તો અમારી સંસ્કૃતિને ધોકો પહોંચે. કાળા લોકોને ખાવાપીવાને સારૂ અને કપડાંને સારૂ બહુ ઓછા પૈસા જોઇએ, તેમની જરૂરિયાતો ઓછી, તેઓ અલ્પસંતુષ્ટ અને વળી પાછા મહેનતુઃ એક વખત દેશમાં પેસવા દઇએ તો તે મજૂરીના ભાવો ઘટાડશે અને અમારા લોકો ભૂખે મરશે."

## ઑસ્ટ્રેલિયાનું ભાવિ

ઑસ્ટ્રેલિયનોની આ નીતિ ગમે તેવી હોય તો પણ મનુષ્ય બળ ઓછું હોવા છતાં તેટલાથી જ પોતાની થાય તેટલી પ્રગતિ કરવાના તેઓ મહાભારત પ્રયત્ન કરી રહ્યા છે. તેઓએ પૂર્વ અને પશ્ચિમ ઑસ્ટ્રેલિયાને હવે આગગાડીથી જોડ્યા છે. નદીઓને પ્રચંડ બંધ બાંધીને પાણીની નહેરો મધ્ય ભાગમાં લઈ જવાના પ્રયત્નો શરૂ થયા છે. તેમને હવે કોલસાની અને લોખંડની ખાણો મળી આવવાથી આજ સુધી તેઓ જેમ ઊન વગેરે કાચો માલ પરદેશ મોકલતા હતા તેવી રીતે હવે પછી કરવાના નથી. તેઓ મોટા મોટા કારખાના ખોલશે, લોખંડના અને પોલાદના યંત્રો તૈયાર કરશે, મિલો શરૂ કરીને તેમાં કાપડ તૈયાર કરશે. આ બધું તો ઠીક, પણ કુદરત અને પોતાના પ્રકૃતિધર્મની સામે તેઓ કેટલા પ્રમાણમાં ટક્કર ઝીલી શકશે તે જોવાનું રહ્યું. મૂઠીભર લોકોને માટે આ વિશાળ રાષ્ટ્ર અનામત રાખવાની તેમની પ્રતિજ્ઞા કેટલા પ્રમાણમાં ટકી શકશે તે જોવું જોઈએ.

---

### સ્વાધ્યાય

૧ 'ઑસ્ટ્રેલિયા' નામ કેવી રીતે પડ્યું? એ ખંડ ક્યારે અને કેવી રીતે શોધાયો? મુંબઈથી ત્યાં જવાના માર્ગ નકશા પર બતાવો.

૨ ઑસ્ટ્રેલિયાના 'ભરવાડોના રાજા'નું એક શબ્દચિત્ર દોરી એની શ્રીમંતાઈ અને એના જીવનનો કંઈક ખ્યાલ આપો.

૩ ઊનની પેદાશમાં ઑસ્ટ્રેલિયાનું દુનિયામાં પ્રથમ સ્થાન આવે છે એના બને એટલા કારણો આપો.

૪ આપણે ત્યાં ભરવાડો પગપાળે પોતાના ઘેટાં ચરાવે છે, પણ ઑસ્ટ્રેલિયન ભરવાડને ઘોડા પર બેસી તેમની સંભાળ રાખવી પડે છે એમ શા માટે હશે?

૫. ઑસ્ટ્રેલિયામાં લાખો ઘેટાંઓ દુકાળના સમયમાં મરી જાય છે એમ તમે વાંચ્યું હશે. પણ ત્યાં દુકાળ પડવાનું ભૌગોલિક કારણ શું હશે? પાણી મેળવવા અને સંગ્રહ કરવા ત્યાં કેવા પ્રકારના ઉપાયો યોજવામાં આવ્યા છે?

૬. કાંગારુ પ્રાણીનું વર્ણન કરો અને એનું ચિત્ર તમારી ચિત્ર-પોથીમાં દોરો. ઑસ્ટ્રેલિયાનાં બીજાં એવાં વિચિત્ર પ્રાણીઓ હોય તો જણાવો અને વર્ણવો.

૭. મેરીનો નામના ઘેટાંની વિશિષ્ટતા વિષે જાણતા હો તે લખો.

૮. ઘેટાંનું ઊન કાપવાની ક્રિયાનું વર્ણન કરો. ઊન ઉત્પન્ન કરનારા બીજા દેશોની યાદી કરો. હિંદુસ્તાનમાં ઊન ક્યાં ક્યાં ઉત્પન્ન થાય છે?

૯. ઑસ્ટ્રેલિયામાં સોનાની શોધખોળનો ઇતિહાસ ખૂબ રસિક છે. બને તો અન્ય પુસ્તકોમાંથી એ વિષે વધારે વિગતો મેળવી તમારી શાળાના કે કોઈ બીજા માસિક માટે આશરે હજારેક શબ્દનો એક લેખ લખો.

૧૦. હિંદમાં સોનાની ખાણ ક્યાં છે? એ વિષે તમે શું જાણો છો? દુનિયામાં સોનું ઉત્પન્ન કરનાર દેશો કયા કયા? સોનાની ખાણમાં કેવી રીતે સોનું કાઢવામાં આવે છે અને શુદ્ધ થાય છે તેનું વર્ણન કરો.

૧૧. હિંદુસ્તાન કરતાં ઑસ્ટ્રેલિયા દોઢ ગણો મોટો હોવા છતાં ત્યાંની વસતિ હિંદની વસતિનો પચાસમો ભાગ પણ નહિ હોય, એનું શું કારણ? હિંદીઓને લાયક ત્યાંના કેટલાક ભાગની આબોહવા હોવાં છતાં તેઓ ત્યાં વસવાટ માટે કેમ નથી જઇ શકતા? ઑસ્ટ્રેલિયાના મંતવ્ય સાથે તમે કેટલે અંશે સંમત થાઓ છો?

૧૨. રેતીના રણની મુસાફરીની મુશ્કેલીઓનો કંઈક ખ્યાલ આપે એવું એક શબ્દચિત્ર આલેખો.

૧૩. ઑસ્ટ્રેલિયનો કઇ રમતમાં પ્રખ્યાત છે? એ રમતમાં એમના એકાદ ચુનંદા ખેલાડી વિષે જાણતા હો તે લખો.

# ૧૬ : કોલસા અને લોખંડના દેશના બ્રિટિશ લોકો

આપણા દેશ ઉપર બ્રિટિશ લોકોનું રાજ્ય છે. સંસ્કૃતિ, શિક્ષણ, વેપાર વગેરે બાબતોમાં ગયા સો વરસથી આપણે તેમની સાથે બહુ જ નિકટના સંબંધમાં આવ્યા છીએ. આપણે તેમની ભાષા બોલીએ છીએ, તેમનાં પુસ્તકો વાંચીએ છીએ, તેમનાં જેવાં કપડાં પહેરીએ છીએ. ઉચ્ચ શિક્ષણ લેવાને તેમના દેશમાં જઈએ છીએ. એ પ્રમાણે ગ્રેટબ્રિટન આજે આપણા ગુરુસ્થાને છે. તેથી તેમને વિષે આપણને માહિતી હોય એ ઇચ્છવા જોગ છે.

વળી અત્યાર સુધી આપણે જુદા જુદા દેશોનું નિરીક્ષણ કર્યું. ડેન્માર્કે સહકારી હીલચાલ કરીને પોતાની સ્થિતિ શી રીતે સુધારી તે જોયું હોલૅન્ડે પવનચક્કી, નહેરો અને બંધનાં સાધનોથી પોતાની જમીન શી રીતે ફળદ્રુપ કરી અને કારખાના કેવાં જમાવ્યા તે પણ જોયું. ઑસ્ટ્રેલિયામાં ઘેટા પાળવાનો પ્રચંડ ધંધો જોયો. આપણે જોયેલા કેટલાક દેશો ખેતી કરનાર, કેટલાક ઘેટા પાળનાર અને કેટલાક દહીંદૂધનો ધંધો કરનાર હતા. હવે ગ્રેટબ્રિટન જેવા આગળ પડતા રાષ્ટ્રની ભૌગોલિક વિશિષ્ટતા શી છે એ જોવાનુ રહ્યુ.

## ગ્રેટબ્રિટનની કેટલીક વિશિષ્ટતાઓ

વાસ્તવિક રીતે ગ્રેટબ્રિટન એક નાનકડો બેટ છે. તેનું કદ આયર્લૅન્ડને સાથે લઈએ તો પણ મુંબઈ ઇલાકા કરતા વધારે નથી. તેમાં ખેતીને લાયક જમીન બહુ જ થોડી છે. ઘણોખરો ભાગ ડુંગરાળ અને પાક માટે અયોગ્ય છે. સપાટ અને સારી જે જમીન છે તેમા ઢોરને ચરવાનાં બીડો જ વધારે છે બીજી રીતે જોતા લોકસખ્યા મુંબઈ ઇલાકાથી રહૈ ગણી વધારે છે. એટલે કે ખેતીની આવક થોડી અને ખાનાર માણસો વધારે એવી ઇંગ્લૅન્ડની સ્થિતિ છે. એમ કહે છે કે ગ્રેટબ્રિટનમાં બ્રિટિશ લોકોને બહુબહુ તો એક માસ સુધી પૂરૂં પડે

એટલું જ, ધાન્ય પાકે છે. બાકીના અગિયાર માસ માટે તેમને પરદેશથી આવતાં ધાન્ય ઉપર આધાર રાખવો પડે છે. હોલેન્ડ, ડેન્માર્ક, ન્યુઝીલેન્ડ એ દેશો માખણ, ચીઝ અને ઈંડાં મોકલે અને ઓસ્ટ્રેલિયા અને અમેરિકા ઘઉં અને માંસ મોકલે તો જ બ્રિટિશ લોકોને ખાવા મળે. ખાવાની બાબતમાં તેમની આવી પરાધીન સ્થિતિ છે.

એમ હોવા છતાં ગ્રેટબ્રિટન દુનિયાના બલાઢ્ય અને સમૃદ્ધ રાષ્ટ્રોમાં મુખ્ય છે, તે કેવી રીતે તે જોઈએ.

(૧) અમેરિકા બાદ કરતાં દુનિયાના કોઈ પણ દેશ કરતાં પરદેશ સાથેનો વેપાર અને કારખાનાં ગ્રેટબ્રિટનનાં વધારે છે.

(૨) દુનિયાના કોઈ પણ રાષ્ટ્ર કરતાં ગ્રેટબ્રિટનનું નૌકાસૈન્ય મોટું તથા વધારે બળવાન છે.

(૩) દુનિયાના કોઈ પણ દેશ કરતાં ગ્રેટબ્રિટનની પાસે વેપારી જહાજો વધારે છે.

(૪) દુનિયાના કોઇ પણ રાષ્ટ્ર કરતાં ગ્રેટબ્રિટનની વસાહતો તેમ જ તાબાનાં મુલક વધારે છે. બ્રિટિશ સામ્રાજ્ય પાંચે ખંડમાં ફેલાયું છે અને તેમાં સૂરજ કોઇ દિવસ આથમતો નથી એ વાત સુપ્રસિદ્ધ જ છે.

આ બે વાતોનો મેળ શી રીતે ખાય? પૂરતું અનાજ પેદા ન કરી શકે એવા લોકોને આટલી બધી સંપત્તિ અને સત્તા શી રીતે મળી?

એનાં કારણો શોધી કાઢવાં બહુ કઠણ નથી. તે કારણો બ્રિટનની ભાગોલિક પરિસ્થિતિમાં મળી આવશે. ઘરમાં ભરપૂર ખાવા મળતું હોય તો માણસ ઘરમાં જ બેસી રહે; ઘર બહાર જઈને અનાજ મેળવવાની તેને જરૂર લાગતી નથી. તે તૃપ્ત, અલ્પસંતુષ્ટ અને આળસુ બને છે. ઊલટું ઘરમાં ખાવા પૂરતું ન હોય તો માણસને ઘર બહાર જવું જ પડે, ફાંફાં મારવા પડે, અનાજ મેળવવા ઉદ્યોગધંધો કરવો પડે. એમ કરવામાં તે બહારના લોકો સાથે સંબંધમાં આવે છે, તેને

દુનિયાનો વિધવિધ અનુભવ થાય છે અને કોની જોડે કેવી રીતે વર્તવુ તે તે જાણે છે.

## પરદેશી વ્યાપારથી શરૂઆત

ઘરમાં ધાન્ય ન હોવાથી બહાર પડનાર માણુસના જેવી કેટલેક અંગે ગ્રેટબ્રિટનની સ્થિતિ છે. તે બેટ હોવાથી બ્રિટિશ લોકો દરિયાની મુસાફરી કરવા ટેવાઈ ગયા છે. વિશાળ મહાસાગરમા પવન જ્યાં લઇ જાય ત્યાં જનાર નાના નાનાં વહાણોમાં બેસીને દૂર સુધી મુસાફરી કરનાર લોકોમા હિંમત, દૂરદર્શીપણુ, ચીવટ વગેરે ગુણો વધારે પ્રમાણમા હોય જ. ખેતી આદ્યત્રિકાનો મુખ્ય ધંધો થવો અશક્ય હોવાથી આ દરિયાઇ ગર્ભે પરદેશની સાથે વેપાર કરવામા વધારે ધ્યાન આપ્યુ તો તેમા નવાઇ શી? વેપાર કરવાને માટે તેમ જ પરદેશથી ખાવાના પદાર્થો લાવવાને માટે વહાણો જોઇએ. વળી વેપારી વહાણોનું રક્ષણ કરવાને માટે નૌકાસૈન્ય પણ જોઇએ. આ ઉપરાંત ગ્રેટબ્રિટન બેટ હોવાથી સમુદ્રમાથી શત્રુનુ સૈન્ય ક્યારે કઇ બાજુથી આવે તે કહેવાય નહિ. બધી બાજુએથી હુમલાનો ભય તેથી દેશનું સંરક્ષણ કરવાને માટે સબળ નૌકાસૈન્ય જોઇએ. આ બધાં કારણોથી ઇંગ્લંડનો વેપાર તથા નૌકાસૈન્ય વધતુ ગયુ. પરદેશની જોડે વેપાર કરતાં કરતા અનાયાસે બુદ્ધિના પ્રભાવથી રાજ્ય મળે તો કોણ ત્યજી દે? વળી વેપારને માટે મુસાફરી કરવાની ટેવ પડવાથી વધતી જતી લોકસંખ્યાને માટે અને બીજાં કારણોને લઈને નવા પ્રદેશમા વસાહતો થાય એ સ્વાભાવિક છે, એ રીતે બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય અને વિસ્તાર થતો ગયો.

ઉપરના વર્ણનનો એવો અર્થ કોઈ ન કરે કે ઘરમા અન્ન ન હોય તો તે એક આબાદીનુ સાધન છે. અન્નનો અભાવ માત્ર પ્રેરક કારણ થઇ શકે. માણસમા કર્તૃત્વશક્તિ તો જોઇ એ જ અને તે બતાવવા જેટલી અનુકૂળ ભૌગોલિક પરિસ્થિતિ પણ તેને જોઇએ. હિંદુસ્તાનના સંખ્યા-

બધે લોકોને એક ટંક ખાવા મળે છે અને તે પણ ખરાબ હોય છે એટલું જ નહિ પણ પૂરતું હોતું નથી તો પણ તેમ થવાથી તેમનો અભ્યુદય થતો નથી. માણસમાં હિંમત હોય તો તેને મુખ્ય મદદની બાબત માનવી જોઈએ

## ઉત્કર્ષનાં કારણો

ગ્રેટબ્રિટનના હાલના ઉત્કર્ષના કારણો નીચે પ્રમાણે આપી શકાય:

(૧) સ્થળ મહાત્મ્ય: આ બેટ યુરોપ અને અમેરીકાની વચ્ચે આવેલા છે તે ઉપરાંત તેઓ યુરોપના ઉત્પાદક દેશોનો અને દુનિયાના બજારમાં મોકલવાના રસ્તા ઉપર આવેલા હોવાથી કુદરતે જાણે કે ગ્રેટબ્રિટનને યુરોપના આગેવાની પદવી આપી છે

(૨) કોલસો અને લોખંડ: આજના ઉદ્યોગધંધાના યુગમાં કોલસા અને લોખંડનું ઘણું જ મહત્વ છે હાલના ઘણાખરા ધંધા આ બે પદાર્થો ઉપર આધાર રાખે છે તેથી જે દેશની પાસે આ પદાર્થો ભરપૂર પ્રમાણમાં હોય તે દેશ ઉદ્યોગધંધામાં આગળ આવવાનોજ. ગ્રેટબ્રિટનમાં કોલસા અને લોખંડની ઘણી ખાણો છે અને તેમાં કોલસા અને લોખંડનો ખજાનો જાણે કે અખૂટ છે આ ખાણોના આધારથી જ ગ્રેટબ્રિટને પોતાના પ્રચંડ અને વિવિધ કારખાના ચલાવ્યા છે

(૩) આબોહવા: ગ્રેટબ્રિટનની હવા ઠંડી છે પણ તે એસ્કિમોના પ્રદેશ જેવી વધારે પડતી ઠંડી નથી તે માફકસર હોઈ હુન્નર-ઉદ્યોગને ઉત્તેજન આપે એવી છે એ હવાને લઈને બ્રિટિશ લોકોમાં હમેશા ઉત્સાહ રહે છે અને કામ કરતા તેઓ થાકી જતા નથી તેનાથી ઊલટું હિંદુસ્તાનની ઉષ્ણ હવામાં ઘણો વખત કામ કરી શકાતું નથી વિશ્રાંતિ લેવાની જરૂર લાગે છે આ પ્રમાણે ઉત્તેજક હવા બ્રિટનની ઉન્નતિમાં મદદગાર થઈ પડી છે

**(૪) ઔદ્યોગિક સ્વભાવ :** હવા ઉત્તેજક હોય અને બીજાં સાધનો અનુકૂળ હોય પણ માણસો આળસુ હોય તો બધું ફોકટ છે. સ્વદેશને આગળ લાવવાને માટે જરૂરી ચીવટ, દૃગ્દર્શીપણું, હિંમત, ઐક્ય, ઉદ્યોગીપણું સ્વાર્થત્યાગની વૃત્તિ — એવા અનેક ગુણો, આબોહવા કે ભૌગોલિક બાબતો ઉપર બધી રીતે આધાર રાખતા નથી. કેવળ ભૌગોલિક કારણોને લઇને જ આ ગુણો પેદા થાય છે એમ તો કહી શકાય નહિ. માણસોમા અમુક ગુણો કંઇક તો હોવાજ જોઇએ. પછી તે ખીલવવાના કારણો મળી આવે તો વધારે સારુ. બ્રિટિશ લોકો સ્વભાવથી જ બુદ્ધિશાળી, ચતુર અને ઉદ્યોગી છે એ તેમના ઉત્કર્ષનું આ એક વિશેષ મહત્ત્વનું કારણ છે અમેરિકાને બાદ કરતા દુનિયાના કોઇ પણ રાષ્ટ્ર કરતા ગ્રેટબ્રિટને યાંત્રિક શોધ વધારે કરી છે જેમ્સવોટ અને સ્ટીવન્સન આ બે નામો દાખલા તરીકે બસ છે

**(૫) વસાહતો અને તાબાના મુલક :** ઓસ્ટ્રેલિયા, કેનેડા, દક્ષિણ આફ્રિકા વગેરે વસાહતો અને હિંદુસ્તાન જેવા તાબામાના મુલકનો ગ્રેટબ્રિટનને ઘણોજ લાભ થાય છે આ દેશોમા બ્રિટનને હકથી અને રાહતથી વેપાર કરવાની તક મળે છે અને આ દેશોમાનું રૂ વગેરે કાચો માલ સસ્તે ભાવે તેમને મળે છે તેમજ આ દેશોમા વેપારમા અને ઉદ્યોગધંધામા ફાયદો થાય એવી રીતે મૂડી રોકી શકાય છે. હિંદુસ્તાન જેવા ગરીબ દેશને પૈસા પણ ધીરી શકાય છે. બીજાં રાષ્ટ્રોને બ્રિટિશ સામ્રાજ્યની અંદરના આ દેશોનો લાભ મળવો અશક્ય છે હાલમા 'Imperial preference' (ઈમ્પીરીયલ પ્રેફરન્સ) એટલે કે સામ્રાજ્યની અંદરના દેશોએ જકાત અને વેપારની બાબતમા એક બીજાને પારકા દેશો કરતા વધારે રાહતો આપવી એવા અર્થનું એક નવું તત્ત્વ બ્રિટિશ સામ્રાજ્યમા દાખલ થયુ છે

## ઔદ્યોગિક ઇંગ્લેન્ડ—કોલસાનું મહત્ત્વ

ગ્રેટબ્રિટન બેટમાં ઈંગ્લેન્ડ, સ્કોટલેન્ડ અને વેલ્સ આ ત્રણ દેશનો સમાવેશ થાય છે. તો પણ સગવડને ખાતર મુખ્ય દેશ જે ઈંગ્લેન્ડ છે તેની જ માહિતી હવે પછી આપવામાં આવી છે.

ઈંગ્લેન્ડ મુખ્યત્વે કરીને ઔદ્યોગિક દેશ છે. તેમાં ⅘ લોકો શહેરમાં રહીને મિલો, કારખાનાં ખાણો વગેરેમાં કામધંધો કરીને પેટ ભરે છે અને માત્ર ⅕ લોકો ગામડામાં રહી ખેતી કરે છે તથા ઢોરો પાળે છે.

આગળ જણાવ્યા પ્રમાણે ઉદ્યોગધંધામાં અત્યંત આવશ્યક વસ્તુ કોલસા છે. કોલસા હાલની દુનિયામાં સોનું છે એમ કહીએ તો ચાલે. આગગાડીઓ ચલાવવામાં કોલસો જોઇએ, દરિયામાં વહાણો હંકારવામાં કોલસો જોઇએ, લોઢાનાં યંત્રો તથા બીજી વસ્તુ તૈયાર કરવાનાં કારખાનાં ચલાવવામાં કોલસો જોઇએ; એટલું જ નહિ પણ કોલસાના બદલામાં જે એક બીજી શક્તિનો ઉપયોગ કરવામાં આવે છે તે વીજળી ઉત્પન્ન કરવામાં પણ કેટલીક વખત કોલસો જોઇએ છે. આ સિવાય રાંધવાને માટે, દીવાબત્તીને માટે પણ કોલસો જોઇએ. કોલસાનો બીજો મહત્ત્વનો ઉપયોગ તે ટાઢથી બચાવ કરવાનો. ઈંગ્લેન્ડ વગેરે યુરોપના દેશોમાં ભારે ટાઢ હોય છે. શિયાળામાં તો કાંઈ કહેવાની વાત જ નહિ. આવે વખતે સગડીમાં બાળવાને માટે કોલસા ન હોય તો લોકોને કેટલી હેરાનગતિ થાય તેની કલ્પના પણ કરી શકાય નહિ.

### કોલસા પહેલાંનું ઈંગ્લેન્ડ

૧૮ મી સદીના છેલ્લા ભાગ સુધી ઈંગ્લેન્ડમાં કોલસાની ખાણની શોધ થઇ નહોતી. તે વખતનું (કોલસા પહેલાંનું) ઈંગ્લેન્ડ જુદી જ જાતનું હતું. ઉત્તર ભાગમાં વસતિ બહુ જ ઓછી હતી. ઉત્તરનો ભાગ ડુંગરો ને જંગલોથી ભરપૂર હતો તથા ત્યાં ભેજવાળી જમીનનું મોટું

પ્રમાણુ હતું. વચ્ચે ખીણોમાં અને નદીઓને કાંઠે નાના નાનાં ગામડામાં લોકો રહેતા હતા પરંતુ તેમની વચ્ચે અરસપરસ સંબંધ ન હોે. ઇંગ્લેન્ડમાં ઉત્તર દક્ષિણ પેનાઇન નામના ડુંગરોની હાર ૧૬૦ માઇલ સુધી ફેલાયેલી છે. તેની પશ્ચિમ તરફનો થોડોક ભાગ ડુંગરાળ અને થોડોક ભેજવાળો છે. પૂર્વ તરફનો ભાગ ઘણોખરો સપાટ હોવાથી અને ત્યા વરસાદ માફકસર પડતો હોવાથી ત્યાં લોકો ખેતી કરતા. ડુંગરના ઊંચાણ ઉપરના અને પાસેની ખીણોમાના લોકો પર્વતના માથા ઉપરનાં બીડોમા ઘેટા ચારતા અને તેમનુ ઊન કાપીને પરદેશ મોકલતા. ઇંગ્લેન્ડનો મધ્ય તથા ખૂણા તરફનો ભાગ સપાટ છે અને જમીન ફળદ્રુપ છે. તેથી લોકો ત્યાં ખેતી કરતા. આ ભાગમા જ શહેરો હોવાથી ઘણીખરી લોકવસ્તિ અહીંયા જ હતી. સમુદ્રકિનારા નજીક લોકો માછલી પકડીને પોતાનો ગુજારો કરતા.

આ વખતે ઇંગ્લૅન્ડનો ઉત્તર ભાગ એક અજ્ઞાન, ભયંકર અને ઉજ્જડ મુલક હતો. તે તરફ દક્ષિણ અને મધ્ય ભાગમાના લોકો ઘણેભાગે જતા ન હતા. કોઈ ફેરીવાળા અવારનવાર કાપડ, રમકડાં વગેરે વસ્તુઓ લઈ ઉત્તર તરફ જતા ત્યારે તેમને જોવાને આખું ગામ એકઠું થતું અને આ દક્ષિણના લોકો ચેડકી હતા એમ ઉત્તર તરફના બૈરાઓ કહેતા.

## ખેતીપ્રધાન દેશ

તે વખતે શહેરો બહુ જૂજ હતા. આખા દેશમા સુઘડ નાનાં ગામડાંઓ હતા. લોકસંખ્યા એટલી ઓછી હતી કે ફળદ્રુપ પ્રદેશ થોડો હોવા છતા જેટલો ઘઉ યોર્કશાયરની ખીણમા અથવા ઇસ્ટ એંગ્લીઆમાં પાકે, તે આખા દેશને પૂરો પડતો એટલુ જ નહિ પણ પરદેશ મોકલવાને માટે પણ વધતો ખેડૂતો ઘેરઘેર નાના નાના ધંધા કરતા અને પેટ ભરતા. જરૂરિયાતની ઘણીખરી વસ્તુ ઘરમા જ તૈયાર થતી. ઘરમા જોઇતું કાપડ ઘરમા બૈરાઓ નવરાશની વખતે વણતા પણ તે

બરછટ બનતું. મુલાયમ અને સુંદર કાપડ મહામહેનને હિંદુસ્તાનમાંથી લાવવું પડતું અને તેને માટે આકરી કિંમત આપવી પડતી. દેશમાં ઠેરઠેર મોટા મોટા સરદારો કિલ્લાઓમાં રહેતા અને પોતાની પાસે ફોજ રાખતા. આસપાસના ૭૫-૧૦૦ માઇલના પ્રદેશમાંની જમીન તેમની માલિકીની હતી અને ગણોતિયાઓ તે જમીન ગણોતે લઇને ખેડતા અને ગુજરો કરતા. તેમ જ આજે જ્યાં મોટાં શહેરો છે અને હજારો માણસો કારખાનામાં કામ કરે છે ત્યાં પહેલાં વિશાળ અને ભયંકર અરણ્યો હતાં. કેટલાંક જંગલો રાજા તથા સરદારોને શિકાર કરવાને માટે રાખી મુકાતાં. કેટલાંક જંગલોમાં ધાડપાડુઓ ટોળામાં રહે અને આસપાસ ધાડો પાડે.

## પરિવર્તન

કોલસા પહેલાંનું ઇંગ્લેન્ડ એવી રીતે ખેતીપ્રધાન, ઘેરઘેર નાના નાના ધંધા કરનાર, મહેનતુ તો પણ ઊંઘણશી હતું. કોલસા વડે ઇંગ્લેન્ડનું સ્વરૂપ જાણે જાદુગરની લાકડી ફરી હોય, તેમ સાવ બદલાઇ ગયું. પેનાઇન ડુંગરની પૂર્વ-પશ્ચિમ બાજુમાં કોલસાની ખાણો મળી આવી. કોલસો વજનમાં ભારે હોય છે તેથી તે દૂર લઇ જવાનું કામ બહુ મહેનતનું અને ખર્ચાળ હોય છે. ખાણોમાંથી કોલસો આબાદીવાળા મધ્ય તથા અગ્નિભાગમાં લઈ જવાનું ન બન્યું તેથી ઉત્તર અને વાયવ્ય તરફના કોલસાના મુલકમાં જ મિલો તથા કારખાનાં ખોલવાની ફરજ પડી. આથી મિલો તથા કારખાનાનો માલ ઝડપથી તૈયાર થાય છે અને તે ઓછી કિંમતમાં વેચી શકાય છે. તેની આગળ હાથસાળ ઉપર વણેલું કાપડ ક્યાં સુધી ટકી શકે? તેથી સ્વાભાવિક રીતે જ ઘરગથ્થુ ધંધા બેસી ગયા. મિલોમાં કામ કરવાને સારુ હજારો મજૂરોની જરૂર પડવા માંડી અને તેમને મજૂરી પણ સારી રીતે મળવા લાગી; તેથી શ્રમવાળી ખેતી છોડી દઇને ગામડાના લોકોનો પ્રવાહ વાયવ્ય અને ઇશાન દિશા તરફ વળી ગયો અને ટૂંક વખતમાં

આ ઉજ્જડ પ્રદેશમાં કોલસાની ખાણોની આસપાસ પ્રચંડ કારખાનાં ઊભાં થયાં અને તેમાં કામ કરનાર માણસોના ઘરો થયાં. એવી રીતે ખાણોની આસપાસ ઝપાટાબંધ શહેરો બંધાવા માંડ્યાં અને કોલસાનો નવો યુગ શરૂ થયો.

કોલસાની ખાણોની આસપાસ ત્રણ મુખ્ય ધંધાનાં કારખાનાં છે. રૂનું સૂતર બનાવી કાપડ તૈયાર કરવુ, ઊનનુ કાપડ તૈયાર કરવુ અને લોઢાની ઘણી વસ્તુ તૈયાર કરવી. લેંકેશાયરની ખાણોની આસપાસ રૂનાં, યોર્કશાયરમા ઊનનાં અને નોર્ધમ્બરલેન્ડમાં તથા મધ્ય ભાગમાં લોખંડનાં કારખાના જામી ગયાં છે. રૂનાં તથા ઊનનાં કારખાનાંમાં જોઈતાં યત્રો તૈયાર કરવાનાં કારખાનાં નોર્ધમ્બરલેન્ડમાં અને બર્મિંગહામ નામના મધ્ય ભાગમાં આવેલા શહેરની આસપાસ છે.

## ઊનનો ઉદ્યોગ—જૂનો અને નવો

આપણે પહેલાં ઇંગ્લેન્ડનો સાથી જૂનો ધંધો જે ઊનના કાપડનો છે તેની માહિતી મેળવીએ. પેનાઈનના પશ્ચિમ ભાગ ઉપર સમુદ્ર તરફથી વાતા ભેજવાળા પવનોનુ જોર બહુ હોય છે. તેથી તે ભાગમાં ઘણો વરસાદ વરસે છે. તેના પ્રમાણમા પૂર્વ ભાગમાં ઓછો વરસાદ વરસે છે. શરૂમા ઘેટાંનું ઊન હોલેન્ડ દેશમાં મોકલતા. કારણ તે વખતે દુનિયામાં ઊનનું કાપડ તૈયાર કરવાનું કામ ખાસ કરીને હોલેન્ડમાં થતું. પછી ડચ લોકો ઉપર તેમના પોતાના દેશમાં ઘણો જુલમ થવા માંડ્યો, તેથી તેમનાં કેટલાક લોકો નાસી જઈને ઇંગ્લેન્ડમાં આવ્યા. તેઓએ અંગ્રેજ લોકોને ઊનના કપડાં વણતા શીખવાડ્યુ, હાલ પહેલાંની માફક ઊન ઇંગ્લેન્ડમાથી પરદેશ જતુ નથી એટલુ જ નહિ પણ ઇંગ્લેન્ડમાંનું ઊન પૂરું ન પડવાથી ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, દક્ષિણ અમેરિકા તેમ જ દક્ષિણ આફ્રિકા જેવા દેશમાથી લાવવુ પડે છે. શરૂઆતમાં ઊનનું કાપડ લોકો હાથે ઘેરઘેર વણતા અને તેથી આખા

ઇંગ્લેન્ડમાં આ ધંધો ચાલતો. પણ પછી વહેતા પાણીની સહાયથી વણવાના યંત્રોનાં ચક્રોને ગતિ આપવાની શોધ થઈ તેથી થોડા શ્રમમાં અને થોડા વખતમાં કાપડ તૈયાર થવા માંડ્યું. પણ જલદી વહેતા પાણીના પ્રવાહો આખા દેશમાં ક્યાંથી મળી આવે? તેથી પેનાઇન પર્વતના માથા ઉપરથી યોર્કશાયરમાં વેગથી વહેતી નદીઓને કાંઠે જ આ ધંધો ટકી રહ્યો. પછી વરાળથી ચાલતાં યંત્રોની શોધ થઈ. વરાળ તૈયાર કરવાને માટે કોલસો જોઇએ તેની આ જ પરગણામાં શોધ થઈ. એનું પરિણામ એ આવ્યું કે પાસે કોલસો ન હોય એવા પ્રદેશમાંની મિલો બંધ પડી અને યોર્કશાયરમાંની મિલો વધતી ગઈ.

આ પ્રમાણે યોર્કશાયરને બધાં સાધનો અનુકૂળ થયાં. પાસેના પહાડોમાં ઘેટાંઓને ચરવાને માટે પુષ્કળ ઘાસ, ડુંગરની બાજુમાં કોલસાની મોટી મોટી ખાણો, વળી ઊન ધોવાને માટે તેમ જ રંગવાને માટે જરૂરના એવા પાણીના પ્રવાહો જોઇએ એટલા ત્યાં મળી આવે છે. ઊનનું કાપડ તૈયાર કરનાર બધાં શહેરો પેનાઇનની તળેટીએ વસ્યાં છે, કારણ ત્યાં ઉપર જણાવ્યા પ્રમાણે બધાં સાધનો અનુકૂળ છે.

યોર્કશાયરમાં લીડ્ઝ શહેર સૌથી મોટા પાયા ઉપર ઊનનું કાપડ તૈયાર કરે છે. અહીંયાં ઊનના કારખાના ઉપરાંત ચામડું કમાવવાનાં કારખાનાં ઘણાં છે. ઘેટાંનું ચામડું પાસે જ જોઇએ તેટલું મળતું હોવાથી ચામડું પકવવાનો ધંધો લીડ્ઝમાં ચાલે તે સ્વાભાવિક છે. આ સિવાય યંત્રો તૈયાર કરવાનાં પણ કારખાનાં છે.

## લીવરપૂલ અને માન્ચેસ્ટર

હવે આપણે સુતરનું કાપડ બનાવનાર લૅંકેશાયર પરગણા તરફ વળીએ. આ પ્રદેશમાં પહેલાં ભેજવાળી જમીન અને જંગલો હતાં. આવવા જવાને માટે રસ્તાઓ ન હતા તાલુકામાં ગામો ન

હતાં. લોકવસ્તિ ઘણી જ ઓછી હતી. પણ કોલસાની શોધથી આ બધી સ્થિતિ પલટાઈ ગઈ. ઇંગ્લેન્ડમાં કપાસ બિલકુલ પાકતો નથી તો પણ અત્યારે દુનિયામાં જેટલી ચોખાની છે તેમાંથી સેંકડે ૪૦ ટકા ઇંગ્લેન્ડમાં ચાલે છે એ એક નવાઈ જેવું છે. લેંકેશાયરની મિલોમાં તૈયાર થતા કાપડથી દુનિયાના ૫૦ કરોડ માણસોનું શરીર ઢંકાય છે એવો અંદાજ છે. લેંકેશાયરની મિલોની ભૂખ જબરજસ્ત છે. હિન્દુસ્તાન, ઇજીપ્ત, ચીન—આ દેશોમાંથી રૂની હજારો ગાંસડીઓ લઈને વહાણો લીવરપૂલ બંદરમાં આવતાં જ હોય છે. અમેરિકા જવા-આવવાને સારૂ આ જ બંદર પાસે ને સગવડ ભરેલું હોવાથી તેમ જ લેંકેશાયરને જોઈતા રૂમાંથી ઘણું રૂ અમેરિકાથી આવતું હોવાથી લંડનથી બીજે નંબરે લીવરપૂલ બંદરને મહત્ત્વ પ્રાપ્ત થયું છે. આજે આ બંદરની ગોદામો ૯ માઇલ સુધી પ્રસરી છે અને માલ ચડાવવા-ઉતારવા માટેના ડક્કાની લંબાઈ ૪૦ માઇલ છે. લીવરપૂલથી લેંકેશાયરમાંના બેરી, ઓલ્ડહામ, બ્લેકબર્ન, પ્રેસ્ટન વગેરે કારખાનાનાં શહેરોમાં રૂની ગાંસડીઓ તૈયાર થાય છે અને તૈયાર થયેલું કાપડ પરદેશ મોકલવાને સારૂ પાછું લીવરપૂલ આવે છે. આ કારખાનાંના પ્રદેશમાં રહેતા લાખો માણસોને જોઈતું અનાજ લીવરપૂલથી જ આવે છે. લીવરપૂલથી આવેલું રૂ બધાં શહેરોમાં વહેંચવાને માટે અને તે શહેરોમાં તૈયાર થયેલું કાપડ વખારોમાં રાખી પછી લીવરપૂલ રવાના કરવાને સારૂ એક મધ્યવર્તી ઠેકાણું જોઈતું હતું. આ ખોટ માન્ચેસ્ટરે પૂરી પાડી છે. માન્ચેસ્ટર માત્ર વખારોનું શહેર નથી. ત્યાં પણ ઘણી મિલો છે અને તે પણ ઝપાટાબંધ વધતું જાય છે. ૧૭૭૪માં આ શહેરની લોકસંખ્યા માત્ર ૨૭ હજાર હતી ૧૭૮૯માં માન્ચેસ્ટરમાં વરાળથી ચાલતી પહેલી મિલ શરૂ થઈ અને ત્યાર પછીનાં બાર વરસમાં જ તેની લોકસંખ્યા ૮૪ હજાર થઈ. હવે તો દસ લાખ ઉપર વસતિ છે. વેપારનો આ કેટલો બધો મોટો પ્રભાવ! ૧૮૯૪ સુધી અમેરિકા,

હિન્દુસ્તાન વગેરે દેશોમાંથી આવેલા પ્રચંડ વહાણો લીવરપૂલમાં પોતાનો માલ ઉતારતાં અને તે માલ પછી માન્ચેસ્ટર તરફ આગગાડીથી રવાના થતો. ૧૮૯૪માં માન્ચેસ્ટર અને લીવરપૂલની વચ્ચે કરોડો રૂપિયા ખરચીને એક ૩૫ માઇલ લાંબી, ૧૨૦ ફૂટ પહોળી, ૨૬ ફૂટ ઊંડી એવી નહેર ખોદવામાં આવી. ત્યારથી મહાસાગરમાંના મોટાં વહાણો માન્ચેસ્ટરમાં આવવા માંડ્યાં. આ નહેરની બે બાજુએ હારબંધ મિલો છે.

## લેંકેશાયરની યોગ્યતા

લેંકેશાયરમાં જ આ રૂના કાપડનો ધંધો કેમ ચાલે છે તેનું એક કારણ છે. પાણીનો પ્રવાહ તેમ જ કોલસાની ખાણો રૂની મિલોને માટે જોઇએ જ. પણ યોર્કશાયરમાં પણ આ બે વસ્તુઓ છે. તો પછી ઊનની માફક રૂની મિલો ત્યાં કેમ ન થઇ? તેનું કારણ હવા. લેંકેશાયર પરગણું સમુદ્રની નજીક હોઈ પશ્ચિમ તરફથી અને અગ્નિકોણ તરફથી વાતા ચોમાસુ પવનો તેના ઉપર થઇને જાય છે અને વરસાદ પણ પુષ્કળ પડે છે. તેથી લેંકેશાયર પરગણાની હવા ભેજવાળી છે. ઊલટું યોર્કશાયર સમુદ્રથી આઘે છે અને ત્યાં વરસાદ પણ માફકસર પડે છે તેથી ત્યાંની હવા સુક્કી છે. સૂકી હવામાં ઝીણું સૂતર કંતાતું નથી, તે વચ્ચેથી જ તૂટી જાય છે. ભેજવાળી હવામાં જોઇએ તેટલું ઝીણું સૂતર કાંતી શકાય છે. લેંકેશાયરમાં સૂતરની મિલો નીકળવાનું આ એક કારણ છે.

## લોખંડના ઉદ્યોગો

લોખંડ ખાણોમાંથી મળે છે. ખાણમાંના ખડકમાં તે બીજાં દ્રવ્યોની સાથે ભળી ગએલું હોય છે. બહાર કાઢ્યા પછી આ લોહમિશ્રિત પથ્થરોને કોલસો અને ચૂનાના પથ્થરની સાથે ભેળવીને ભઠ્ઠીમાં નાખે છે અને ખૂબ તપાવે છે. તેથી પથ્થરમાંનું લોહ ઓગળે છે અને તેનો રસ ભઠ્ઠીમાંથી નળી વાટે બહાર પડે છે. આ રસનું જ શુદ્ધ લોખંડ

બને છે. કોલસાની શોધ થતાં પહેલાં સેંકડો વર્ષ પહેલાં અંગ્રેજ લોકો લોખંડનો ઉપયોગ કરતા હતા. તે વખતે ભઠ્ઠીમાં બાળવાને માટે લાકડાં વાપરતા અને તેથીજ જંગલની પાસે લોખંડની ભઠ્ઠીઓ ચલાવાતી. યોર્કશાયરમાં શેફીલ્ડ અને તેની આસપાસના મુલકમાં લોખંડની ખાણો છે અને પાસે જ જંગલો છે. વળી લોખંડ શુદ્ધ કરવાને માટે જોઈતા ચૂનાના પથ્થર પણ ત્યાં જ્યોએ એટલા છે અને જેના ઉપર શસ્ત્રોની ધાર કાઢવામાં આવે છે તે સરાણના પથ્થરો પણ પાસે જ પેનાઇનના ડુંગરોમાં મળી આવે છે. આગળ જતાં કોલસાની ખાણો આ ભાગમાં જ મળી આવવાથી અનાયાસે સગવડ થઇ, તેથી ચપ્પુ, કાતર, અસ્તરા તથા બીજાં ઘણા પ્રકારના ઝીણા હથિયારો શેફીલ્ડમાં બહુ જ સારી પેઠે તૈયાર થાય છે. શેફીલ્ડમાંથી દર વર્ષે લાખો ચપ્પુઓ પરદેશ જાય છે.

## બર્મિંગહામની કથા

શેફીલ્ડના દક્ષિણમાં ઇંગ્લેન્ડના મધ્ય ભાગનું મુખ્ય શહેર બર્મિંગહામ છે. તેની પાસે લોઢાની ખાણો છે, અને નજીક જ પહેલાં આર્ડન નામનું જંગલ હતું. તેથી લોખંડ ગાળીને તેની વસ્તુઓ તૈયાર કરવાનો ધંધો ત્યાં ૩૦૦–૪૦૦ વર્ષથી લોકો શરૂ કરતા. તે વખતે દરેક ઘર એક નાનું કારખાનું જ હતું. ઘરમાંના બધા માણસો ખીલા, ચૂંકો, સાકળો વગેરે લોઢાની વસ્તુઓ તૈયાર કરતા. આગળ જતાં કોલસાની શોધ થઇ, કોલસો બર્મિંગહામથી દૂર મળી આવ્યો અને તેથી બર્મિંગહામનો આ ધંધો વાસ્તવિક રીતે બેસી જવો જોઇતો હતો, પણ મઝાની વાત તો એ છે કે લોકોને ઘણા વર્ષથી એ કામ કરવાની આદત પડેલી. વળી લોઢું પણ પાસે જ હતું. મડું મડું તો કોલસો આઘે હતો તે પણ આગગાડી અને નહેરો મારફતે યોર્કશાયરની ખાણોમાંથી લાવવા માંડ્યા. તેથી ઊલટું બર્મિંગહામનો ધંધો જોરથી ચાલવા માંડ્યો. આગળ જતાં કોલસો પણ પાસે જ મળી આવ્યો.

આજે તો બર્મિંગહામમાં ખીલાથી માંડીને આગગાડીના એન્જિન સુધી બધી જાતની નાની મોટી લોખંડની વસ્તુઓ તૈયાર થાય છે. અહીંયાં સ્ક્રૂ, ખીલા, હોલ્ડરની ટાંકો, ટાંકણીઓ, ગોળો વગેરે બને છે. ટાંકણીઓ અને ગોળો તો એટલી બધી થાય છે કે ફક્ત એક મહિનામાં તૈયાર થએલી ટાંકણીઓ અને ગોળો તમે ગણવા માંડો તો આખો જન્મારો વહી જાય. આ શહેરમાં વરાળનાં એન્જિનો, મિલોને લગતાં મોટાં મોટાં યંત્રો, તોપો, શાસ્ત્રીય સાધનો વગેરે તૈયાર કરવાનાં ઘણાં કારખાનાં છે. નાની આગગાડીઓ, આગબોટો વગેરે છોકરાંનાં રમકડાં તો અહીંયાં એટલાં બધાં તૈયાર થાય છે કે બર્મિંગહામને "યુરોપની રમકડાંની દુકાન" કહે છે.

પેનાઇન ડુંગરની ઇશાનમાં નોર્થમ્બરલેન્ડમા કોલસાની જે સંખ્યાબંધ ખાણો આવેલી છે તે ટાઇન નામની નદીની પાસે આવેલી છે. એ નદીના મુખ ઉપર ન્યૂકેસલ નામનું પ્રસિધ્ધ બંદર છે. કોલસો નદી મારફતે તેમ જ સમુદ્ર મારફતે લઈ જવામાં ઓછું ખરચ થતું હોવાથી ન્યૂકેસલ બંદરમાંથી દર વરસે લાખો ટન કોલસો પરદેશ રવાના થાય છે. વળી સ્વીડનથી સમુદ્ર મારફતે લોઢું લાવવું સહેલું હોવાથી ન્યૂકેસલ બેરો અને ટાઇન નદીના કાંઠાનાં બીજાં શહેરોમાં પોલાદનાં પ્રચંડ વહાણો તથા આગગાડીનાં એન્જિનો, આગગાડીના ડબ્બા, પાટા, પૂલ વગેરેના ભાગો તૈયાર કરવાનાં કારખાનાં શરૂ થયાં છે. એમ કહેવાય છે કે ઇંગ્લેન્ડમા હાલમાં જે વહાણો તૈયાર થાય છે તેમાથી અરધાં આ ટાઇનના કાંઠેના શહેરોમાં તૈયાર થાય છે.

આગળ ઇંગ્લેન્ડના કોલસા અને લોખંડના ઉદ્યોગનું જે થોડું ઘણું વિગતવાર વર્ણન આપ્યું છે તેનો ઉદ્દેશ એ છે કે જમીનની અંદર આવેલા પદાર્થો શ્રમથી કાઢીને અંગ્રેજોએ તેની મદદથી કુદરત ઉપર કેટલો મોટો જય મેળવ્યો છે તેનું દિગ્દર્શન થાય. પેનાઇનની

પૂર્વ-પશ્ચિમ તરફનો આ યોર્કશાયર લેંકેશાયરનો ભાગ મેંકડો માઈલ પ્રસરેલું અને ધડધડ અવાજ કરતુ એક પ્રચંડ કારખાનું જ છે એમ કહીએ તો ચાલે. તમે જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં મિલો, લોટાની પ્રચંડ ભઠ્ઠીઓ અને તેમાંથી આકાશમાં ફેલાએલો કોલસાનો ધુમાડો દેખાશે. જ્યાં જુઓ ત્યાં કોલસાથી રસ્તા કાળા થઈ ગયા છે અને સામેથી આવનાર માણસોનાં કપડાં કાળા થઈ ગયાં છે એમ દેખાય છે. કોલસો લઈ જનારી માલગાડી ઝડપથી જતી દેખાય છે. અહીંની નદીના પાણીનો રંગ પણ એટલો બદલાઈ ગયો છે કે એમાં શાહીનો પ્રવાહ જ વહે છે કે શું એમ લાગે છે. જ્યાં જાઓ ત્યાં મિલોના સંચા ને ધડધડ અવાજ સંભળાય. ટૂંકમાં કોલસા ગજના રાજ્યમાં ચોમેર ભીડ, ધુમાડો, કાળો રંગ, મેલાં કપડાં અને કર્કશ અવાજનો રાફડો ફાટેલો જણાય છે.

## આર્થિક પરિવર્તન—મજૂરોની સ્થિતિ

કોલસાથી ઇંગ્લેંડની સમાજવ્યવસ્થામાં તેમ જ આર્થિક પરિસ્થિતિમાં પણ ક્રાંતિ થઈ ગઈ છે. પહેલાં લોકો ઘેરઘેર ઉદ્યોગ કરતા ત્યારે દરેક માણસ એક રીતે સ્વતંત્ર હતો. હવે મિલો ચલાવવાને લાખો રૂપિયાની મૂડી જોઈએ છે. તેથી થોડાક શ્રીમંતોના હાથમાં મિલો અને કારખાના આવ્યા છે અને તેમની લાખ્ખો મજૂરો ઉપર સત્તા જામી. આ પ્રમાણે માલિક અને મજૂર એવા બે ભેદ પડ્યા. મિલોમાંના મજૂર, ખાણમાંનાં મજૂર, બંદર ઉપરના મજૂર, ગોદામમાં કામ કરનાર મજૂરો, ફેરો કામદારો વગેરેના મંડળ સ્થાપન થયા અને યોગ્ય પગાર મેળવવા, કામના કલાકો ઓછા કરવા વગેરેને માટે હીલચાલ શરૂ થઈ. તેમને સારા સારા આગેવાનો મળ્યા. તેઓએ મજૂરોની તકરારો લોકોની આગળ સારી પેઠે રજૂ કરી તેથી મજૂરોની ઘણી માંગણીઓ વખતોવખત માલિકોને સ્વીકારવી પડી. હાલ તેમને ૮ કલાક કામ કરવું પડે છે અને રોજી ભરપૂર મળે છે. તેઓ ત્રણ-ચાર ઓરડાવાળા મકાનમાં રહે છે. રજાને દિવસે છોકરાંછૈયાંની સાથે

તેઓ બહારગામ જાય છે. અને મોજશોખમાં ઘણો પૈસો ખરચે છે. હાલ આ બધા સંઘોએ એક સર્વસામાન્ય સંઘ સ્થાપ્યો છે અને તેની મારફતે તેઓ સૌને લગતા મહત્ત્વના મુદ્દાઓ ઉપર વિચાર કરે છે. આ સંઘની પાસે લાખો રૂપિયા છે અને છાપાં, ભાષણો વગેરે ઘણાં સાધનો દ્વારા તેઓ લોકોની આગળ પોતાનો પક્ષ રજૂ કરે છે. આ સંઘના હાથમા ઇંગ્લેન્ડની નાડ છે. કારણ કે કોઇ પણ કારણસર કોલસાની ખાણોમાના મજૂરો હડતાળ પાડે તો ઇંગ્લેન્ડના સત્તાવાળાઓને નમતુ જ પડે. કેમકે પછી તો મિલો બંધ, લોખંડનાં કારખાનાં બંધ, આગગાડી બંધ, ઘરમાંના દીવાબત્તી બધ અને ચુલા પણ બધ. વળી કંઇક વિશેષ કારણ બન્યુ હોય અને એક સંઘના મજૂરો હડતાળ પાડે તો તેમની પ્રત્યે સહાનુભૂતિ બતાવવાને માટે અને માલિકોને પગે પડાવવાને માટે બીજા સંઘના મજૂરો પણ હડતાળ માટે તૈયાર થઈ રહે છે. એવી સાર્વત્રીક હડતાળ શરૂ થાય તો કેવો અનર્થ થાય તેની કલ્પના કરી શકાય નહિ આ પ્રમાણે ગયા ૧૦૦ વરસ દરમિઆન ઇગ્લેન્ડના મજૂરોએ પદ્ધતિસર હિલચાલ ચલાવીને ઘણી રાહતો મેળવી છે. પાર્લમેંટમાં જઇને ત્યાં મજૂરોનો પક્ષ રજૂ કરવાને ૨૫-૩૦ વરસ પહેલા મજૂર પક્ષ સ્થાપન થયો અને એ પક્ષ તરફથી ચૂટાએલા લોકોએ ખંતથી કામ કરીને પોતાના કાર્યનુ સાચાપણું જનતાના મનમાં ઠસાવી, સન ૧૯૨૯ની સાલમા પાર્લામેન્ટની ચૂટણીમાં બહુમતિ મેળવી. આ મૃગ પુસ્તક લખાતુ હતુ તે વખતે બ્રિટિશ સામ્રાજ્ય ઉપર મજૂરપક્ષનુ પ્રધાનમંડળ રાજ્ય કરતુ હતુ અને વિદ્યાર્થી દશામાં ચહાના બદલામા જેમને ગરમ પાણી પીવુ પડતુ, તે મિ મેક્ડોનાલ્ડ મુખ્ય પ્રધાન હતા

## ઇંગ્લેન્ડની ખેતી

ઇંગ્લેંડના પૂર્વ ભાગમાની જમીન નીચાણવાળી હોઈ ત્યા વરસાદ થોડો પડે છે અને ઉનાળામા ત્યાની હવા ગરમ હોય છે. આ સ્થિતિ વડીને

માટે અનુકૂળ હોવાથી સેંકડો વરસથી આ ભાગમાં ઘઉંની પેદાશ થાય છે. તેજ પ્રમાણે ઉત્તર તરફ યોર્કશાયરમાં ૪૦ માઇલ પહોળી વિશાળ, અને અત્યંત ફળદ્રુપ એવી એક ખીણ છે. ત્યાં પણ ઘઉંનો સારો પાક થાય છે. ઇંગ્લેન્ડમાં મુખ્ય પાક તે ઘઉંનો જ. પણ દેશમાં પેદા થતા ઘઉં પૂરા પડતા ન હોવાથી ઓસ્ટ્રેલિયા, કેનેડા વગેરે દેશોમાથી ઘઉં અને ઘઉંનો લોટ લાવવો પડે છે. ઘઉં ઉપરાંત બીજો પાક તે બાર્લી (જવ) અને ઓટ. એને માટે કસ વગરની પણ જમીન ચાલે. તેથી તેનો પાક ઇંગ્લેન્ડમાં પુષ્કળ થાય છે. આ સિવાય નૈઋત્ય તરફના પ્રદેશમાં સ્ટ્રોબેરી, ચેરી, સફરજન અને હોપ નામના ઝાડો મોટા પ્રમાણમાં રોપવામાં આવે છે. આ ભાગના માળીઓ આખા વરસ દરમિઆન ફળઝાડો રોપીને જુદાં જુદાં ફળો આગગાડી મારફતે દરરોજ લંડન મોકલે છે. ઇંગ્લેન્ડમાંના ખેડૂતો અને માળીઓ કારખાનાંવાળા જેટલા જ હોશિયાર હોય છે. યોગ્ય ખાતર વાપરીને અને જમીન સારી પેઠે ખેડીને કયા પાક પછી કયો પાક કરવો ફાયદા ભરેલો છે તે જોઇને તે પ્રમાણે પાકોનો ક્રમ ગોઠવીને તે આખું વરસ કામ કરે છે અને થોડી જમીનમાથી પુષ્કળ પૈસા મેળવે છે. ઇસ્ટ એંગ્લીઆમાંના ખેડૂતો એક એકરમાં ૩૨ બુશેલ ઘઉં પેદા કરે છે ત્યારે આપણે ત્યાં પંજાબમાં નહેરોવાળી ઉત્તમ જમીનમાં પણ બહુ બહુ તો ૨૦ બુશેલ ઘઉનો પાક થાય છે. ઇંગ્લેન્ડમા વરસાદની જુદી ઋતુ નથી. આખું વરસ ઝરમર ઝરમર વરસાદ વરસે છે તેથી અંગ્રેજ ખેડૂતને દુકાળનો ભય અને નહેરના પાણીની તકલીફ નથી એ ધ્યાનમા રાખવું જોઇએ.

ઇંગ્લેન્ડના ખેતરોમાં બળદને બદલે ઘોડાનો જ ઉપયોગ થાય છે. વરાળથી ચાલતાં હળ અને લણવાના યંત્રો જ્યારથી નીકળ્યાં, ત્યારથી ઘણા ખેડૂતો તેનો ઉપયોગ કરી રહ્યા છે ઉત્તર તરફના તથા મધ્ય ભાગમાંનાં કારખાનાના પ્રદેશની પેઠે ખેતીપ્રધાન પ્રદેશમાં

વસતિની બહુ ભીડ નથી. આ ભાગમાં હજીએ નાનાં નાનાં ગામડાંઓ હોવાથી ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય વખાણવા લાયક છે. ગામડાંમાં બે પ્રકારના લોકો રહે છે. ખેડૂતો અને તેમનાં ખેતરોમાં કામ કરનાર મજૂરો. ખેડૂતો લંડનમાં કે બીજાં શહેરોમાં રહેનાર જમીનદારો પાસેથી ખેતરો ગણોતે લે છે અને ખેતરની પાસે મકાન બાંધીને રહે છે. તેમનાં ઘરો નાનાં પણ સુંદર અને બે ત્રણ માળવાળાં હોય છે. ઘરના



ઇંગ્લેન્ડનું એક ગામડું

પાછળના ભાગમાં બગીચો હોય છે. ત્યાં શાકભાજી તૈયાર કરે છે. પાસે જ ઘોડાઓનો તબેલા તેમજ ગાયોની કોઢ હોય છે અને તેની પાસે જ વ્યવસ્થિત રીતે ગોઠવેલી ઘાસની ગંજી હોય છે. ઘરની આગળ મરઘીના વાડા હોય છે અને તેમાં મરઘી, બતકો અને ડુક્કરો આમતેમ ફરતા હોય છે. ઘર ઉપર વેલો ચઢાવેલી હોય છે. દરેક ખેડૂત પોતાના ખેતરની આસપાસ વાડ બાંધે છે.

## દેવળ અને નિશાળ

મજૂરો ખેડૂતોની માલિકીના ઝૂંપડાંમાં રહે છે અને તેમની મજૂરીમાંથી ઝૂંપડાંનું ભાડું કપાય છે. ઝૂંપડાની પાછળ ભાજીપાલા વાવવાને

માટે થોડીઘણી જગ્યા હોય છે. થોડી ગણોતમાં મજૂરોને જે નાનકડો ખેતરનો ટુકડો મળી શકે છે તેને 'એલોટમેન્ટ' કહે છે. આમાં શાકભાજી વાવીને મજૂર લોકો પોતાની પૂરી ન પડતી મજૂરીમાં સહેજે



ઇંગ્લૅન્ડના ખેડૂતના ઘરનું દૃશ્ય

ઉમેરો કરે છે. આ મજૂરોની સ્થિતિ સંતોષકારક નથી. મિલમજૂરોની માફક તેમના સંઘ નથી. મોસમ સારી આવે તો તેમને આખું વરસ કામ મળે છે. નહિ તો અવારનવાર જ્યારે કામ મળે ત્યારે ખરું. મહાયુદ્ધ પહેલાં તેઓ થોડાઘણા પૈસા એકઠા કરી ગણોતમાં ખેતરો લેતા. હવે, દહાડે દહાડે ગણોતમાં નાનાં નાનાં ખેતરો મળવા મુશ્કેલ થતાં જાય છે. ગામડાની બહાર એક ઊંચી ઇમારત હોય છે. તે ગામનું દેવળ કહેવાય છે. તેમાં રવિવારે છોકરાઓની સાથે ગામના બધાં માણસો ચોકખા કપડાં પહેરીને ઇશ્વરપ્રાર્થના કરવા ભેગાં થાય છે. આ દેવળમાં જ ગામનાં લગ્નો થાય છે અને છોકરાનું નામ પાડવું તેમ જ 'બૅપ્ટીઝમ' (Baptism) પણ આમાં જ થાય છે. કોઈ મરી જાય તો તેનું શબ અહીં જ લઈ આવે છે. ધર્મોપદેશક મરી ગયેલાને માટે

પ્રાર્થના કરે, ત્યાર પછી દેવળની પાછળ આવેલા એક મોટા ચોગાનમાં શબને લાકડાની પેટીમા મૂકીને તે પેટી જમીનમાં દાટે છે, અને શક્ય હોય તો દાટવાની જગ્યા ઉપર સ્મારક તરીકે એક પથ્થર ઊભો કરી તેના ઉપર મૃત માણસનુ નામ કોતરે છે. ઇગ્લેન્ડમાં મુડદા બાળવાનો રિવાજ નથી. દેવળ ઉપરાત બીજુ મહત્ત્વનુ સ્થાનક નિશાળ હોય છે. નિશાળની ઈમારત નાનકડી પણ ટકાઉ હોઈ તેમાં હવા અને અજવાળુ ભરપૂર હોય છે છોકરાઓને બેસવાને માટે બાંકડા તેમ જ લખવાને માટે ડેસ્ક હોય છે. છોકરાઓને ચોપડીઓ, નોટો, હોલ્ડરો, પેન્સીલો વગેરે સરકાર તરફથી પૂરા પાડવામાં આવે છે.

## જાગીરદાર અમીર વર્ગ

ઇંગ્લેન્ડના ઉમરાવ લોકોનાં પાટનગર લંડનમા મોટા મોટા મકાનો છે અને પાર્લામેન્ટ ચાલતી હોય ત્યારે તેઓ આ મકાનમા રહે છે પણ દરેક ઉમરાવને તેના વતનમા એક એક મકાન તો હોય જ. તેના મકાનો જૂનાં અને વિશાળ હોય છે અને તેની આસપાસ સુંદર બગીચા હોય છે. મકાનમા જૂના વખતનાં કિમતી ચિત્રો અને રાચરચીલાં હોય છે. ઉમરાવ લોકો વરસમા કેટલાક મહિના પોતાના વતનમાં ગાળે છે. તે પોતના ગણોતીઆની અને બીજા ખેડુતોની સાથે હળીમળીને વર્તે છે. પોતાના મિત્રોને મહેમાનગીરીને માટે પોતાના વતનમા બોલાવીને તેમની સાથે શિકાર અને સહેલ કરવી એવો તેમનો રિવાજ હોય છે. તેઓ ભણેલા હોઈ તેઓ પોતાના વતનની સારી પેઠે સભાળ રાખે છે. ઇંગ્લેન્ડમા ખેતીમા સુધારો કરવાનું માન ઘણે ભાગે એમને જ ઘટે છે.

આપણે ત્યાં ઈનામદારો તથા સરદારો પહેલાં વતનમાં રહેતા અને તેના ઉપર બહુ જ પ્રેમ રાખતા. મહારાજી સિંધિયા મોટી પદવી પામ્યા પણ તેમને પોતાના વતનને માટે બહુ જ અભિમાન હતું.

તેઓ પોતાની જાતને 'પાટીલ બુવા' કહેરાવવામા મગરૂર હતા. હાલમાં ઈનામદાર તથા મધ્યમવર્ગના પેન્શનર લોકોને મોટા શહેરોમાં રહેવુ ગમે છે. તેઓ જો પોતપોતાના ગામમા રહે અને ત્યાના લોકોમા ભળે તો કેટલુ સારું થાય ?

અંગ્રેજ લોકો વ્યક્તિસ્વાતંત્ર્યના કેટલા હિમાયતી છે તે તેમની કુટુબવ્યવસ્થા ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમનામા આપણે ત્યાની જેમ સંયુક્ત કુટુબપદ્ધતિ નથી. છોકરો કમાવા ન લાગે અને પોતાની બૈરીનુ ભરણપોષણ કરવાની તાકાત ધરાવે નહિ ત્યા સુધી પરણતો નથી. પરણ્યા પછી તરતજ તે પોતાની સ્ત્રીને લઇને પોતાનું જુદું ઘર માંડે છે માબાપ, ત્રણચાર ભાઇઓ કે તેમના બૈરા છોકરા, એ ત્રણ પાસેના કે દૂરનાં સગાઓ વગેરેથી અગ્રેજ લોકોનુ ઘર ભરાએલું હોતું નથી. સાસુનો જુલમ, દેરાણી જેઠાણી કે નણંદ ભોજાઇની તકરારો, છોકરાઓને લઇને થતો કકાસ વગેરે પ્રકાર અગ્રેજ કુટુબમા બિલકુલ જણાતા નથી. અંગ્રેજ કુટુબ નાનકડું હોય છે. દરેક કુટુબ જુદા ઘરમા પોતાની મરજી પ્રમાણે રહે છે. ભાઇઓ જુદા રહે તેથી તેમનામા પ્રેમ હોતો નથી એમ કંઈ નહિ. તેઓ એકબીજાને મળે છે, એકબીજાને ત્યા જમવા જાય છે અને સુખદુ:ખની વાતો કરે છે.

### વ્યક્તિસ્વાતંત્ર્યનું પોષણ

અંગ્રેજોના ઘરો પણ વ્યક્તિસ્વાતંત્ર્યને પોષે એવા જ હોય છે. ગરીબ મજૂરવર્ગની વાત તો છોડી દઈએ પણ મધ્યમ અને ઊંચા વર્ગનાં કુટુબોમા દરેકને સૂવાને માટે અલગ ઓરડો હોય છે છોકરું ૩-૪ વરસનુ થાય તો તે માથી અલગ બીજી ઓરડીમા સૂએ છે સાજના ૭ વાગ્યા કે બાળકને તેની મા નવરાવે અને ખવરાવે છે અને ત્યાર પછી તેને ઓરડીમાં અધારામા સુવાડી પોતાને કામે વળગે છે. બપોરે પણ બાળકને ઘરની પાછળના બગીચામા ખુલ્લામા જ ચાલણગાડીમા સુવાડે છે. તેની પાછળ કોઈ હોતુ નથી

સુખી કુટુંબોમાં નાનાં છોકરાંઓને રમવા કરવાનો સ્વતંત્ર ખંડ હોય છે. તેને 'નર્સરી' કહે છે. આ નર્સરી અથવા બાળગૃહમાં છોકરાંનાં રમકડાં, ચિત્રો, ચિત્રનાં પુસ્તકો, ઘર બાંધવાની લાકડાની ઈંટો, 'મેકેનો' વગેરે સામાન હોય છે. અંગ્રેજોના ઘરનું બારણું તેમ જ દરેક ઓરડાનું બારણું હંમેશ બંધ હોય છે. ઘરમાં જવાનું હોય તો બારણા પાસેનું વીજળીનું બટન દાબવું પડે છે અથવા તો બારણું ખખડાવવું પડે છે. ઓરડામાં જવાનું હોય તો પહેલાં ખખડાવવું પડે અને 'આવો અંદર' એમ જવાબ મળ્યા પછી જ અંદર જવું જોઇએ. અંગ્રેજનું ઘર તેનો કિલ્લો છે એમ જે કહેવત છે તે વ્યક્તિસ્વાતંત્ર્યની દૃષ્ટિથી સાચી જ છે.

અંગ્રેજોનું વ્યક્તિસ્વાતંત્ર્ય તેમની સ્થાનિક સ્વરાજ્ય પદ્ધતિમાં તેમ જ સામાજીક સંસ્થાઓના કારભારમાં સારી પેઠે નજરે પડે છે. બીજા દેશોમાં ઘણાં કામો સરકારને જાતે કરવાં પડે છે પણ ઈંગ્લેન્ડમાં લોકો તે પોતાને માથે લઈ લે છે. તેમાં સરકાર ડખલ કરે તો અંગ્રેજ સમાજથી સહન થતું નથી. હમણાં હમણાં સુધી સરકારી શિક્ષણખાતું ઈંગ્લેન્ડમાં ન હતું. આજે તે છે તો પણ સલાહ અને પૈસાની મદદ ઉપરાંત સરકારનો તેમાં કાંઈ અધિકાર નથી. એનું બીજ પણ વ્યક્તિસ્વાતંત્ર્યમાં જ છે. લંડન જેવા મોટા શહેરમાંના દવાખાનાં સરકારની પાઈ પણ ન લેતાં કેવળ ખાનગી મદદ ઉપર ચાલે છે. સરકારને તેના ઉપર કોઈ પણ જાતનો કબજો નથી.

## અંગ્રેજોની કાર્યપદ્ધતિ

ઈંગ્લેન્ડમાંનો વિવિધ પ્રકારનો સમાજસુધારાનો ઇતિહાસ એટલે જ ખાનગી વ્યક્તિ અને ખાનગી સંસ્થાના કર્તૃત્વનો ઇતિહાસ એમ કહીએ તો તેમાં અતિશયોક્ત નથી. કોઈ પણ વસ્તુ કરવા જેવી છે એમ એક બે માણસોને લાગે તો તે સભા બોલાવે છે, તેની આગળ પોતાનાં ઉદ્દેશ અને યોજના સ્પષ્ટ કરે છે. ત્યાર પછી તરત જ જુદી

જુદી કમિટીઓ નીમાય છે અને પદ્ધતિસર કાર્યની શરૂઆત થાય છે. કોઈ લવાજમ ભેગું કરે છે, કોઈ લોકજાગ્રતિ કરે છે અને આ રીતે શાન્તિથી ઘણા વરસ સુધી કામ ચાલતુ જ હોય છે. કેટલોક વખત પછી પાર્લમેંટમાંનો એકાદ સભ્ય તે સવાલ હાથમાં લે છે અને પાર્લમેંટની આગળ તે રજૂ કરે છે. લોકમત સારી પેઠે કેળવાયો હોય તો કાયદા ઘડાય છે અને સુધારાનો ફેલાવો બધે થાય છે.

કંઇક સામાજિક કાર્ય કરવાનું હોય તો સભા ભરવી, કમિટીઓ નીમવી અને કામો વહેંચી લઇને તે નિયમિત રીતે ચોકખી રીતે કરવાં એ બાબતનો અંગ્રેજોને સારો મહાવરો થઇ ગયો છે. સુખી કુટુંબના સ્ત્રીપુરૂષો સાંજનું વાળુ થયા પછી અઠવાડિયામાં બે ત્રણ વખત તો કોઇક પણ સભા કે કમિટીમાં જાય છે જ. ચાર માણસો ભેગા થાય, વાદાવાદ કરે અને બહુમતિથી નક્કી થાય, તે દરેક જણ કરે. ઇંગ્લેન્ડની આ કમિટીસંસ્થા ખરેખર અપૂર્વ છે. અંગ્રેજ લોકો તજ્જ્ન્ય (તે સંબંધીના) માણસમાં વિશ્વાસ રાખી પોતાનું બધું કામ તેના ઉપર હાલવી છૂટા થતા નથી. ઇંગ્લેન્ડના યુધ્ધખાતાના મુખ્ય અધિકારીની જગ્યા હજુ સુધી કોઇ પણ ધંધાદારી સૈનિકને મળી નથી. શિક્ષણખાતું, સ્થાનિક સ્વરાજ્યખાતું વગેરે ખાતાં લોકનિયુક્ત પ્રતિનિધિના હાથમાં હોય છે અને તે તે ખાતામાંના કાયમી પગારદાર અધિકારીઓને આ પ્રતિનિધિનો હુકમ માનવો પડે છે.

## સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના

વ્યક્તિસ્વાતંત્ર્યના હિમાયતી અંગ્રેજ સમાજમાં પુરૂષોના જેટલી જ સ્ત્રીઓને પણ છૂટ અને સત્તા હોય એ દેખીતી વાત છે. અંગ્રેજ સ્ત્રીઓ પુરૂષોની પેઠે કોઈ પણ ધંધામાં રહી શકે છે. અને મનમાં આવે તો આખો જન્મ પરણ્યા વગર સ્વતંત્ર રીતે રહે છે. એવી પુરૂષોની એકેય રમત નથી જેની અંદર

સ્ત્રીઓ ભાગ લેતી નથી. સ્ત્રીઓના પહેરવેશમાં પણ હાલમાં ઘણો ફરક પડયો છે. તેઓ ઢીંચણ સુધી ટૂંકા ઝભ્ભા પહેરે છે અને ખભા સુધી વાળ રાખે છે. કેટલીક સ્ત્રીઓ તો પુરુષોના જેટલા જ ટૂંકા વાળ રાખે છે. અંગ્રેજ પુરુષોના ડીલ ઉપર જોઇએ એનાં કરતાં વધારે કપડાં હોય છે; જ્યારે સ્ત્રીઓના શરીર ઉપર જોઇએ એનાં કરતાં ઓછાં કપડાં હોય છે. પણ ઓછાં કપડાં પહેરવા લાગ્યાથી અંગ્રેજ સ્ત્રીઓની તબિયત વધારે તંદુરસ્ત થવા માંડી છે એવો ડૉક્ટરોનો મત છે.

## કુટુંબનું દૈનિક કાર્ય

આપણે ત્યાંની માતાઓ કે સાસુઓ ઘરમાંની છોકરી કામ ન કરે તો મહેણાં મારતાં તેને એમ કહે છે તું તો જાણે હવે 'મડમ' થઈ જવાની કે શું? ખરું જોતાં તો મડમો તો કેટલું બધું કામ કરે છે. ઇંગ્લેન્ડમાં બહુ મોંઘવારી હોવાથી ત્યાંનાં મધ્યમ કુટુંબોમાં નોકરડી રાખવી પરવડતી નથી. કદાપિ રાખે તો બહારના પરચુરણ કામ માટે રાખે. પણ રસોઈ કરવી, કપડાં ધોવાં, સૂકવવાં, તેની ઇસ્ત્રી કરવી, કપડાં શીવવાં, સાંધવાં, ખરીદી કરવા જવું, હિસાબ રાખવો, કાગળો લખવા આ બધાં કામો ઘરધણીઆણીને કરવાં પડે છે. પણ આ બધાં કામો નવીન પધ્ધતિથી અને વખતસર તે કરતી હોવાથી તેને લખવા કરવા કે ગાયન વાદનને માટે ફુરસદ મળે છે. વાળુ થયા પછી સભા, સીનેમા, નાટકો, ગાયનના જલસા વગેરેમાં તે જઈ શકે છે. રવિવારનો દિવસ વિશ્રાંતિનો હોય છે. એ દિવસે હોટલો, સિનેમા અને નાટકો બંધ રહે છે ને કુટુંબનાં માણસો એક બીજાના સહવાસમાં દિવસો ગાળે છે. સવારે લોકો મંદિરમાં પ્રાર્થના કરવા જાય છે અને બપોરે છોકરાંઓને લઇને બગીચામાં ફરવા જાય છે. કેટલાંક કુટુંબો શનિ, રવિ એ બે દિવસ સમુદ્રકાંઠના એકાદ હવા ખાવાના ગામમાં ગાળે છે. રાત્રે બહાર જવાનું ન હોય ત્યારે કુટુંબનાં માણસો વચલા હોલમાં સગડીની

આસપાસ ભેગા થાય છે. કોઇ ચોપડી વાંચે છે, કોઇ પિયાનો વગાડે છે, કોઇ ગાય છે. આખા દિવસની ખબર એ જ વખતે એક બીજાને આપવામાં આવે છે, કારણ કે સવારે સાડાઆઠ વાગે માણસો કામને માટે બહાર પડે છે, તે સાંજે ૭ કે સાડા ૭ વાગે પાછા ઘેર આવે છે. બપોરનુ ખાણુ પોતાના કામને ઠેકાણે પાસેની હોટલમા લે છે. અંગ્રેજ લોકો ખુલ્લા મેદાનમાં રમતોના ઘણા શોખીન છે. ક્રિકેટની કે ફૂટ-બોલની મહત્ત્વની મેચો જોવાને માટે ૪૦-૫૦ હજાર લોકો ભેગાં થાય છે. નિશાળોમાં તથા કોલેજોમા મરદાની રમતોને ઘણું મહત્ત્વ અપાય છે. ઉત્કૃષ્ટ ખેલાડીને અંગ્રેજ સમાજમા ઘણુ માન મળે છે. ૧૯૨૬ના ઉનાળામાં જો કોઇ અંગ્રેજ ગૃહસ્થને ઇંગ્લેન્ડનો સૌથી લોકપ્રિય માણસ કોણ છે એમ પૂછવામા આવ્યું હોય તો તરત જ ક્રિકેટમા પ્રવીણ હોબ્સનું નામ તેણે દીધુ હોત રમતના નિયમો પ્રમાણે રમવુ અને નિયમ વિરુદ્ધ રમીને પ્રતિપક્ષને નહિ છેતરવો એવી વૃત્તિને લઇને જ અંગ્રેજ લોકોમાં પ્રામાણિકપણા અને શિસ્તને માટે 'ફેર પ્લે' શબ્દ વાપરવામાં આવે છે. રમતના મેદાન ઉપર મેળવેલાં આ પ્રામા-ણિકપણુ અને શિસ્તપાલન ખાનગી આચરણમાં તેમ જ સામુદાયિક રાજકારણમા પણ દેખાઇ આવે છે. કોઈ શિસ્ત વગર વર્તે તો અંગ્રેજ સજ્જન તેને તરત જ 'This is not cricket' એમ કહે છે.

## અંગ્રેજોનું આદર્શ શિસ્તપાલન

શિસ્તનો એક ઉત્તમ દાખલો તે ઇંગ્લેન્ડમાની ક્યુ 'Queue'ની પધ્ધતિ. ક્યુ એટલે એકની પાછળ એક એમ હારબંધ ઊભા રહેવુ અને પોતાનો વારો આવે ત્યારે આગળ જવુ ઇંગ્લેન્ડમા આગગાડીની ટિકિટ-ઓફીસ પાસે કે ટ્રામગાડીઓ કે ઓમનીબસને નાકે કે નાટક સિનેમાની આગળ કોઇ વખત ધાંધલ, ધક્કામુક્કી કે ગાળાગાળી જણાતી નહિ. બધા ક્યૂમા હારબંધ ઊભા રહે છે અને પોતાનો વારો આવે

ત્યારે ટિકિટ લે છે અથવા ટ્રામમા બેસે છે કોઈ પણ લોકપ્રિય નાટકના શરૂઆતના પ્રયોગોમા ઘણી જ ભીડ થાય છે પણ આઠઆઠ દસદસ કલાક સુધી લોકો શાન્તિથી જૂથમા ઊભા રહેલા હોય છે.



જમીનની નીચે ચાલતી ટ્રેનોનુ સ્ટેશન

નાનપણથી મન ઉપર કાબૂ રાખવાની ટેવ પડવાથી એવી જાતની શિસ્ત એ અગ્રેજનો એક સ્વભાવ જ થઇ જાય છે. કોઇ પણ અગ્રેજ ઘણે ભાગે પોતાના મનની ભાવના વ્યક્ત કરી બતાવે નહિ તેના હોઠ તદ્દન બિડેલા જ હોય ગમે તેટલી બીક લાગે કે પ્રેમભાવના પેદા થાય તો પણ અગ્રેજ સજ્જન તે છૂટથી દર્શાવે નહિ જ પોતાની માએ પોતાના ચાર સમોવડીઆ દેખતા કર્યું ચુબન અગ્રેજ છોકરાથી સહન થાય નહિ તેના કરતા તેણે તમાચો માર્યો હોય તો તે છોકરો સહન કરી શકે ભાષણ કરતી વખતે અગ્રેજનો અવાજ ભાવનાથી ધ્રૂજે નહિ કે તેની આખ ભીની થાય નહિ આગગાડીના ડબ્બામ તમારી પાસે અગ્રેજ ઉતારૂ બેઠો હોય તો તે એક શબ્દ પણ બોલે નહિ તમારા હાથમાથી છાપુ નીચે પડે તો તે તમને ઊચકીને આપી દે અથવા તમારો સામાન ઊચકવામા મદદ કરે પણ પાછો તે મીંડા

ચઢીને બેસશે. કઠોર સમાજસેવા અને ઉજ્જવળ સ્વાર્થત્યાગ કરતી વખતે દરરોજનું કારખાનાનું કે કચેરીનું કામ કરવા જેવી શાન્તિ અંગ્રેજના વર્તનમાં હોય છે.

## રાષ્ટ્રીય સ્થિરતાની વૃત્તિ

આ શાન્તિ અને ખામોશવાળી વૃત્તિને લઈને અંગ્રેજ કુદરતી રીતે ક્રાન્તિ કરતાં, ક્રમવિકાસ વધારે પસંદ કરે છે એકદમ કોઈપણ બાબતમાં ફેરફાર કરવો તેને ગમતો નથી અને કોઈપણ નવી વાત ઉપર તેને તરત જ વિશ્વાસ બેસતો નથી પણ તેને પોતાને કોઈપણ વાતની ખાતરી થયા પછી બીજાને ખાતરી કરી આપવાને માટે તેને ઘણાં વર્ષ ગાળવા પડે તો પણ તે કંટાળી જતો નથી અથવા મિજાજ ખોઈ બેસતો નથી. આ તેના જાતિસ્વભાવને લઈને ઘણી વાર પરદેશમાંનું રાજકારણ તેના ધ્યાનમાં આવતું નથી અને ધ્યાનમાં આવે તો પણ તેની સાથે સમરસ થતાં એને વાર લાગે છે આ શાન્ત વૃત્તથી અંગ્રેજ સમાજ કે અંગ્રેજ સરકારમાં એક જાતની સ્થિરતા આવી ગઈ છે નવી વસ્તુની પાછળ જૂનું છોડીને દોડનાર ભાવનાવશ અને ચંચળવૃત્તિના રાષ્ટ્રમાં આ વૃત્તિની ખામી દેખાય છે.

---

### સ્વાધ્યાય

1. ગ્રેટબ્રિટન નાપાર અને ઉદ્યોગમાં દુનિયામાં ઘણું ઊંચું સ્થાન ભોગવે છે એ વાત એ દેશની ભૌગોલિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને કેવી રીતે શક્ય બની તે સમજાવો
2. ઊનના કાપડનો ઉદ્યોગ યોર્કશાયરમાં શા માટે સ્થપાયો હશે ! એનાં મુખ્ય મથકો કયાં ? બ્રિટન ઊન ક્યાંથી મેળવે છે ?

૩. ગ્રેટબ્રિટન આટલું શ્રીમંત અને બળવાન હોવા છતાં ખોરાકની બાબતમાં પરાધીન છે એમ શા માટે કહેવાય? આ પરાધીનતા હવે દૂર કરી શકાય ખરી? એ દિશામાં કંઈ પ્રયત્ન થયેલા તમે જાણતા હો તો લખો

૪. કયા ભૌગોલિક સંજોગોને લીધે અંગ્રેજો નાવિકો, મુસાફરો અને વ્યાપારીઓ બન્યા? ત્યારે પહેલાં ઘણા જૂના સમયમાં—અશોકનું હિંદમાં રાજ્ય હતું ત્યારે—બ્રિટનના વતનીઓની કેવી સ્થિતિ હતી તે વર્ણવો

૫. ગ્રેટબ્રિટનના આધુનિક ઉત્કર્ષનાં કારણો ભૌગોલિક દૃષ્ટિએ સમજાવો

૬. બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપનાના અગત્યના તત્ત્વો એના વિકાસને અનુલક્ષીને સમજાવો.

૭ આધુનિક યુગને "કોલસા અને લોખંડનો યુગ" કોઈકવાર કહેવામાં આવે છે આ કથન કેટલે અંશે સપ્રમાણ છે, તે છેલ્લા સૈકામાં ઇંગ્લેન્ડની જે ઔદ્યોગિક ઉન્નતિ થઈ છે એ ધ્યાનમાં રાખી બતાવો.

૮. કોલસાનો વપરાશ શરૂ થયો ત્યાર પહેલાનું ઇંગ્લેન્ડ કેવા પ્રકારનું હતુ તેનું તમારા શબ્દોમાં વર્ણન કરો

૯ હુન્નરઔદ્યોગિક પરિવર્તન ઇંગ્લેન્ડમાં થયું તેનો ઇતિહાસ ખૂબ રસિક અને જાણવા જેવો છે. તમને એ વિષે વધારે હકીકત તમારા ઇતિહાસના પાઠ્યપુસ્તકોમાંથી મળશે એ સંબંધી વધારે અભ્યાસ કરી એક નિબંધ એ વિષય ઉપર લખો

૧૦. ઊનનો ઉદ્યોગ અંગ્રેજોને માટે ભૌગોલિક દૃષ્ટિએ કેમ આવશ્યક ગણાય? એ ઉદ્યોગના પરિવર્તનનો હેવાલ ટૂંકમાં લખો

૧૧. ઇંગ્લેન્ડમાં કાપડના ઉદ્યોગની ખીલવણી અમુક યંત્રોની શોધને લીધે થઈ શકી એ યંત્રો અને એમના શોધકો વિષે ટૂંકમાં લખો

૧૨ લેંકેશાયર સુતરાઉ કાપડના ઉદ્યોગને ભૌગોલિક રીતે કઈ કઈ વધુ લાયકાતવાળુ ગણાય?

૧૩ લીવરપૂલ અને માન્ચેસ્ટર સબધી નોધ લખો, એમની સાથે સરખાવી શકાય એવા હિંદી શહેરોના શક્ય હોય તેટલા નામો આપો.

૧૪ અમદાવાદ સુતરાઉ કાપડના ઉદ્યોગનુ મથક બન્યુ છે એનાં ભૌગોલિક કારણો આપો.

૧૫ ઇંગ્લેન્ડમા લોખંડના ઉદ્યોગના મથકો કયા કયા? તેમાના એકાદ વિષે નોધ લખો. બર્મિંગહામની સાથે સરખાવી શકાય એવુ શહેર હિંદમા જમશેદપુર છે એની સ્થાપના અને વિકાસ સબધી તમે જાણતા હો તે લખો.

૧૬. આર્થિક ક્રાન્તિને લીધે ઇંગ્લેન્ડના મજૂરોની પરિસ્થિતિમા જે જે ફેરફારો થયા હોય તે જણાવો.

૧૭ ઇંગ્લેન્ડ દેશ વિશેષત ઔદ્યોગિક હોવા છતા હજુ ત્યા ખેતી થાય છે. એ ખેતીની વિશિષ્ટતા જણાવો અને ગુજરાતમા થતી ખેતીની પદ્ધતિથી એ કઈ કઈ રીતે જુદી પડે છે તે દર્શાવો

૧૮ ઇંગ્લેન્ડના ગ્રામજીવન વિષે તમે જાણતા હો તે ટૂકમા લખો.

૧૯ વ્યક્તિસ્વાતંત્ર્યને અગ્રેજ સમાજ અને ઘરમા કેવી રીતે પોષણ મળે છે તે દર્શાવો આપણે ત્યા એ ગુણ જોઇએ એટલા પ્રમાણમા નથી પોષાતો એમ તમે શા માટે કહી શકો?

૨૦ જીવનાનન્દની ભાવના અંગ્રેજોમા મોટા પ્રમાણમા જોવામા આવે છે એ દાખલા આપી સમજાવો

૨૧ "તુ તો જાણે મડમ થવાની" એવુ કટાક્ષ વચન કેટલે અંશે ખાટુ છે તે એમ અગ્રેજ બાઇ ઘરમા કેટલુ કામકાજ કરે છે એનો ચિતાર આપી દર્શાવો

૨૨ 'વોટર્લુનુ યુદ્ધ ઇટનના રમતના મેદાન પર જીતાયુ હતુ" એમ શા માટે કહેવાયુ હશે? અગ્રેજોની રમતોમાથી નીચી વધારે અનુસરવા યોગ્ય ગુણો કયા કહેવાય?

૨૩. અંગ્રેજ પ્રજાની કેટલીક જાણવા જેવી ખાસિયતો વર્ણવતો એક પત્ર તમારા મિત્ર પર લખો.

---

## ૧૭ : અમેરિકન લોકો

હવે આપણે અમેરિકા જોવા જવાના છીએ. અમેરિકાખંડના દક્ષિણ અમેરિકા અને ઉત્તર અમેરિકા એવા બે વિભાગ છે. ઉત્તર અમેરિકામાં કેનેડા અને સંયુક્ત સંસ્થાનો એવા બે દેશો આવે છે પરંતુ સંયુક્ત સંસ્થાનો જ અમેરિકા નામથી ઓળખાય છે. આપણે આ છેવટના પ્રકરણમાં સંયુક્ત સંસ્થાનોનો જ વિચાર કરવાના છીએ.

### કુદરતની બક્ષિસ

અમેરિકા વૈભવશાળી તેમ જ ભાગ્યશાળી દેશ છે. આ દેશ ઘણો જ વિશાળ છે. વિસ્તારમાં તે હિંદુસ્તાનથી બમણો હોઈ ગ્રેટબ્રિટનથી ૩૪ ગણો મોટો છે. આ વિશાળ પ્રદેશમાં સેંકડો નદીઓ છે ને દેશનો વિસ્તાર ઘણો જ હોવાથી તે દૂર સુધી વહે છે. આ નદીનો કાંઠાનો પ્રદેશ ઘણો જ ફળદ્રુપ છે. દુનિયામાં પાકતાં ઘઉંમાંથી ⅓ ઘઉં કેવળ અમેરિકામાં પાકે છે. દુનિયાના બીજા બધા દેશોમાં મળીને જેટલો કપાસ પાકે છે તેના કરતાં વધારે કપાસ અમેરિકામાં થાય છે. અમેરિકાના બગીચા વિશાળ છે અને તેમાં પુષ્કળ પ્રમાણમાં નારંગી, સફરજન તેમ જ બીજાં ફળો થાય છે. શેરડી પણ મોટા પ્રમાણમાં થાય છે. અમેરિકાની ખાણોમાંથી ઓસ્ટ્રેલિયા તથા દક્ષિણ - આફ્રિકાની ખાણોના જેટલું પુષ્કળ સોનું અને ઈંગ્લેન્ડની ખાણોમાંથી નીકળતા કોલસા જેટલો પુષ્કળ કોલસો મળી આવે છે. બીજા કોઈ પણ દેશ કરતાં લોખંડ અને રૂપું અમેરિકામાંથી અધિક પ્રમાણમાં મળી આવે છે ને દુનિયામાં મળી આવતા ત્રાંબાનો ½ ભાગ અમેરિકાનો છે. અમેરિકાના જંગલોમાંથી બીજા દેશો કરતાં વધારે ઈમારતી લાકડું પેદા થાય છે

અને ત્યાના બીડોમા અસંખ્ય ઢોરો અને ડુક્કરો ચરતા હોય છે અને તેના માંસનો વ્યાપાર બહોળા પ્રમાણમા ચાલે છે

અમેરિકાની મેકડો નદીમાના હજારો ધોધમાથી પ્રચંડ વિજળિક શક્તિ નિર્માણ થાય છે, તે સૂતરની તેમજ કાપડની હજારો મિલો અને લોખડના તેમજ બીજા હજારો કારખાના તે ચલાવે છે. આ ભાગ્યશાળી દેશનો સમુદ્રકિનારો ઘણો જ વિશાળ છે અને તેના ઉપર માછલીઓ પકડવાનો ધધો બહુ જ મોટા પાયા ઉપર ચાલે છે આ સિવાય ત્યા મેકડો સગવડવાળા બદરો છે અને તેમાથી ઘણા વહાણો દરરોજ અમેરિકાનો વિવિધ પ્રકારનો માલ ભરીને દુનિયાભરમા પહોચાડે છે


અમેરિકાનો અસલ વતની રેડ ઇંડિયન

અમેરિકન લોકોની પાસે અતિશય પૈસો છે ત્યાના કેટલાક વેપારીઓની પાસ અબજો ડોલરોની સપત્તિ છે અને તેમની સખાવત કરોડોથી ગણી શકાય એટલી મોટી હોય છે અમેરિકન મજૂર દરરોજ ૧૫ રુપિયા કમાય છે અને ખેડૂતો તેમજ ગોવાળીઆઓ પોતાની મોટરમા બેસીને કામે જાય છે. ત્યા એટલી બધી મોટરો છે કે પાચ માણસોએ એકનુ પ્રમાણ આવે છે અમેરિકન સરકાર ઘણી સદ્ધર હોઈ યુરોપના મોટા મોટા રાષ્ટ્રો તેના દેનાદાર છે. ટૂકમા ખેતી, ખનિજસપત્તિ, ઢોરો કારખાના અને વેપાર એ બધી બાબતોમા અમેરિકા આજે દુનિયાની મોખરે છે.

### અમેરિકન પ્રજાનુ સંગઠન

અમેરિકામા ૧૧૦૦૦૦૦૦૦ લોકો રહે છે. તે ઘણાખરા યુરોપિયન જાતના છે પરંતુ ૦૦

વરસ પહેલા આ વિશાળ દેશમા એક પણ યુરોપિયન મનુષ્ય ન હતો. આખો દેશ ભયંકર જગલોથી છવાએલો હતો અને તેમા ઘણી જાતના લાલ રગના, પગી ચિતરેલા અને માથા ઉપર પીંછા પહેરતા જગલી લોકો શિકાર કરીને પોતાનો ગુજારો કરતા. સોળમા તથા સત્તરમા સૈકામા ઈંગ્લેન્ડમા લોકોના ઉપર ધર્મમતની બાબતમા જુલમ થતો હતો અને ઘણા લોકો પોતાના ધાર્મિક મતો મુજબ વર્તી શકતા ન હતા તેથી ધર્મત્યાગ કરતા દેશત્યાગ સારો એમ લાગવાથી ૧૬૨૦મા કેટલાક ધાર્મિક લોકો ઈંગ્લેન્ડ છોડીને આ નવા દેશમા વસવા આવ્યા આ નવા લોકોએ ઝાડી કાપી નાખીને વાવેતર કરવા માડયુ અને ઘરો બાધ્યા તેમને પ્રારભમા જગલી લોકોએ બહુ જ કનડગતી કરવા માડી તેથી તેમને બહુ જ હેરાનગતિ થઈ તો પણ તે દૃઢ નિશ્ચયવાળા લોકો એમ ને એમ ટકી રહ્યા

અમેરિકામા ધર્મસ્વાતંત્ર્ય છે એમ સાભળીને બીજા દેશમાના લોકો પણ ત્યા આવવા મડ્યા તેમજ પારકી સત્તાની હેઠળ કચડાઈ ગએલા ઘણા દેશના પ્રજાસત્તાક અને સમતાના હિમાયતી એવા હજારો યુરોપવાસીઓ અમેરિકા દેશ તરફ વળ્યા ઘણા યુરોપિયનો સ્વદેશમાં પેટ ભરવાનુ સાધન ન હોવાથી આ નવા ફળદ્રુપ દેશમા આવીને જમીન ખેડીને રહેવા લાગ્યા તેજ પ્રમાણે બીજા અનેક કારણોને લઈને લાખ્ખો યુરોપિયનોનો અખડ પ્રવાહ આશરે ૧૭૫ વરસ સુધી અમેરિકા તરફ વહેતો રહ્યો ૧૯૧૦ મા અમેરિકાની લોકસખ્યામાથી અર્ધો ભાગ એવો હતો કે તેઓ પોતે અથવા તેમના માબાપો પારકા દેશમા જન્મ્યા હતા શરૂમા વસાહતવાળાઓ માત્ર અગ્રેજો હતા, પણ પછી તેમનામા બધી જાતના લોકોનો ઉમેરો થતો ગયો ન્યૂયોર્ક બદરના બારા ઉપર ઊભા રહીને જોઈએ તો આપણને સહેજ કાળા રગના ઇટાલિયન નામી દાઢીવાળા રશિયન અને પોલીશ ફિક્કા રગના જર્મન પગમા લાકડાના જોડા પહેરનાર ડચ લાલ કાનટોપીવાળા

ગ્રીક, તેમ જ પોતાનો સામાન અને છોકરાંછૈયાં લઇ સ્ટીમરોમાંથી ઊતરતા હજારો આયરિશ, ઇંગ્લીશ, જર્મન, સ્વિસ અને નોર્વેજિયન લોકો નજરે પડે છે.

ટૂંકમાં અમેરિકા એટલે વર્ણસંકરતા અને વર્ણસંકરતાનું એક સરસ ખેતર. વિધવિધ દેશોમાંના વિધવિધ ભાષા બોલનાર અને વિધવિધ ધર્મપંથના લાખ્ખો લોકો અહીંયા ભેગા થાય છે. તો પણ આ લોકોમાં અંદર અંદર ઝઘડા થયા સાંભળ્યા નથી કે તેમણે પોતપોતાનાં જુદાં મથકો પણ સ્થાપ્યાં નથી. અમેરિકામાં આવ્યા પછી થોડાક વરસોમાં રીતરિવાજ અને આચારવિચારની બાબતમાં સોએ સો ટકા અમેરિકન બની ગયા છે અને આસપાસમાં રોટી અને બેટીવ્યવહાર કરીને એકરૂપ થઇ ગયા છે. તેમની મૂળ માતૃભાષા ગમે તે હોય તો પણ તે અમેરિકામાં આવ્યા પછી તેમનાં છોકરાઓને નિશાળમાં એક જ રાષ્ટ્રીય ભાષા અંગ્રેજી શીખવી પડે છે. અમેરિકન સરકારે જુદી જુદી ભાષા બોલનાર વસાહતવાળાઓને માટે અલગ નિશાળો સ્થાપી નથી.

આ જાતનું આ અદ્ભુત સંગઠન કેવળ અચાનક રીતે થયું નથી. દૂરદેશી અમેરિકન સરકારે આ સંગઠન પ્રયત્નપૂર્વક પદ્ધતિસર કર્યું છે અને તેનું વસાહતખાતું, શિક્ષણખાતું, છાપાઓ અને ગ્રંથકારો બધાં જ આ ઐક્ય સાધવાના પ્રયત્નોમાં કારણભૂત થયા છે.

## પાંચ કુદરતી વિભાગો

ઉદ્યોગધંધા, આબોહવા અને દેશરચનાની દૃષ્ટિથી અમેરિકાના પાંચ વિભાગ પડી શકાય છે

(૧) પૂર્વ કિનારા ઉપરની ન્યૂ ઇંગ્લેન્ડ નામની વસાહત.

(૨) પૂર્વ કિનારાનો મધ્ય ભાગ.

(૩) દક્ષિણ ભાગ.

(૪) મધ્ય ભાગ.

(૫) પશ્ચિમ કિનારો.

ન્યૂ ઈંગ્લેન્ડનો પ્રદેશ ઉત્તર સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે. ત્યાં ઉનાળામાં ગરમી સામાન્ય હોય છે પણ શિયાળામાં ઠંડી અતિશય હોય છે. ત્રણ ચાર મહિના જમીન ઉપર બરફનો થર હોય છે અને નદી તેમ જ સરોવર ઉપર તો બે ત્રણ ફૂટ બરફ જામે છે. આ ભાગની જમીન ડુંગરાળ અને ખડકાળ હોવાથી ત્યાં મોટા પાયા ઉપર ખેતી થતી નથી. બીજા ભાગોના પ્રમાણમાં આ ભાગ ઘણો નાનો છે તો પણ અહીં વસતિ ઘણી ગીચ છે અને સેંકડો શહેરો પાસે પાસે આવેલાં છે. એનું કારણ આ ભાગમાંનાં હજારો કારખાનાં અને બહોળો વહેપાર એ હતું. ન્યૂ ઇંગ્લેન્ડની પશ્ચિમ બાજુએ ડુંગરોની હાર આવેલી છે અને તેમાંથી ઘણી નદીઓ નીકળીને ન્યૂ ઈંગ્લેન્ડમાંથી વહીને સમુદ્રમાં મળે છે. આ નદીઓના ધોધમાંથી મળતી વીજળીની શક્તિથી ન્યૂ ઈંગ્લેન્ડના કાપડ, ઊન, બૂટ, ઘડિયાળો, ચપ્પુ, બટન, કાગળ, બંદૂકો, તોપો વગેરે વસ્તુનાં કારખાનાં ચાલે છે. આ ભાગમાં કપાસ પાકતો નથી પણ તે દક્ષિણ ભાગમાંથી લાવી શકાય છે.

ન્યૂ ઈંગ્લેન્ડના કિનારે સેંકડો બંદરો આવેલાં છે. મેન નામના સંસ્થાનનો કિનારો કરવત જેવો છે તેથી એ સંસ્થાનને 'સો બંદરોનું સંસ્થાન' કહે છે. આ બધાં બંદરોમાંથી અમેરિકાના વિશાળ અને ફળદ્રુપ પ્રદેશમાંનું ધાન્ય અને ખાણોમાંની ધાતુઓ યુરોપમાં રવાના થાય છે અને યુરોપનો માલ આ બંદરો અમેરિકામાં વહેંચે છે.

પૂર્વ કિનારાનો મધ્ય ભાગ પણ ન્યૂ ઈંગ્લેન્ડની પેઠે કારખાનાંઓથી ગીચ ભરાઈ ગયો છે. પ્રસિદ્ધ ન્યૂયોર્ક શહેર એ જ

ભાગમાં આવેલું છે. એકલા આ જ શહેરમાં ૨૦૦૦૦ કારખાનાં છે. ફિલાડેલ્ફીઆ શહેરમાં કાપડનાં, વહાણો અને આગગાડીઓ તૈયાર કરવાનાં તથા બંદુકો અને તોપો તૈયાર કરવાનાં કારખાનાં છે. મધ્યભાગ ડુંગરાળ ન હોવાથી ત્યાં કારખાનાં વીજળીને બદલે કોલસાથી ચાલે છે.

## કોલસાની ખાણો

યુરોપ ખંડથી વીસ ગણો કોલસો અમેરિકાની ખાણોમાથી નીકળે છે એમ કહેવાય છે. એમાંથી અર્ધો કોલસો પૂર્વ કિનારા ઉપરના આ મધ્ય ભાગમાંના પેનસિલવેનિયા નામના એક જ સંસ્થાનમાંથી મળી આવે છે. આ સંસ્થાનમાં પિટ્સબરી ગામની પાસે એક મોટી કોલસાની ખાણ છે. તેમાંથી નીકળતાં કોલસાની કિંમત અમેરિકાની બધી ખાણોમાથી નીકળતાં સોના કરતા પણ વધારે છે. દર વરસે આ ખાણુમાથી ૭ કરોડ ટન કોલસો નીકળે છે. પિટ્સબરી ખાણુની શોધ અચાનક થઇ. એલન નામનો એક માણસ શિકાર કરતા હાલ જે ઠેકાણે ખાણુ છે તે જગ્યાએ રાત્રે સુઈ ગયો હતો. ટાઢ ન વાય એટલા માટે તેણે પાસે એક તાપણી કરી હતી. મધરાતે એના પ્રાણ ગુંગળાઇ જવા જેવુ થવાથી તે એકદમ ચમકીને ઊઠયો. આમ તેમ જોતાં તેને માલમ પડ્યું કે તેણે જે પથ્થર ઉપર તાપણી કરી હતી એ જ સળગવા માંડ્યો હતો. આ પથ્થર તે ખનિજ કોલસો હતો. આ પહેલાં ખનિજ કોલસાનો ઉપયોગ અમેરિકન લોકો જાણતા ન હતા

આ ખનિજ કોલસાના મુલકમાં એટલો બધો કોલસો મળી આવે છે કે તે લઇ જવાને માટે એક રેલ્વે કંપનીને ૬૦૦ એન્જિનો અને ૫૦૦૦૦ ડબ્બા રોકવા પડે છે અને બીજી કંપનીને ૧૭૦૦ ડબ્બા કામમાં લેવા પડે છે. આ સિવાય ઘણી નદીઓમા થઇને વહાણો આ કોલસા લઇને જતા જ હોય છે.

## તેલના કૂવાઓ

ખનિજ કોનસાની પેઠે પેનસિન હેનિયામા બીજો એક મહત્ત્વનો પદાર્થ એવો જ અચાનક મળી આ ો તે પેટ્રોનિયમ. પેટ્રોલિયમ એટલે ખનિજ તેન આ સ્થાનમા ઠેર ઠેર આ તેનના ખાબોચિયા ભરાઈ રહેતા હતા પણ તેની તરફ કોઈ જોતું સરખુ પણ નહોતું એક ખેડૂતના ખેતરમા જમીનમાથી આ તેન ઉપર આ યુ તેથી પોતાની જમીન થોડી કિંમતમા વેચી નાખીને તે બીજે જગાએ જતો રહ્યો પછી ખેતરના નવા માલિકે એ જ ખેતરમાથી લાખો રૂપિયાનું તેલ કાઢ્યુ ઈ સ ૧૮૫૮ મા ટાયટવિલીમા પેટ્રોલિયમનો પહેલો કૂવો ખોદવામાં આવ્યો એ ૭૦ ફૂટ ઊંડો હતો પછી ટૂ ક વખતમા જ લોકોને માનમ પ ડ્યુ કે ખાણમાના તેલનુ મૂળ ઘણુ ઊંડાણમા હોય છે તેથી તેઓ બબ્બે હજાર ફૂટ ઊંડુ ખોદવા લાગ્યા આટલુ ઊંડુ ખોદવુ સહેલુ નથી તે માટે અમેરિકન લોકોને યત્રબળ વાપરવુ પડ્યુ પહેલા જમીન ઉપર એક ઊંચો અને મજબૂત માચડો ઊભો કરવામા આવે છે અને તેમા ખડકમા બાકોરૂ પાડવાનુ ય ન જોડાય છે. પછી પાસે જ વરાળનુ એન્જિન શરૂ કરે છે તેનાથી બાકોરૂ પાડનાર યત્ર જોરથી ખડક ઉપર નીચે પછડાય છે અને તે બાકોરૂ પાડતુ પાડતુ નીચે જાય છે કેટલાક કૂવામા ખોદવાથી તેન મળી આવતા વેત જ તે ઊછળીને ઉપર આવે છે અને આકાશમા ઊંચે ઊડે છે પહેલાં તો તેલનું મહત્ત્ન લોકોને માનમ ન હોવાથી તેઓ તેનના ફુવારા આકાશમા ઊડવાથી થતી ગમ્મત જોવાને સારૂ તેલના કૂવાઓ ખોદતા પહેલા એવુ લાખો રૂપિયાનું તેલ ફોગટ ગયુ હ ો તેલની ખાણોની શોધ થયા પછી તે ભાગમા ચારે બાજુથી હજારો લોકો ભેગા થયા અને ઉજ્જડ જગતને ઠેકાણે શહેરો જામ્યા તેનની ખાણોમાથી તેનના નળો મ કડો માઈલ સુધી ન્યૂયોર્ક ફિનાડેલ્ફીઆ વગેરે ઘણા શહેરોમા નાખવામા આવ્યા છે

આ નળ એટલા બધા છે અને તે એટલે દૂર સુધી લાવવામા આવ્યા છે કે તે એક બીજાને જોડીએ તો તેનો પૃથ્વીની આસપાસ એક કમરપટ્ટો થાય પેટ્રોલિયમ શુદ્ધ કરીને તેનુ કેરોસીન કે ઘાસતેલ



તેલના કુવાનો દેખાવ

બનાવે છે અને બાકી રહેલા કચરામાથી વાળને લગાડવાનું વેસેલીન થાય છે પેટ્રોલિયમમાથી લગભગ ૨૦૦ પદાર્થો તૈયાર કરવામા આવે છે.

તેલની ખાણોના પ્રદેશમા જ જમીનની અદર ખનિજવાયુ મળી આવે છે તે ભાગમા જમીનમા ઊડુ કાણુ પાડીએ તો આ વાયુ કાણામાથી બહાર આવે છે અને તેના જોરથી પથ્થર અને પાણી તેની સાથે બહાર આવે છે વાયુ ઉપર આવવા માડે કે તરત જ કાણામા નળ જોડે છે તેથી તરત જ પથ્થર અને પાણી આવવાનુ બધ થાય છે અને એકલો વાયુ જ ઉપર આવે છે આ વાયુનુ જોર એટલુ બધુ હોય છે કે વાયુ નીકળતા કાણા ઉપર એક મોટો હાથીડો જોરથી મારીએ તો પણ પાછો ફેકાય છે આ જમીનવાયુનો ઉપયોગ કારખાના ચનાવવામા

અને ઘરમાં અજવાળું તથા ગરમી પૂરાં પાડવામાં થાય છે. એના નમુનો પણ બધે લઈ જવામાં આવ્યા છે.

## ફ્લોરીડા—ફળોનું વન

અમેરિકાના દક્ષિણ ભાગની હવા સામાન્ય રીતે ગરમ છે. ત્યાં શિયાળામાં બહુ ઠંડી હોતી નથી અને બરફ પણ પડતો નથી. ન્યુ ઈંગ્લેન્ડમાં ટંડીથી ઝાડ ઉપરનું એકેએક પાન ખરી પડે છે અને જમીન ઉપર બરફ છવાઈ જાય છે. જ્યારે દક્ષિણ ભાગમાં એ જ વખતે ફળઝાડોને ફળો આવે છે અને બગીચામાં ફૂલો ખીલે છે. ઉત્તર તરફની ટાઢમાંથી બચવાને માટે ઘણા લોકો — ખાસ કરીને માંદા માણસો શિયાળામાં દક્ષિણ ભાગમાં આવે છે. આ ભાગમાંનું છેક દક્ષિણમાં આવેલું ફ્લોરીડા સંસ્થાન તો હવા અને ફળફળાદિને માટે ભારે પ્રસિધ્ધ છે. ફ્લોરીડા શબ્દનો અર્થ જ 'ફળોનો પ્રદેશ.' ઉત્તર તરફ જે ફળઝાડો કાચના ઘરોમાં મહામુસીબતે ઉછેરાય છે તે ફ્લોરીડામાં શિયાળામાં ખુલ્લામાં ખીલે છે. આ સંસ્થાનમાં દર વરસે લાખ્ખો તરબુચ, ટેટી, ટોમેટા અને શકરિયાં થાય છે. સેંકડો પ્રમાણે કેળાં, લીંબુ, દ્રાક્ષ અને આલુનો જબરો પાક થાય છે. તો પણ ફ્લોરીડામાંના વિશેષ પ્રસિધ્ધ ફળો તે નારંગી અને પપનસ. તેમાંએ નારંગીના કેટલાક ઝાડો તો એવાં છે કે તેના ઉપર ૫૦૦૦ ઉપર ફળો આવે છે. ફ્લોરીડામાં નાળિયેરી ઘણી થાય છે.

આ ફળઝાડોના પ્રદેશમાંથી હવે આપણે તમાકુના પ્રદેશમાં જઈશું. દક્ષિણ તરફના વરજીનિયા સંસ્થાનમાં તમાકુની પેદાશ મોટા પ્રમાણમાં થાય છે. એક વખતે ત્યાં તમાકુનું મહત્ત્વ એટલું બધું હતું કે નાણાં તરીકે તેનો ઉપયોગ થતો. અમેરિકામાં તમાકુની આવક કોઈક વખતે ૩૦ કરોડ સુધી જાય છે. વરજીનિયામાં સિગારેટ તૈયાર કરવાનાં મોટાં મોટાં કારખાનાં છે.

# સોના કરતાં કિંમતી

તમાકુનો પ્રદેશ છોડીને નીચે જવા માંડીએ તો કપાસનો પ્રદેશ આવે છે. અમેરિકામાં કપાસની આવક બહુ જ મોટી છે. દુનિયામાં કુલ પાકના કપાસનો ⅔ ભાગ અમેરિકામાં પાકે છે. એક જણે એવો હિસાબ કર્યો છે કે દુનિયાની બધી ખાણોમાંથી એક વરસમાં નીકળતુ સોનું એક પલ્લામાં મૂકીએ અને અમેરિકાના એક વરસના કપાસના પાકની આવક બીજા પલ્લામા મૂકીએ તો બીજું પલ્લું નમે! અમેરિકાના કપાસની જાત ઘણી જ ઊંચી છે. આ કપાસમાંથી બહુ ઝીણો તાર નીકળી શકે છે. હિંદુસ્તાનમાં પણ ઘણો કપાસ પાકે છે પણ સારું કપડું કાઢવાનું હોય તો તે કપાસમાં અમેરિકન કપાસ ભેળવવો પડે છે. આ કપાસના પ્રદેશમાં વસાહત કરવા આવેલા અંગ્રેજ લોકો ઉત્તર ભાગના લોકોની પેઠે ધાર્મિક જીવનને ખાતર આવ્યા ન હતા. તે લોકો ખાનદાન કુટુમ્બના અમીરઉમરાવના વર્ગમાંથી આવેલા છે. તેઓ ઘણા હિંમતવાળા અને સાહસી હતા. તેમનામાંના ઘણા લોકો ઓસ્ટ્રેલિયન વસાહતવાળાની પેઠે સોનાની આશાથી આ દક્ષિણ ભાગમા આવ્યા. પણ ત્યાંની ફળદ્રુપ જમીન જોઇને કપાસનું વાવેતર કરીને ત્યાં જ સ્થાયી થયા. ન્યૂ ઇંગ્લેન્ડની પેઠે તેમની વસાહતો ડુંગરવાળી અથવા પર્વતોની હારથી ઘેરાયેલી ન હતી. વળી તેમને કારખાનામા કામ કરવાનું ન હતું તેથી તે ઉત્તર તરફના વસાહતવાળાઓની પેઠે ગીચ વસતિ કરીને રહ્યા નહિ દરેકના ભાગમાં પુષ્કળ જમીન આવી. તેમાં તેઓએ આલિશાન મકાનો બાંધ્યા અને તેમા તે એશઆરામમાં રહેવા લાગ્યા.

પણ ગરમ હવામા કપાસના ખેતરમા કામ કરવુ ઘણુ ત્રાસરૂપ થઈ પડે છે તે આ ઇંગ્લેન્ડની ઠંડી હવામાથી આવેલા ખાનદાન લોકોને તો ક્યાંથી ફાવે? અને ફાવે તો યે ગમે શી રીતે? તેથી

તેઓએ આફ્રિકન વેપારીઓએ પકડી લાવેલા હબસી સ્ત્રીપુરુષોને ગુલામ તરીકે વેચાતા લીધા અને તેમની પાસેથી તેઓ ખેતરમાંનું અને ઘરમાંનું બધું કામ લેવા લાગ્યા. આ હબસી ગુલામો માલિકના મકાનની પાસે ઝૂંપડામાં રહેતા. એક એક વસાહતવાળાની પાસે સેંકડો ગુલામો હતા. કેટલાક માલિકો ગુલામો પ્રત્યે સારી રીતે વર્તતા પણ ઘણા માલિકો તેમને સતાવતા, તેમને ચાબકાથી મારતા અને ભૂખે રાખતા. આપણે બજારમાં જેવી રીતે ઢોરો વેચીએ છીએ અથવા વેચાતાં લઇએ છીએ તેવી રીતે આ અભાગી ગુલામોનો સોદો થતો. ગુલામોના શરીર ઉપર માલિકની પૂરેપૂરી સત્તા હોવાથી હજારો વસાહતવાળાઓને સ્ત્રીગુલામોથી સંતાનો થયાં. તેમનો રંગ સહેજ ગોરો હતો. તેઓ પણ ગુલામ જ મનાતા. આ ઊજળા હબસીઓનાં અંદર અંદર લગ્નો થયાં પછી જે છોકરાં થતાં તેમનો રંગ તેમનાં માબાપો કરતાં સહેજ ઊજળો થતો અને ચહેરેમહોરે ચઢિયાતા હતા.

## નવા હબસીઓ

ઉત્તર તરફના ઝનૂની ધાર્મિક લોકોના વંશજોને આ દક્ષિણમાંની ગુલામીની પધ્ધતિ ગમી નહિ. ઘણા વરસો સુધી આ બન્ને પક્ષમાં અગ્નિ ધૂંધવાયા કરતો હતો તે આખરે યુધ્ધના રૂપમાં ભભૂકી ઉઠયો. આ યુધ્ધમાં દક્ષિણનો પરાભવ થયો અને હબસીઓનો ગુલામગિરીમાંથી છુટકારો થયો. તેઓ સ્વતંત્ર નાગરિક થઈ ગયા. તેમને માટે શિક્ષણસંસ્થાઓ ખોલવામાં આવી. બુકર ટી. વૉશિંગ્ટન નામના હબસી આગેવાન હબસીઓને માટે ટસ્કેજીમાં ખોલેલી નિશાળ પ્રસિધ્ધ જ છે. હબસીઓની ઘણીખરી વસતિ દક્ષિણ ભાગમાં જ છે. ત્યાં તેઓ મિલોમાં, કારખાનામાં અથવા કપાસનાં ખેતરોમાં મજૂરી કરે છે. તેમનામાં શિક્ષણની પ્રગતિ ઘણી થઈ છે અને તેઓમાં ઘણા વિદ્વાનો

પાક્યા છે તેઓ સ્વતંત્ર અને સુશિક્ષિત થયા છે તો પણ અમેરિકન લોકો તેમની જોડે સમાનતાથી વર્તવા તૈયાર નથી ગોરા લોકોની હોટલમા તેમને જવાની મના હોય છે ટ્રામગાડીમા તેમને અલગ બેસવુ પડે છે અને ગામમા અલગ રહેવુ પડે છે તેમના હાથે ગોરા લોકો પ્રત્યે નાનોસૂનો પણ ગુનો થાય તો ગોરાએ ન્યાયની અદાલતની રાહ ન જોતા ગુનેગારોને ભયકર રીતે સતાવે છે આજે અમેરિકામા આશરે એક કરોડ હબસીઓ છે તેમની સઘશક્તિ, કર્તૃત્વશક્તિ પ્રચડ છે આ કાળાગોરાના ઝગડાનુ આગળ શુ થશે તેનો આધાર ભવિષ્ય ઉપર છે

## ચોખા અમેરિકા આવ્યા

પહેલા દક્ષિણ ભાગમા પાકતો કપાસ વહાણો મારફતે અને આગગાડી મારફતે ઉત્તર તરફની મિલોમા મોકલવામા આવતો હાલમા દક્ષિણના લોકોએ પોતાના ખેતરમા જ કપાસની મોટી મોટી મિલો શરૂ કરી છે, તો પણ કપાસની પેદાશ જ એટલી બધી છે કે દક્ષિણ અને ઉત્તર તરફની મિલોમા પૂરો પડ્યા ઉપરાત ઇંગ્લેન્ડ, જાપાન વગેરે દેશોમા મોકલવાને માટે જોઇએ એટલો કપાસ વધે છે.

૧૬૯૪ મા આફ્રીકાના પૂર્વમા આવેલા માડાગાસ્કર બેટમાથી નીકળેલુ એક વહાણ અમેરિકાના દક્ષિણ ભાગમાના કેરોલીના સસ્થાનના ચાર્લ્સ્ટન બદરમા આવ્યુ વહાણના કપ્તાનની પાસે એક ડાગરની ગુણ હતી તે તેણે જતા પહેલા એક અમેરિકન ગૃહસ્થને આપી તેને અથવા બીજા કોઇ પણ અમેરિકનને તે વખતે ડાગરની માહિતી ન હતી તે ગૃહસ્થે તે ડાગર પોતાના ખેતરમા વાવી ડાગરનો પાક ખૂબ સરસ થયો બીજા લોકોએ પણ તેની પાસેથી તે નવુ ધાન્ય લીધુ પછી તો દક્ષિણ ભાગમાના ખીણવાળા પ્રદેશમા પુષ્કળ ચોખા પાકવા માડ્યા ૧૯૧૩ની સાલમા અમેરિકન ચોખાની પેદાશ બે કરોડ ગુણ થઈ

## ટર્પેન્ટાઇનની બનાવટ

આપણે ઘર રંગાવીએ અને ખુરશી ટેબલોને વારનિશ કરીએ ત્યારે ટર્પેન્ટાઇનનો ઉપયોગ કરીએ છીએ આ ટર્પેન્ટાઇન આપણને અમેરિકાના દક્ષિણ સંસ્થાનમાં નીચે રીતે ઊગતા દેવદારોમાથી મળી આવે છે ટર્પેન્ટાઇન તૈયાર કરવાના ધંધાને ટર્પેન્ટાઇનની ખેતી કહે છે દરેક ખેતરમાં એટલે કે જંગલમાં દેવદારોના હજારો ઊંચા ઊંચા વૃક્ષો હોય છે અને દરેક ખેડૂતના હાથ હેઠળ હજારો હબસી મજૂ ર કામ કરે છે આ મજૂરો કુહાડીથી ઝાડના નીચલા ભાગમાં કાપા પાડે છે અને તેની હેઠળ એક વાસણ બાધે છે આ કાણામાથી ચીકણો રસ બહાર પડીને એ વાસણમા ભેગો થાય છે બીજે વરસે આ કાણા ઉપર બે ત્રણ ફૂટને અંતરે બીજો કાપો કરવામા આવે છે આ પ્રમાણે ઊંચે ને ઊંચે કાપા કરતા જાય છે દર વખતે રસ ઓછો થતો જાય છે અને તેનો રંગ કાળાશ પડતો બની જાય છે ૭ સાત વરસે રસ એટલો કાળો બની જાય છે કે તે નિરૂપયોગી થાય છે અને ઝાડ સુકાઈ જાય છે

વાસણમા ભેગો કરેલો રસ એક મોટા પીપમા રેડે છે. આવા પીપો ટર્પેન્ટાઇનના કારખાનામા લઈ જાય છે ત્યા રસમા પાણી ભેળવીને તે કઢાઇમાં રેડે છે અને નીચે ભઠ્ઠી સળગાવે છે ઘણી ગરમી પેદા થતા અંદરનો રસ ઓગળી જાય છે અને તેની વરાળ થઇને કઢાઇમા જોડેલી નળીની અંદર જાય છે આ નળી ઠંડા પાણીના પ્રવાહમા થઇને લઈ જવામા આવવાથી વગળ ઘટ્ટ થઇને તેનો રસ બને છે અને તે રસ નળીના બીજા છેડામાથી મોટા પીપોમા પડે છે એજ આ ટર્પેન્ટાઇન કઢાઇમા નીચે ક્ચરો પડે છે તે રોઝીન કહેવાય સાબુ અને વારનિશ તૈયાર કરવામાં તેનો ઉપયોગ થાય છે જ્યોર્જિયા સંસ્થાનના સવાન્નાના બંદરમાથી હજારો ટર્પેન્ટાઇનના પીપો તેમ જ રોઝીન પરદેશમા તથા અમેરિકાના બીજા સંસ્થાનોમા રવાના થાય છે

## મિસિસિપિની ખીણમાં

હવે આપણે મિસિસિપિ નદી ઉપરના વહાણમાં બેસીને ઉત્તર તરફ જઇએ. આ નદીની લંબાઈ દુનિયાની બધી નદીઓ કરતાં વધારે છે. ઘણી નદીઓ એમા આવીને ભળી જાય છે અને તેમાંની ઘણીખરી નદીઓમાં વહાણો ચાલે છે. નકશામાં જોશો તો આ બધી નદીઓની જાળ ઘણા ડાળીવાળા ઝાડની માફક દેખાશે. અમેરિકાનો સેંકડો માઇલ લંબાઇનો મધ્ય ભાગ એટલે આ નદીઓની ખીણો. આટલી મોટી અને પાકવાળી ખીણ દુનિયામાં બીજે કયાંએ નથી.

આપણે આપણી મુસાફરીની શરૂઆત મિસિસિપિના મુખની પાસે આવેલા ન્યૂ ઓર્લિઅન્સ બંદરથી કરીશું. આ બંદરનું બારૂં ૨૫ માઇલ લાંબું છે. જુઓ બારા ઉપરની વખારોમાં ખાંડની ગુણો, ઘઉંની ગુણો, રૂની ગાંસડીઓ વગેરે માલ ખીચોખીચ ભરાયો છે. ન્યૂ ઓર્લિઅન્સની આસપાસના પ્રદેશમા ઘણો વરસાદ પડતો હોવાથી શેરડીનું વાવેતર ઘણુ થાય છે. આપણે નદીમાથી અમેરિકાના ફળદ્રુપ મધ્ય ભાગમાં આવેલી ખીણ જોઇશુ. તેમા થતો માલ નદીમાથી ન્યૂ ઓર્લિઅન્સમાં આવે છે અને ત્યાથી પરદેશ જાય છે.

આ ગમ્મત જુઓ. નદીના બંને કાંઠાનો પ્રદેશ નદી કરતાં કેટલો નીચાણમાં છે તે જોઈ લ્યો. પેલા જુઓ હોલેન્ડના જેવા બંધ તેની લંબાઈ ૧૮૦૦ માઇલ છે તો પણ મિસિસિપિમાં પૂર આવે તો કોઇક વખત આ બંધ ઉપર થઇને પણ નદીનું પાણી અંદર દૂર સુધી ધૂસે છે અને તેમાં ઘણાયે ગામો ડૂબી જાય છે. આગળ ઉત્તર તરફ જોઇએ તો નદી નાના નાના વાંક લેતી વહે છે. આગળના વાંકમાં ચાલતા વહાણો ઘણાં નજીક દેખાય છે પણ ત્યાસુધી જતાં કેટલોએ વખત લાગે છે. મિસિસિપિ માત્ર વાંકવાળી છે એમ જ નહિ પણ તે પોતાનું વહેણુ વારાફરતી બદલે છે અને નવા બેટો અને તળાવ ઉત્પન્ન કરે છે.

કેટલો જબરદસ્ત આ વ્યવહાર ! એક પછી એક વહાણો અને આગબોટો સતત દક્ષિણ તરફ ચાલ્યા જાય છે દરેક બંદરમાં હબસી મજૂરો અનાજની ગુણો વહાણો ઉપર ચઢાવે છે પેલા વહાણો જુઓ તેઓ છેક પેનસિલ્વેનિયાની ખાણમાંનો કોલસો લઇને ન્યૂ ઓર્લિઅન્સ તરફ જાય છે વ્યવહારની આ કેટલી બધી સરસ સગવડ ?

## મકાઇ અને ડુક્કરો

હવે આપણું વહાણુ મકાઇના મુલકમાં આવી ગયું આપણી બંને બાજુએ સેંકડો માઇલ સુધી મકાઇના ખેતરો પ્રસર્યાં છે આપણે જો અહીંયા વહાણમાંથી ઊતરી પડીએ અને પૂર્વ કે પશ્ચિમ તરફ આગગાડીમાં બેસીને જઇએ તો કલાકોના કલાકો સુધી આપણને મકાઇના ખેતરો સિવાય બીજું કશું નજરે પડે નહિ એ દેખીતી વાત છે કારણ કે અમેરિકાનો સૌથી મોટો પાક મકાઇ છે અમેરિકાના ઘણાખરા સંસ્થાનોમાં મકાઇ પાકે છે પણ તેમાં વળી મિસિસિપિની પૂર્વે આવેલા ઇલિનોઇ, ઇંડિયાના અને ઓહીયો નામના સંસ્થાનોમાં અને પશ્ચિમ તરફના મિસુરી, કંસાસ, આયોવા અને નેબ્રાસ્કા સંસ્થાનોમાં તે ઘણા જ પ્રમાણમાં પાકે છે. અમેરિકામાં દર વરસે ૩૦ કરોડ બુશેલ મકાઇ પાકે છે. આ મકાઇના બધા ડોડા બેલગાડીમાં બરાબર ઠાંસીને તે ગાડીઓ એક પછી એક ઊભી રાખીએ તો આખી પૃથ્વીની આસપાસ તેની બાગ હારો થાય કેટલી પ્રચંડ પેદાશ !

ઘણીખરી મકાઇ અમેરિકામાં જ વપરાય છે તેનો લોટ ઘઉંના લોટમાં ભેળવીને તેની રોટી બનાવે છે અને ઘણા લોકો તો ખાલી મકાઇના લોટની જ રોટી બનાવે છે આ સિવાય ગાયોને અને ડુક્કરોને મકાઇ ખવરાવે છે અમેરિકામાં ગોવાળીઆના મકાઇના ખેતરો હોય છે તેઓ મકાઇ તોડીને કોઠારમાં સંઘરી રાખે છે અને શિયાળામાં ઢોરોને ખવરાવે છે જ્યાં મકાઇ હોય ત્યાં ગાયો ને ડુક્કરો તો હોય જ

આ ડુક્કરોને અને ગાયોને જો ડોડાવાળી બેલગાડીની પાસે એક પછી એક ઊભા કરે તો પૃથ્વીની આસપાસ તેની બે હારો થાય.

ચાલો આપણે હવે મકાઈના મુલકમાથી મિસિસિપિની ઉત્તર બાજુમાના ઘઉંના મુલકમા જઈએ. ઘઉંનો પાક અમેરિકામા મકાઈ કરતાં સહેજ ઓછો છે. ડાકોટા અને મિનિસોટા સંસ્થાનમાં ઘઉંની પેદાશ બહુ જ મોટા પ્રમાણમા થાય છે. ત્યાના કેટલાક ખેતરો એટલાં મોટા છે અને તેમા એટલા ઘઉં પાકે છે કે એક એક ખેતરમા સેંકડો મજૂર કામ કરે છે. તેમના ઉપર દેખરેખ રાખવાને સારૂ ઘણા મુકાદમો હોય છે અને હિસાબ રાખવાને સારૂ ઘણા કારકુનો હોય છે.

## યાંત્રિક ખેતી

એક એક ખેતરમા ૨૫૦ ઘોડા અને ખચ્ચરો, ૨૦૦ હળ, ૧૧૫ લણવાનાં યંત્રો, વરાળથી ચાલતા દાણા છૂટા પાડવાના સંચા હોય છે અને ખેતરમાં લણવાને તેમ જ દાણા કાઢવાને માટે ૧૦૦ મજૂરો કામ કરે છે. વરાળના સંચાથી ટૂંક વખતમા ઘણુ કામ થાય છે. તો પણ આ ઘઉંના ખેતરોમા આટલા ઓજારો કામમા લેવાં પડે છે.

આ ભાગમા એક એક ખેતર સહેજે ૫૦૦ એકરોનું હોય છે. આ ખેતરોમાં જૂના હળ વગેરે ઓજારો વાપરી ન શકાય તેમ જ માત્ર માણસો અને જાનવરોની મદદથી પણ ખેતી કરી શકાય નહિ. એટલા માટે બુદ્ધિશાળી અમેરિકન લોકોએ વરાળથી ચાલતાં હળ, ઓરણી, તરફેણ, કરબડી અને દાણા છૂટા પાડવાનુ યંત્ર વગેરે યંત્રો તૈયાર કર્યાં છે. તેમનું લણવાનુ યંત્ર તો બહુ જ મઝાનુ હોય છે તેમાં વરાળનુ એન્જિન જોડેલુ હોય છે અને નીચે ધારવાળા ઘણા દાતરડાં બેસાડેલા હોય છે યંત્ર ચાલુ થાય કે તરત જ આ દાતરડાં અંપાંટાબંધ ઘઉંના કણુસનાં કાપતા જાય છે. આ કાપેલા કણુસલા એક ફરતા પટ્ટા ઉપર થઇને સંચામા પડે છે. સંચામા એવી ગોઠવણ કરેલી હોય

છે કે કણુસલાં ઉપર આવ્યાવેંત જ તેના પૂળા બંધાય છે અને તેની આસપાસ યંત્રથી જ તાર અથવા દોરડું વીંટળાય છે અને પછી તે પૂળા બહાર ફેંકાય છે. દાણા કાઢવાનું યંત્ર પણ એવી જ રીતે અટપટું હોય છે. આ કામને માટે ફક્ત બે માણસોની જ જરૂર પડે છે. એક જણ યંત્રમાં પૂળા નાંખે છે અને યંત્રની અંદર દાંતાવાળા પૈડાં ચકર ચકર ફરે છે. આ પૈડાં પૂળામાંના ઘઉંના દાણા બાકીના ભાગમાંથી જુદા પાડે છે. પછી એ દાણા એક નળીમાં થઇને નીચે પડે છે અને પરાળ બહાર ફેંકી દેવાય છે. નળીની હેઠળ એક માણસ ગુણ લઇને ઊભો રહે છે. એક ગુણ ભરાઈ જાય તો તરત જ બાંધી લે છે. કેટલેક ઠેકાણે તો લણવાનું તેમ જ ઝૂડવાનું યંત્ર મળીને એક મોટું યંત્ર હોય છે. તેની રચના તો બહુ અટપટી હોય છે. આ વિશાળ યંત્ર વરાળથી ચાલે છે અથવા કેટલીક વખતે તેમાં ૨૫–૩૦ ઘોડાઓ જોડાય છે. અમેરિકામાં બળદોનો ઉપયોગ ખેતરોમાં થતો નથી. ઘઉંની ગુણો આગગાડીના સ્ટેશન ઉપર કે સ્ટીમરના બારામાં લઈ ગયા પછી ત્યાં તે ગુણો સંઘરવાને માટે ખૂબ ઊંચી વખારો હોય છે. તેમને "એલિવેટર" કહે છે. એક ફરતા પટ્ટામાં જોડેલી ઘણી ડોલીમાં ગુણો મૂકીને ઉપર લઈ જવાય છે. ત્યાં તેમની ગણતરી થાય છે અને પછી તે ગુણો યંત્રની સહાયથી નીચે લઈ જવાય છે અને ગોઠવાય છે. એક એક એલિવેટરમાં લાખ્ખો બુશેલ ઘઉં સંઘરેલા હોય છે. ઘઉં લઈ જનાર ભારખાનાં કે વહાણો એલિવેટરની પાસે ઊભાં કરાય છે અને એલિવેટરમાંથી મોટા મોટા નાળચામાંથી ઘઉં ડબ્બામાં કે વહાણોમાં ભરાય છે.

આ ખીણમાં મીનીએપોલિસ નામનું ઘઉંનું મુખ્ય મથક છે. આ ગામમાં લોટની ઘણી મિલો વીજળીથી ચાલે છે. તે રાતદિવસ ચાલે છે અને એક મિલમાંથી દરરોજ પંદર–સોળ હજાર પીપો લોટ નીકળે છે.

## શિકાગોમાં

હવે આપણે મિસિસિપિ નદી ઉપરની મુસાફરી પૂરી કરીને મીશીગન સરોવરની પાસેના શિકાગો શહેરમાં જઈએ આ શહેરની ।



ધઉં નો જંગી કોઠાર—એલિવેટર

લોકસંખ્યા મુંબઈ કરતા અઢી ગણી છે પણ ૧૮૩૦ પહેલા આ જગામા માત્ર ભેજવાળી જમીન હતી અને થોડા લોકો ઝૂપડા બાંધીને ત્યા રહેતા હતા તો પણ વસાહત કરવાને માટે આ સ્થાન ઘણુ સરસ છે એમ લોકોને માલમ પડ્યુ એની આસપાસ ઘઉંનો અને મકાઇનો અને ગાયો ડુક્કરોનો વિશાળ પ્રદેશ હતો ઘઉં અને મકાઈ સરોવરને માર્ગે પૂર્વ કિનારા તરફ અને ત્યાથી યુરોપ તરફ રવાના કરવાને માટે મીશીગનને કાંઠે એક વખારનું શહેર જોઈતુ હતુ વળી આ ભેજવાળી જમીનની પાસે જ કોલસાની તેમ જ લોખંડની ખાણો હતી ઈમારતી લાકડાના જંગલો પણ પાસે જ હતા કારખાના ખોલવા અને વખારો તૈયાર કરવાને માટે આ ભેજવાળી જમીન ઘણી અગવડ ભરેલી હતી જોતજોતામા ત્યા વસતિ અનેકગણી વધતી ગઈ

ભેજવાળી જમીન ઉપર ઘરો બાંધવાના હોય તો તેનો પાયો બહુ જ

મજબૂત હોવો જોઇએ. હોલેંન્ડના લોકોને પણ આજ મુશીબત હતી. પણ ત્યાંના લોકોએ જમીનમાં ઝાડો રોપીને તે મુસીબત દૂર કરી. શિકાગોના લોકોએ પાસેની લોઢાની ખાણોમાંથી લોઢું કાઢીને તેના



શિકાગોનું એક ગગનચુંબી મકાન (કેટલા માળનું છે તે ગણો)

પાટા તૈયાર કરીને તે જમીનમાં એકબીજાની સાથે ઊભા રોપ્યા અને તેમની વચ્ચે કાંકરેટ નાંખ્યું. એવા મજબૂત પાયા ઉપર પોલાદનાં ઘરો બાંધ્યાં. જગ્યા થોડી અને માણસો તથા કારખાનાં પુષ્કળ એવી સ્થિતિ હોવાથી તેઓને ૨૫–૩૦–૪૦ માળવાળા ઘરો બાંધવા પડ્યાં. સૌથી પહેલાં ત્યાંના લોકો આખા ઘરનું પોલાદી ચોકઠું તૈયાર કરે છે અને પછી વચલા માળથી શરૂ કરીને નીચે અને ઉપર તેઓ

પોલાદી થાંભલાના ચોકઠામા પથ્થરની ભીંતો ચણતા જાય છે. આવા આકાશને અડનાર ઘરોને 'સ્કાઈ-સ્ક્રેપર' કહે છે. ન્યૂયોર્ક અને શિકાગો શહેરમા આવાં પુષ્કળ ઘરો છે. બીજા શહેરોમા પણ જગાની સુશીબત ન હોવા છતા જગાના આકરા ભાવને લીધે અને ફેશન તરીકે આવા સ્કાઈ-સ્ક્રેપરો બાંધવાની પ્રથા પડી છે.

શિકાગોમા ઘણા જ કારખાના છે. ઢોરો મારી નાખીને તેનુ માસ વેચવાના ધધાને માટે શિકાગો દુનિયામા ઘણુ પ્રસિદ્ધ છે જુદે જુદે રસ્તેથી મધ્ય ભાગની ખીણોમાથી ગાયો અને ડુક્કરો લઇને આગગાડીઓ રાતદિવસ શિકાગો તરફ દોડતી આવે છે. અને શિકાગોમાથી ઢોરોનુ માંસ લઇને વહાણો અને આગગાડીઓ બધે જતી હોય છે. શિકાગોથી સેંકડો માઇલ દૂર આવેલા અમેરિકન શહેરોને શિકાગો દરરોજનુ માસ પૂરૂં પાડે છે એટલુ જ નહિ, પણ લડન, પેરિસ, બર્લિન વગેરે શહેરમા પણ આ માસ જાય છે.

## શિકાગોના કતલખાનામાં

બહારથી લાવેલા ઢોરોને માટે શહેરના મધ્યભાગમાં એક વાડો છે તેનો વિસ્તાર એટલો બધો છે કે તે એક મોટુ ગામ જ છે એમ કહીએ તો ચાલે. આ જાનવરોના શહેરમાં એકી વખતે ત્રણ ચાર લાખ જાનવરો હોય છે. આજના જાનવરો ત્યા ઘણે ભાગે આવતી કાલે ન જ મળે. આગગાડીઓ ઠેઠ વાડા સુધી જાનવરોને લઇ આવે છે. વળી સરોવરમાથી વાડા સુધી એક નહેર ખોદેલી છે. તેમાથી વહાણો ઢોરોને લઇને આવે છે અને માસ લઈ જાય છે. વાડામા ૨૦૦ જાનવરોનો એક એવા જુદા જુદા વિભાગો છે અને તેમા વળી ગાયો, બળદો, બકરા, ડુક્કરો વગેરેને માટે અલગ વિભાગો છે.

વાડાની પાસે જ એક્સચેંજ હોલ નામની એક મોટી ઇમારત છે. તેમાં ઢોરોની લેવડદેવડ થાય છે. ઢોરોને મારી નાંખવાના અને તેમના

શરીરમાંના જુદા જુદા ભાગમાંથી ઘણી વસ્તુઓ તૈયાર કરવાનાં વિશાળ કારખાનાં વાડાની આસપાસ છે. આ કારખાનામાંનાં બધાં કામો યંત્રથી જ થાય છે. આ યંત્રો તૈયાર કરવામાં અમેરિકન લોકોની બુધ્ધિ દેખાઇ આવે છે. એમ કહે છે કે યંત્રની એક બાજુએ જીવતું ડુક્કર યંત્રની અંદર જાય છે. તેને અંદર મારી નાંખવામાં આવે છે અને તેનાં ચામડાં, હાડકાં, લોહી, માંસ જુદાં જુદાં થાય છે. માંસ યંત્રમાંને યંત્રમાં જ ખારવવામાં અને સુકવવામાં આવે છે અને તેના કેટલાક ભાગને ભૂંદો થઇને તે જુદે જુદે રસ્તે યંત્રની બહાર આવે છે. જાનવરોનાં હાડકાં બટનોના અને બ્રશના રૂપમાં યંત્રની બહાર આવે છે. ચામડાનાં બૂટ, બેગ અને મોજાં તૈયાર કરવામાં આવે છે. ડુક્કરના વાળનાં બ્રશ અને હાડકાંમાંથી સ્ત્રીઓના વાળમાં ખોસવાની પીનો, કાંસકા અને બટનો થાય છે. ગાયોનાં કેટલાક ભાગોમાંથી દવા તૈયાર કરે છે અને કેટલાક ભાગોનો સાબુ, મીણબત્તી વગેરે વસ્તુ તૈયાર કરવામાં ઉપયોગ થાય છે. એક જણે મશ્કરીમાં એમ કહ્યુ છે કે ગાયોનું ભાંભરવું અને ડુક્કરોનો ઘુરઘુર અવાજ આ બે બાદ કરતાં બાકીનો તેમનો કોઇ પણ ભાગ શિકાગોના કારખાનામાં ફોગટ જતો નથી.

## જંગલોનું મહત્ત્વ

શિકાગોની આસપાસના પ્રદેશમાં દેવદાર, ઓક, બીચ વગેરે ઝાડોનાં ગાઢ જંગલો છે. પહેલાં તો પૂર્વ કિનારાથી માંડીને મિસિસિપિ સુધી અફાટ જંગલ ફેલાયેલું હતું. વાવેતર કરતી વખતે અને શહેરો વસાવતી વખતે વસાહતવાળાઓએ જો કે ઘણું જંગલ કાપી નાંખ્યું છે, તો યે હજુ અમેરિકાના ¾ પ્રદેશ ઉપર જંગલો છે અને તેમાંના ઝાડો કાપવાની બાબતમાં સરકારના કડક નિયમો છે. પશ્ચિમ ભાગમાં તો ૨૦ કરોડ એકરોનું જંગલ સરકારે અલાયદું રાખ્યું છે. અર્થાત દર વરસે હજારો ઝાડો કપાય છે પણ તેના બદલામાં લોકો વધારે નવાં

ઝાડો રોપે એવા પ્રયત્નો સરકાર કરી રહી છે. શાળાઓમાં ઝાડોનું મહત્ત્વ છોકરાઓને સમજાવાય છે અને વરસમાં એક દિવસ ઝાડો રોપવાનો ઉત્સવ ઉજવાય છે. એ દિવસે શાળામાંનો દરેક છોકરો એક છોડ રોપે છે અને તેની સાભળ લે છે.

જંગલમાં ઝાડો કાપીને તે લઈ જવાનો ધંધો ઉત્તર ભાગમાંના સરોવરને કાંઠે ધમધોકાર ચાલે છે. આ ધંધામાં લાખ્ખો માણસો રોકાયા હોય છે અને તેમની દર સાલની મજૂરી ૩૦ કરોડ સુધી જાય છે. આ ધંધો ફક્ત શિયાળામાં ચાલે છે. તે વખતે બરફ પડવાથી જમીન લીસી થયેલી હોય છે. કઠિયારા જંગલમાં જઈને લાકડાના ઢીમચાનું ઘર કરીને રહે છે અને તેમાં હીંચકામાં સૂઈ જાય છે. તેમની સાથે ચાર મહીનાના ખોરાકના સંઘરો હોય છે. બધું કામ પદ્ધતિસર ચાલે છે. સૌથી પહેલાં એક જાણકાર જંગલમાં ફરે છે અને ક્યાં ઝાડો કઇ જગ્યામાં કાપવાનાં તે જોઇને તે તે ઠેકાણે નિશાની કરે છે. પછી તેની પાછળ કરવતો લઇને કેટલાક માણસો આવે છે અને કરવતથી થોડું કાપીને આગળ જાય છે. તેમની પાછળ કુહાડી લઇને બીજું ટોળું આવે છે અને તે ઝાડો કાપીને નીચે પાડે છે.

પછી પૈડા વગરની ગાડીમાં ૨૦-૨૫ ઢીમચા મૂકે છે અને તેમાં બે ચાર ઘોડા જોડે છે. બરફથી જમીન લીસી થએલી હોવાથી ઘોડાઓથી આટલું બધું વજન સહેલાઇથી ખેંચી શકાય છે. ગાડી નદી પાસે લઈ ગયા પછી ઢીમચા નદીમાં નાખી દે છે. નદીનુ પાણી તો ઠંડીથી ઠરી ગયેલું હોય છે. શિયાળો પૂરો થતાં બરફ ઓગળે છે અને પછી ઢીમચાં પાણીના પ્રવાહની સાથે તણાતા જાય છે. તેના ઉપર કેટલાક માણસો બેસીને જાય છે. તેમના પગમાં બારીક ખીલાવાળા બૂટ હોય છે અને હાથમાં સ્વિટ્ઝર્લૅન્ડના બોમિયાની માફક અણીદાર લાકડી હોય છે. આ લોકો એક ઢીમચા ઉપરથી બીજા ઢીમચા ઉપર સહેજે કૂદે છે અને ઢીમચાને નદીમાં આમતેમ છૂટા પડવા દેતા નથી.

કેટલેક ઠેકાણે આ ઢીમચા ખેંચવાને માટે વહાણોનો ઉપયોગ થાય છે મિશિગન સરોવરને કાંઠે લાકડા કાપવાના ઘણા કારખાના છે તેમા એક જ સપાટામા ઘણી કરવતો જોડાએલી હોય છે અને તેનાથી આખા લાકડાના એકી જ વખતે ઘણા પાટિયા થાય છે

## અમેરિકન ગોવાળીઆ અને ભરવાડો

મધ્ય ભાગમાથી મિસિસિપિની ખીણ છોડીને જેમ જેમ આપણે પશ્ચિમ તરફ જવાના થઈએ તેમ તેમ વરસાદનું પ્રમાણ ઓછુ થાય છે અને ગાઢ ને ઊંચા ઝાડોના મુલકને બદલે ઘાસના ગોચરનો પ્રદેશ શરૂ થાય છે સ્વાભાવિક રીતે જ આ ભાગમાનો મુખ્ય ધંધો ઢોર અને ગાયો પાળવાનો છે આ પાણી વગરના ભાગમા વસાહતને માટે ઘણા દિવસો લાગ્યા શરૂમા ગોવાળીઆઓ અને ભરવાડો થોડા જ હતા તે પણ ઘોડા ઉપર બેસીને ગાયો અને બકરા લઈને પાણી અને ઘાસની સગવડ જ્યા હોય ત્યા જતા એક ભરવાડને બીજા ભરવાડનુ ઘર મળી આવે અને તેમા કોઈ ન હોય તો બેશક તે અંદર જઈ ત્યા જે હોય તે ખાઈ પી પાછો ઘોડા ઉપર બેસીને પોતાને રસ્તે જાય



અમેરિકાના ઘોડેસ્વાર ગોવાળીઆ

પછી તો વસતિ વધી ગઈ પૂર્વ કિનારા ઉપરના ગીચ વસતિવાળા

શહેરોમા પુષ્કળ માંસની જરૂર પડવા માડી. તેથી ગાયો, બકરા વગેરેના ટોળા વધી ગયા દરેક ભરવાડનુ અને ગોવાળિયાનું ગોચર જુદું પાડી આપવામા આવ્યું. આ ચરાને રેન્ચ કહે છે. હવે તો રેન્ચવાળા પોતાના બગલા બાધીને તેમા રહે છે. બગલાની પાસે તેમના વાડા અને કોઠ હોય છે. નીકના પાણીથી તેઓ આલ્ફાલ્ફા નામનુ ઘાસ ઉગાડે છે તેમની પાસે જવા આવવાને માટે મોટરો અને ઘાસ કાપવાને અને પૂળા બાધવાને માટે યત્રો હોય છે શિયાળામા ગાયો અને ઘેટા માલિકના ઘરની પાસે સઘરી રાખેલું ઘાસ ખાય અને ઉનાળામા અલગ રાખેલા ચરામા ચરે છે. ગોવાળિઆઓને અમેરિકામા 'કાઉ-બોયઝ' કહે છે. તેઓ ચપળ ઘોડા ઉપર બેસે છે અને હાથમા લાબુ દોરડુ લઇ દોડતા દોડતા ગાયોની સભાળ રાખે છે.

## રાષ્ટ્રીય યલોસ્ટોન પાર્ક

ચરાનું મેદાન છોડી દઈને પશ્ચિમ તરફ જઈએ તો દક્ષિણોત્તર ઊંચો રોકી પર્વત આડે આવે છે. એનાં શિખરો બરફથી આચ્છાદિત હોય છે. એનુ સૃષ્ટિસૌન્દર્ય રમણિય છે. આ પ્રદેશમાં પ્રચંડ ધોધ છે, ઉજ્જડ અને ભયાનક રણો છે અને ગગનચુંબી વૃક્ષોનાં વીસ્તીર્ણ અરણ્યો છે.

રોકી પર્વતની પાસેના બે બગીચા જોવા જેવા છે. યલોસ્ટોન પાર્ક અને માઉન્ટ લેઈક. યેલોસ્ટોન પાર્ક એક નાનો કૃત્રિમ બગીચો નથી પણ સરકારે અલગ સુરક્ષિત રાખેલો એક વિસ્તીર્ણ ડુગરાળ પ્રદેશ છે. એના બબ્બે માઇલ ઊંચા પર્વતશિખરો, એક એક માઇલ ઊડી એવી ભયંકર ખીણો, સરોવરો, ધોધ વગેરે ઘણા સૃષ્ટિચમત્કાર છે. પરંતુ યલોસ્ટોન પાર્કની વિશેષતા તેમાના ગરમ પાણીના ૫૦૦ ઝરણોમા છે. આ ઝરણાના પાણીમા ઘણી ધાતુ ભળી ગઇ હોવાથી તે ઘણા રંગના

હોય છે કેટલાક ઝરણામાથી ગરમ પાણીના ફુવારા અવારનવાર ઊડે છે કેટલાક ફુવારા વરસમા એક બે વખત તો કેટલાક થોડીથોડી મિનિટને અતરે નિયમિત ઊડે છે ઓલ્ડ ફેથફુલ નામનો એક ફુવારો અરાબર એક કલાકને અતરે ઊડે છે ગ્રેન્ડ ગાઈસર નામનો ફુવારો ૩૦૦ ફૂટ ઊંચે ઊડે છે

બીજુ જોવા જેવુ સ્થળ તે સોલ્ટ લેઇક એ નામ પ્રમાણે જ ખારા પાણીનું ૧૦૦ માઇલ લાબુ સરોવર છે તેનું પાણી સમુદ્રના પાણી કરતા છ ગણુ વધારે ખારૂ છે આ સરોવરમાથી હજારો ખાડી મીઠુ મળે છે મીઠાથી સરોવરનુ પાણી એટલુ ભારે થએનુ હોય છે કે ઊંચાણ ઉપરથી સરોવરમા કૂદીએ તો પણ ખભા સુધીનો ભાગ જ માત્ર પાણીમાં ડૂબે છે અને માથુ બુચની માફક પાણી ઉપર તરતું રહે છે

## સોનાની શોધમાં

રોકી પર્વત અને તેના પશ્ચિમ તરફના ડુગરો ઉપરનો સપાટ પ્રદેશ પહેલા નિર્જન હતો પરતુ ૧૮૪૮મા માર્શલ નામના ગૃહસ્થને અહીંની નદીની રેતીમા સોનાના કણ મળી આવ્યા આ ખબર ફેલાતા હજારો માણસો આ ઉજ્જડ ભાગમા સોનાના લોભથી દોડતા આવ્યા અને તેઓએ આ બધી નદીઓની રેતી ચાળીચાળીને તેમાથી લાખ્ખો રૂપિયાનું સોનુ મેળવ્યુ પછી તેઓએ ખુદ રોકી પર્વત તરફ ધસારો કરવા માડ્યો રોકીમા તેઓએ ઠેરઠેર માઇલો સુધી ઊંડુ ખોદ્યુ અને કલ્પના પણ ન આવે એટલુ સોનુ અને રૂપુ બહાર કાઢ્યુ હજુ પણ હાથમા કોદાળો અને પાવડો લઇને પીઠ ઉપર ભાથાની કોથળી બાધી રોકી પર્વતના ખૂણાખાચરામા સોનાની શોધ કરતા રખડતા સાહસિક લોક નજરે પડે છે આ સોનાના પ્રદેશમા ખાણુ વાળાઓએ પોતાને રહેવાને સારૂ અને સોનું રૂપુ શુદ્ધ કરવાને સારૂ

કારખાનાં જમાવ્યા, શહેરો ઊભા કર્યાં અને ટૂંક મુદતમા ડેનવર, સાન ફ્રાન્સિસ્કો વગેરે નવાં શહેરોમા લાખ્ખોની લોકસંખ્યા થઈ.

## કેલિફોર્નિયાનું નંદનવન

અમેરિકાનો પેસિફિક મહાસાગરની પાસેનો પશ્ચિમ કિનારો સાચે જ નંદનવન છે. ખાસ કરીને કેલિફોર્નિયા સસ્થાનની સૃષ્ટિશોભા અને આબોહવા અવર્ણનીય છે. અહીંયા ઉનાળો નથી તેમ શિયાળો પણ નથી. આખું વરસ વસંતઋતુ જ હોય છે. ઝાડો આખું વરસ લીલાછમ રહે છે. આખું વરસ ફળઝાડોને સુદર ફળો અને ફૂલો આવે છે. ડિસેમ્બર મહિનામા પણ ખુલ્લામા ગુલાબ ખીલે છે. પાસાડેના નામના ગામમા ગુલાબોની એક ઘટા છે, તેના ઉપર હજારો ફૂલો મળી આવે છે.



કેલિફોર્નિયાના રાક્ષસી વૃક્ષો

કેલિફોર્નિયાની વાડીમાં જોઈએ એટલા અખરોટ અને બદામના ઝાડો નજરે પડે છે નારગી અને લીંબુના છોડ તો હજારોની સખ્યામા ગણી શકાય. કેલિફોર્નિયાના કેટલાક ભાગમા આપણે ફરવા નીકળીએ તો અનેક માઇલ સુધી દ્રાક્ષની વેલો સિવાય આપણને કંઇ પણ નજરે પડે નહિ. અંજીરના ઝાડો અહીંયા સારી પેઠે ઉગે છે એક એક ઝાડ ઉપર ૫૦૦ શેર વજન થાય એટલા અજીર પાકે છે કેટલાક ભાગોમા ૧૦-૧૨ વરસના છોકરાના વજનના જેટલુ એક એક બીટ-ગાજર મળી આવે છે અને કેટલાકમા તમારે જોઈએ એટલા તરબુચો તમને મફત ખાવા મળે.

કેલિફોર્નિયામા ફળોની નાની મોટી વાડીઓ છે અને તે નીકના પાણીથી સીંચાય છે આ દસ એકરની વાડીમા એક કુટુમ્બનો સારી પેઠે ગુજરો થાય છે કેટલાક ફળદ્રુપ ભાગમા તો એક એક એકરની વાડી ઉપર પણ એક કુટુબ સારી પેઠે ગુજારો કરી શકે છે કેટલીક વાડીઓ વિશાળ પણ છે વીના રેચ નામની વાડીની જમીન ૬૦ હજાર એકર છે આ વાડીમાથી જે દાડિયા વહે છે તે સો માઇલ લાબા છે વીના રેચમાની દ્રાક્ષની વાડી જેવી મોટી વાડી સારી દુનિયામા બીજે કયપિ નથી આ વાડીમા એટલી દ્રાક્ષ મળી આવે છે કે તે આખા અમેરિકામા વહેચીએ તો દરેક અમેરિકન સ્ત્રીપુરૂષ અને છોકરાને ભાગે માણસ દીઠ પાશેર દ્રાક્ષ આવે વીના રેચમાના ચરામા ત્રીસ હજાર ઘેટા ચરે છે અને આખી વાડીમા ૧૫૦૦ માણસો કામ કરે છે આ વિશાળ વાડી વિષેની ઘણીજ આશ્ચર્યકારક વાત તો એ છે કે આ વાડી લીનેડ સ્ટેનફર્ડ નામના ગૃહસ્થની હતી અને તેણે તે એક યુનિવર્સિટિને બક્ષીસ આપી આ લીનેડ સ્ટેનફર્ડ યુનિવર્સિટિ આ વાડીની આવક ઉપર ચાલે છે

કેલિફોર્નિયામાના વૃક્ષો જેવા મોટા વૃક્ષો દુનિયામા ક્યાંયે નથી કેટલાક ઝાડોના થડ એટલા મોટાં છે કે તેણી અદર પોલાણ કરીએ તો તે જગ્યામા ૬૦ છોકરાઓની નિશાળ બેસી શકે કેટલાક ઝાડો તો ૩૦૦ ફૂટ કરતા પણ ઊચા છે સ્ગાર ર્કીગ નામનુ ઝાડ ૩૬૬ ફૂટ અને જગતની મા નામનુ ઝાડ ૩૧૫ ફૂટ ઊચુ છે એક ઝાડના થડમા એક બાકોરૂ પાડયુ છે તેમાથી એક ઘોડાગાડી જઇ શકે છે આ ઝાડો હજાર વરસો જેટના જૂના છે એટના જૂના વૃક્ષો દુનિયામા બીજે કયાએ નથી એના લાકડા ઇમારતી કામને માટે ઘણાજ સારા હોવાથી કેલિફોર્નિયા, વોશિંગ્ટન અને ઓરેગોન આ ત્રણ સસ્થાનોના જગલોમા લાકડા કાપવાનો ધધો ધમધોકાર ચાલે છે

આપણે અમેરિકામા ઘણા દિવસો વિતાવ્યા. આ વિશાળ અને સમૃધ્ધ દેશના જુદા જુદા ભાગોમા અમેરિકન લોકો પોતાના બુધ્ધિચાતુર્યથી અને યત્રના બળથી જુદા જુદા ઉદ્યોગધધા કેટલા મોટા પાયા ઉપર ચલાવે છે, તે આપણે જોયું. અમેરિકાની આ એક વિશેષતા છે. તેઓ જે કંઈ પેદા કરે છે તે એટલુ બધુ પેદા કરે છે કે માલની બાબતમા દુનિયાનુ બજાર તેમના હાથમા આવી જાય છે કાઈ પણ ચીજની એક જ વખતે મોટા પાયા ઉપર પેદાશ થાય તો તે સસ્તે ભાવે આપવાનુ પરવડે છે ઘણા વરસ સુધી ઈંગ્લેન્ડ જેવા ઉદ્યોગપ્રધાન દેશમાં પણ ઈંગ્લેન્ડની મોટરો કરતા અમેરિકન મોટરનુ વેચાણ વધુ હતું હાલ ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને જર્મનીમા સિનેમાના જે ચિત્રપટો બતાવાય છે તેમાના ઘણા ખરા અમેરિકન બનાવટના જ હોય છે.

## યંત્રનું સામ્રાજ્ય

થોડા વખતમા પુષ્કળ માલ પેદા કરવો તે યત્રના બળથી જ થઈ શકે. આજે અમેરિકામા લગભગ યંત્રનુ રાજ્ય ચાલે છે. અમેરિકાના કારખાનામા અને ખેતરોમા બધા કામો યંત્રથી કેવી રીતે ચાલે છે એ હવે આપણે જોયું છે પણ શહેર તેમ જ ગામડાના ઘરોમા પણ યત્રોનુ રાજ્ય છે. રસોઈ વીજળીના ચૂલા ઉપર થાય છે, વીજળી જ ઘરમા વાસીદુ કાઢે છે, કપડા ધુએ છે અને દીવાબત્તી કરે છે ઘરધણિયાણી ટેલિફોન મારફતે માસ, બ્રેડ, શાકભાજી, ઈંડા વગેરે જે જે પદાર્થ પોતાને જોઈએ તેની દુકાનદારને ખબર આપે છે કે તરત જ દુકાનદારનો નોકર હાથગાડીમા તે વસ્તુઓ લાવીને તળમજલામા વીજળીની લિફ્ટમા મૂકે છે અને વીજળીનુ બટન દાબે છે ઓરડીમાંનો ઘંટ વાગે કે તરત જ ઘરધણિયાણી વીજળીનું બટન દાબીને લિફ્ટ ઉપર લાવે છે અને તેમાની ચીજો લઈ લે છે ઘેરઘેર રેડિઓ ચાલતો હોય છે અને તેની મારફતે ઘેર બેઠા ઘણા માઈલને અંતરે ચાલતુ

ગાયન કે ભાષણ સાંભળાય છે અને ભજનભાવ તેમ જ તાજી ખબરો પણ મળે છે શહેરથી છેટે રહેતો ખેડૂત પણ ખેતરમાં માંચે આરામ ખુરશીમાં બેઠો બેઠો ન્યુયાર્ક, શિકાગો, લોસએન્જેલીસ વગેરે શહેરોમાં ચાલતું ગાયન સાંભળે છે.

યંત્ર એટલે એક જ પ્રકારનું કામ ફેરફાર વગર કરતું રહે અને એક જ જાતનો પદાર્થ તૈયાર કરે માણસ હાથે કામ કરવા માંડે તો એક જ પ્રકારની વસ્તુમાં તે પોતાની ઇચ્છા મુજબ ફેરફાર કરી કંઈક પણ નવું બનાવે અને તેમાં પોતાનાં હસ્તકૌશલ્ય અને અભિરુચિ બતાવી શકે. બે માણસોએ બનાવેલી બે વસ્તુઓમાં કંઈક ફેર તો હોય જ અને તેમાં જ તે તે માણસોની વિશેષતા જણાઈ આવે એ દેખીતી વાત છે. યંત્રોના સાર્વત્રિક પ્રસારને લઈને અમેરિકામાં એક જાતનું એકસરખાપણું દેખાય છે એક અમેરિકન સદ્‌ગૃહસ્થ લખે છે "અમેરિકામાંનાં ૯૯ શહેરો સાવ સરખાં છે તમે ગમે ત્યાં જાઓ, એક જ જાતનું રેલ્વે સ્ટેશન, સ્ટેશનની પાસે એક જ જાતનો મોટરનો તબેલો તેની આગળ એક જ જાતનું માખણનું કારખાનું, બે મજલાવાળી દુકાનો અને પેટીના આકારવાળાં રહેવાનાં ઘરો મળી આવે છે દુકાનોમાં તે જ જાતની જાહેરાતો અને તે જ જાતનો માલ દેખાય છે એટલું જ નહિ, પણ હજામ અને કોંગ્રેસમૅન એ બંનેના મોમાં એક જ પ્રકારની ભાષાની લઢણ દેખાય છે"

## અમેરિકનોની શોધક વૃત્તિ

આ યાંત્રિક સરખાપણાની સાથે સાથે તેની સાથે ન મળતો આવે એવો બીજો એક ગુણ અમેરિકામાં મળી આવે છે ત્યાં નવાને માટે માગણી બહુ અને કંઈક નવું શોધી કાઢવાની અને પ્રચારમાં લાવવાની તાલાવેલી બહુ નિશાળોનું જ ઉદાહરણ લઈએ. શું શીખવાડવું કેવું શીખવાડવું, માસ્તરોએ શીખવાડવું કે છોકરાઓ જ પોતાની મેળે

...વે વગેરે ઘણા જ પ્રશ્નોનો નિત્ય વિચાર અમેરિકન લોકો કરતા હોય છે. પોતાને ગમે તે નવી પધ્ધતિ દાખલ કરે છે. તેને સારા નવાં નામ આપે છે, તેના ઉપર પુસ્તકો લખે છે અને તેનો પ્રચાર કરે છે. છોકરાઓની બુધ્ધિ કેવી છે તે માપવાની કસોટીનો એવો રાફડો ફાટ્યો છે, કે જે તે પોતાની કસોટીઓ તૈયાર કરે અને બજારમાં વેચી નાંખે છે. એવો એક પણ સામાજિક પ્રશ્ન નહિ હોય કે જે વિષે અમેરિકન લોકોએ નવીન પ્રકારનો વિચાર અથવા પ્રયોગ કર્યો ન હોય. આ ટેવને લઇને ઘણી વખતે તેમના વિચાર અને આચારમાં અતિશયતા દેખાય છે; તેમજ સમાજસ્વાસ્થ્યને જરૂરી સ્થિરતાનો અભાવ પરદેશીઓને જણાય છે. પણ બાળવયનું અમેરિકન રાષ્ટ્ર હિન્દુસ્તાન જેવી બુઢ્ઢી દાદીમા નથી અથવા ઇંગ્લેન્ડ જેવા મધ્યવયના સ્થિરવૃત્તિવાળા ગૃહસ્થ જેવુ પણ નથી. પોતાને યુરોપના રાજકારણી ભાંજગડમાં કોઈ દિવસ પડવું નહિ, તેમજ યુરોપને દક્ષિણ કે ઉત્તર અમેરિકાની ભાંજગડમાં પડવા દેવું નહિ એ અમેરિકન લોકોને મનગમતી રાજકીય નીતિ છે, પણ વેપારની બાબતમાં અમેરિકાની યુરોપિયન રાષ્ટ્રોની સાથે હરીફાઇ થવી અનિવાર્ય છે અને આ હરીફાઇનું પરિણામ કોઇક વખતે યુધ્ધમાં પણ આવવાનો સંભવ છે એમ યુરોપ અમેરિકાને લાગે છે તેથી અમેરિકાએ હાલમા ઇંગ્લેન્ડના જેટલું જ પોતાનું નૌકાસૈન્ય રાખ્યું છે વધતા નૌકાસૈન્યને અંગે ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, જાપાન, ઈટલિ વગેરેમા રૈયત ઉપર જબરદસ્ત કર બોજો લાદવામાં આવ્યો છે. અમેરિકનો ઉપર પણ આ બોજો ઘણો છે અને સતત વધતો જાય છે પણ તેની પાસના પુષ્કળ પૈસાને અંગે તે જણાતો નથી. એકબીજાના હેતુને વિષે સંશય થાય, ગેરસમજૂતીઓ અને હરીફાઇઓ વધે આ વાત બધી રીતે અનિષ્ટ છે. કદાચ એથી ફરી યુધ્ધ ફાટી નીકળે ને મહાસહાર થાય એ ડરથી બધા રાષ્ટ્રોના આગેવાનો નૌકાબળ અને યુધ્ધસાહિત્ય ઘટાડવાની બાબતમા વિચાર કરી રહ્યા છે અને આના મૂળ પુસ્તકનું છેવટનુ પાનુ લંડનમા લખાય છે તે સમયે

ખુદ લડનમા આ પ્રશ્નની વાટાઘાટ કરવાને નૌકાસૈન્યવાળા પાચ રાષ્ટ્રના આગેવાનો ભેગા થયા છે અને ગઈ કાલે જ એ પ્રમુખ રાષ્ટ્રોએ કજીઓ ઊભો થાય તો યુધ્ધ ન કરતા ઘરમેળે પતાવવાના સોગદ ખાધા છે

આ શુભેચ્છા આચારમા ઊતરે, નૌકાબળ તથા યુધ્ધસાહિત્ય ઘટી જાય કે સમૂળગુ જતુ રહે માનવસમાજમાથી યુધ્ધ નાબૂદ થાય તો દુનિયામા બધુભાવ વધશે વાહનની સગવડોની મદદથી રાષ્ટ્રો એક-બીજાની પાસે આવશે અને વિજ્ઞાન સાહિત્ય અને લલિતકળાઓની પરસ્પર આપલે થશે દરેક રાષ્ટ્રને પોતાની મેળે વિકાસ કરવાને અને તેના ધ્યેય તરફ પહોચવામા આખુ જગત મદદ કરશે

---

## સ્વાધ્યાય

૧ અમેરિકાને 'નવી દુનિયા' શા માટે કહે છે? નવી દુનિયાનો શોધક કોણ? 'અમેરિકા' નામ શી રીતે પડ્યુ?

૨ અમેરિકામા યુરોપિયનો આવ્યા પહેલા પણ એમ કહેવાય છે કે કેટલીક ઉચ્ચ સસ્કૃતિવાળી પ્રજાઓ ત્યા રહેતી હતી આમાની પેરૂની ઇન્કા નામની અને મેક્સિકોની પ્રજા વિષે કઈક માહિતી મેળવો

૩ અમેરિકા એટલે વર્ણસકરતા અને રાષ્ટ્રસકરતાનુ એક સરસ ક્ષેત્ર આ વાક્યની યથાર્થતા સમજાવો

૪ યુનાયટેડ સ્ટેટ્સમા કોલસાની શોધ કેવી રીતે થઈ? આજે એ દેશમા કોલસો ક્યા ક્યા નીકળે છે એ એક નકશો દોરી બતાવો

૫ જમીનમાથી પેટ્રોલિયમ તેલ કેવી રીતે કાઢવામા આવે છે તે જણાવો આ તેલના મુખ્ય ઉપયોગ શા શા છે? ધારો કે આ તેલ ન જ મળી શકે તો આપણી શી પરિસ્થિતિ થાય એની કલ્પના કરો

૬. ફ્લોરીડા અને કેલિફોર્નિયામા અસખ્ય ફળો થાય છે એના મુખ્ય કારણ કહો ? આ પ્રદેશની એકાદ જંગી ફળવાડીનું શબ્દચિત્ર આલેખો

૭ સાનફ્રાન્સિસ્કોના અંજીર અને નારંગી—તાજા અને લીલા—છેક ત્રણ હજાર માઈલ દૂર ન્યૂયોર્કમા મળે છે એ કેવી રીતે શક્ય બન્યુ ? આપણે ત્યાથી કયા ફળો એ રીતે પરદેશ જાય છે ?

૮ અમેરિકન કપાસના પાકને સોના કરતા કિંમતી કહ્યો છે એ સાચુ છે ? શા માટે ? એની ખેતીમા મજૂર તરીકે કોણ કામ કરે છે ?

૯ અમેરિકન રૂ હિંદી રૂ કરતા કઈ રીતે ચઢિયાતુ છે તે જણાવો હિંદમા સૌથી ઊંચુ રૂ ક્યા થાય છે ? અમેરિકન રૂની ખેતી હિંદમાયે થતી હોય તો ક્યા થાય છે તે જણાવો ?

૧૦ અમેરિકાના હબસી ગુલામો સ્વતત્ર ક્યારે અને કેવી રીતે થયા એ વર્ણવો અબ્રાહામ લિંકને આમા શો ભાગ ભજવ્યો તે જણાવો

૧૧ બૂકર ટી વૉશિંગ્ટન સબધી વધુ હકીકત ગુજરાતીમા લખાયલા એના જીવન-ચરિત્રમાથી મેળવી એના જીવન અને કાર્યની રૂપરેખા દર્શાવનારો એક લેખ લખો

૧૨ અમેરિકન પ્રજા આજે પણ કાળા હબસીઓ પ્રત્યે કેવુ વર્તન રાખે છે તે દાખલા આપી કહો આ સંબધી તમારો અભિપ્રાય જણાવો

૧૩ ટર્પેન્ટાઈન બનાવવાની રીત ટૂકમા વર્ણવો હિંદમા હિમાલય પર્વત પરના ચિન નામના ઝાડમાથી એ બને છે ટર્પેન્ટાઈનના હિંદમા કારખાના ક્યા ક્યા છે તે જણાવો

૧૪ મિસિસિપિ નદીમા અનેક વાર મોટી રેલ આવે છે તેનુ શુ કારણ ? એની સામે રક્ષણ સારૂ શા ઉપાયો યોજાયા છે ?

૧૫ મિસિસિપિ નદીની ભૌગોલિક અગત્ય પર એક ટૂકો નિબધ લખો

૧૬ મકાઈના પાક માટે કેવી જમીન અને આબોહવા જોઈએ ? અમેરિકામા એનો શો ઉપયોગ થાય છે ?

૧૭ અમેરિકાની ખેતી પદ્ધતિમાં યંત્રોનો ખૂબ ઉપયોગ થાય છે એ માટે તમે બને એટલા ભૌગોલિક કારણો દર્શાવો એમાંના એકાદ અગત્યના યંત્રનું વર્ણન કરો ગુજરાતમાં ખેતી સારૂ યંત્રોનો વપરાશ કેટલે અંશે શક્ય છે એ જણાવો બને તો એ સબંધી કોઈક જાણકાર ખેડૂતને પૂછી તેનો અભિપ્રાય લખો

૧૮ 'એલિવેટર' અને 'સ્કાયસ્ક્રેપર' વિષે ટૂંક નોંધ લખો

૧૯ શિકાગો શહેરની વિશિષ્ટતાઓ વર્ણવતો એક પત્ર તમારા મિત્ર પર લખો ન્યૂયોર્કનું વિગતવાર વર્ણન આ પુસ્તકમાં આપ્યું નથી તો અન્ય પુસ્તકોમાંથી હકીકત મેળવી તમે એક નાનો લેખ લખો એ લેખમાં મૂકવા માટે જોઈતા ચિત્રોની યોગ્ય પસંદગી કરો

૨૦ અમેરિકન જંગલોના કઠિયારાનું જીવન ટૂંકમાં વર્ણવો જંગલો સદંતર કાપી નાખવાથી કયા અનિષ્ટ પરિણામ નીપજે ?

૨૧ 'યલોસ્ટોન પાર્ક' વિષે વધારે માહિતી મેળવી એનું સુંદર બયાન કરતો લેખ લખો

૨૨ કેલિફોર્નિયાના રાક્ષસી વૃક્ષો સબંધી એક ટૂંક વર્ણન લખો એના જંગી ઝાડ બીજે કયાં થાય છે ? એમાંના કેટલાક નામ આપો

૨૩ અમેરિકન પ્રજાના જીવન વિકાસમાં યંત્રો ખૂબ અગત્યનો ભાગ ભજવે છે એ તમે આ પાઠમાં જોયું હશે યંત્રના ઉપયોગથી શા લાભાલાભ થાય છે તે જણાવો યંત્ર વિના આપણે ચલાવી શકીએ ખરા ?

૨૪ અમેરિકનોની શોધ વૃત્તિ વિષે એક નોંધ લખો એના સૌથી મહાન શોધક ટામસ એડિસન સબંધી જાણતા હો તે કહો

૨૫ અમેરિકાની આજની અઢળક સમૃદ્ધિ એની ભૌગોલિક પરિસ્થિતિ એની નૈસર્ગિક સંપત્તિ અને એનો અમેરિકન પ્રજાએ જે રીતે ઉપયોગ કર્યો તે ઉપર અવલંબી રહી છે, એ વાક્યની યથાર્થતા દાખલા આપી સાબીત કરજો

સમાપ્ત.

# મુદ્રણ દોષ

| પાનું | પેરા-લાઇન | છપાયેલું | વાંચવાનું |
|---|---|---|---|
| ૩ | ૨- ૩ | ભયંર | ભયંકર |
| ૪ | ૧- ૫ | થ્વીની | પૃથ્વીની |
| ૧૨ | ૨- હેડીંગ | નેમેનો | તેમનો |
| ૧૪ | ૨- ૪ | ગાઈ | ગાય |
| ૧૫ | ૨- ૫ | ચપ્પુની | ચપ્પુ |
| ૧૬ | ૩- ૪ | છતા | છતાં |
| ૧૮ | ૧-૧૫ | લાસે | લીધે |
| ૩૮ | ૨- હેડીંગ | કેલ્લના | કેલ્લાના |
| ૩૯ | ૩- ૧ | નહેરનુ | નહેરનું |
| ,, | ૩- ૪ | નાહેરમાં | નહેરમાં |
| ૪૦ | ૨- ૪ | ધાણીની | ધાણીના |
| ૪૩ | ૨- ૧ | કિનારાવાળા | કિનારીવાળી |
| ૫૫ | ૩-૧૪ | લોકોમ | લોકોમાં |
| ૬૨ | ૨- ૧ | પુરુષો | પુરુષોને |
| ૭૦ | ૨- ૨ | સુરી | સુધી |
| ૭૨ | ૩- ૬ | ભોળ | સોળ |
| ૯૩ | ૨- ૫ | આપના | આપણાં |
| ૯૬ | ૩-૧૨ | ગમ | ગામ |
| ૧૧૫ | ૧- ૩ | ધયૅ | ધૈર્ય |
| ૧૧૮ | ૧-૧૩ | તબિયગ | તબિયત |
| ૧૧૯ | ૪- ૩ | દ્યોગશીલના | ઉદ્યોગશીલતા |
| ૧૨૧ | ૩- ૫ | જ્ય | જ્યાં |
| ૧૫૭ | ૧-૧૦ | વહાણે | વહાણો |
| ૧૭૭ | ૩- ૭ | દેખા | દેખાઈ |
| ૧૭૮ | ૧- ૯ | ગેમ્સ | ગેઇમ્સ |
| ૧૯૨ | ૧- ૨ | ગાસીડીઓ | ગાંસડીઓ |
| ૨૦૨ | ૪- ૨ | ભાગોલિક | ભૌગોલિક |
| ૨૦૭ | ૧-૧૦ | કૂળકુપ | કૂળકુપ |
| ૨૧૬ | ૧-૧૭ | ચંટાએલા | ચંટાએલા |
| ૨૪૦ | ૨- ૭ | આગેવાન | આગેવાને |